# દેશવ્યવહારવ્યવસ્થાનાં

## મૂળતત્ત્વો



ગુજરાતીમાં કરનાર

સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર

છાપી પ્રકટ કરનાર

મણીલાલ ઈ. દેશાઈ

મુંબઈ

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ

સને ૧૯૧૧ સંવત ૧૯૬૭

# પ્રકટકર્તાની નોંધ



આ ગ્રન્થ સ્વ. કવિ નર્મદના અપ્રકટ લેખોમાંનો એક છે. સ્વ. કવિના પુત્ર સ્વ. જયશંકરના એક્ઝીક્યુટરોએ, એ ગ્રન્થ ઉપયોગમાં આવે તેટલા માટે જોઈ જવાને મને સોંપ્યો હતો. તેનાં પ્રારંભના આશરે પચ્ચીશ પાનાં ગુમ થયલાં હોવાથી એ ગ્રન્થ શા આધારે અને શા હેતુથી લખાયો, તેની કોઈને માહિતી નહતી. છતાં એ ગ્રન્થનો પૂર્વ ભાગનો ત્રીજો સંવાદ ૧૯૧૦ ના 'ગુજરાતી' ના દીપાવલીના ખાસ અંકમાં પ્રકટ કરવામાં આવતાં, વાંચકોનું તેપર સારું ધ્યાન ખેંચાયું અને 'ગુજરાતી' ના વાંચનાર એક ઇસલામી ગૃહસ્થ, ખોજા ડાહ્યા પુંજાએ, આ લેખનું મૂળ અમને જણાવ્યું અને પોતાના સંગ્રહમાંથી "देशव्यवहारव्यवस्था शास्त्राची मूळतत्त्वें" એ નામક ઇ. સ. ૧૮૫૪ માં છપાયલું મરાઠી પુસ્તક મોકલી આપવાની કૃપા કરી, અને તેને માટે પ્રસિદ્ધકર્તા એ ગૃહસ્થનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.

આ લેખ કવિના પોતાના હસ્તાક્ષરમાં નથી, પરંતુ કવિના એક પરમ રા. નરભેરામ પ્રાણશંકર, જે હાલ હૈયાત છે અને ઓરપાડ જીલ્લાના રહે છે, પણ જે સારંગના દરદથી પીડાય છે, તેના હસ્તાક્ષરમાં છે. તે મને જણાવે છે કે, આ લેખ કવિના કહેવાથી કરેલી તેના લેખની શુદ્ધ નકલ છે. એ લેખ ભાષાન્તર છે. ડા. બુલરની સૂચના પરથી એ ગ્રંથ મુંબઈ સરકારના કેળવણી ખાતાંને માટે તૈયાર કરવામાં આવ્યો હતો, અને કવિને તેના ભાષાંતર માટે પારિતોષક આપવાનું ડા. બુલરે ઠરાવ્યું હતું. આ ગોઠવણ શા કારણે ભાંગી પડી તેની, તેમજ કવિ નર્મદના અસંખ્ય પરમ સેવકો હોવા છતાં શા કારણે તે અપ્રસિદ્ધ રહ્યો તેની રા. નરભેરામને ખબર નથી.

ગુજરાતી પ્રજા વાણીજ્યમાં આગળ પડતી છે, છતાં ગુજરાતી ભાષામાં અર્થશાસ્ત્રની ચર્ચા કરનારાં જાણીતાં પુસ્તકો માત્ર બે જ છે. એક તો દિ. બા. અંબાલાલનું મીલના પુસ્તકને આધારે લખાયલું અર્થશાસ્ત્ર અને બીજું ઓન૦ મી૦ ચીમનલાલ હરીલાલ સેતલવડ અને મદનલાલ લલ્લુભાઇ મુનસીકૃતું 'અર્થશાસ્ત્રની વાતો.' કવિ નર્મદનું પુસ્તક મરાઠીમાંથી ભાષાંતર ત્રીજું છે. એ પુસ્તક મરાઠીમાં સદર અદાલતના

# પ્રકટકર્ત્તાની નોંધ

ટ્રાન્સલેટર હરિ કેશવજી સોમવંશી ક્ષત્રી પાઠારે અને એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુશનના પહેલી પ્રતિના વિદ્યાર્થી રા. સા. વિશ્વનાથ નારાયણ મંડલીકે, પુણા કાલેજના સાહિત્યના ઉસ્તાદ મી. હેન્રી ગ્રીનની સૂચનાથી, મીસીસ માર્સેટના 'કાન્વર્સેશન' અને જોન સ્ટુઅર્ટ મીલ નામના લેખકના સુપ્રસિદ્ધ 'મૂળ સિદ્ધાંતો' ને આધારે, અર્થશાસ્ત્રનો વિષય લોકપ્રિય કરવાના હેતુથી સંવાદરૂપે તૈયાર કર્યું હતું. વળી કેટલેક સ્થળે અંગ્રેજી લેખકોના લેખનું શબ્દશઃ ભાષાંતર કરવામાં આવ્યું છે અને કેટલેક સ્થળે તેમનાં સિદ્ધાંતો સરલ ભાષામાં સારરૂપે આપ્યાં છે.

કોઈ પણ ભાષામાં વિજ્ઞાનનાં પુસ્તકો, લેખો, અને જ્ઞાન જેમ વધારે, તેમ તે ભાષાના શબ્દોનું ભંડોળ વધારે, અને શબ્દાર્થ પણ વધારે સુનિશ્ચિત હોય છે. ગુજરાતી ભાષા વિજ્ઞાનના પુસ્તકોના સંબંધમાં ઘણી ગરીબ છે, અને તેથી તે વિષયના શબ્દાર્થ અને શબ્દપ્રયોગ ઘણીવાર શિથિલ જોવામાં આવે છે. ઘણીવાર પરભાષાના શબ્દથી જેટલી ત્વરાથી વસ્તુનું ભાન થાય છે, તેટલું ભાષાના નવા ઉપજાવી કહાડેલા શુદ્ધ શબ્દથી થતું નથી. કવિ નર્મદને આ વસ્તુસ્થિતિનું સારું જ્ઞાન હતું, અને તેથી તે શબ્દનો પ્રયોગ કરવામાં અને તેના અર્થનો સંબંધ હેઠ સૂધી બરાબર સાચવી રાખવામાં ઘણી સંભાળ રાખતા હતા. તે એવી રીતે લખતા કે, એક વાકયમાંથી એક શબ્દ કહાડી બીજો તેવો જ શબ્દ મૂકીને આપણે ચલાવી શકીએ નહીં. કવિનાં લખાણની આ ખૂબી, અને ભાષા અને શબ્દ ઉપરનો તેમનો અંકુશ, કોઈક સ્થળે નજર ચૂકનો દોષ [illegible] કરતાં, આ પુસ્તકમાં સ્થળે સ્થળે દૃષ્ટિએ પડે છે. વળી ક[illegible] કહે છે તેમ, 'સંસકરુતમયી' કે 'જડખું ભાંજી [illegible] ભાષાંતરમાં પ્રત્યક્ષ થાય છે.



મને સંપૂર્ણ આશા છે કે, સ્વ. કવિ નર્મદનું આ ભાષાંતર લોકપ્રિય થશે, અને શાળાઓમાં 'ટેક્ષ્ટ' અને ઇનામ તરીકે કેળવણીખાતામાં મંજુર થશે.

આશ્વિન સુદી દ્વાદશી
સંવત ૧૯૬૭ મુંબઈ

મણીલાલ. ઈ. દેશાઈ.

# અનુક્રમણિકા



## પૂર્વભાગ સંવાદ ૧ લો



## પૂર્વભાગ સંવાદ ૨ જો



## પૂર્વભાગ સંવાદ ૩ જો



## પૂર્વભાગ સંવાદ ૪ થો

# અનુક્રમણિકા

## અનુક્રમણિકા

# દેશવ્યવહારવ્યવસ્થા

## પૂર્વભાગ સંવાદ ૧

### ઉપોદ્‌ઘાત

**દેશવ્યવહારવ્યવસ્થાની બીલકુલ માહિતી ન હોય તો વ્યવસ્થાનું કાંઈપણ ધોરણ ન રહેતાં હાનિ થશે. દેશવ્યવહારવ્યવસ્થાનાં મૂળતત્ત્વની જો માહિતી હશે, તો જ લાભ થશે. શીખનારાઓને આ વિદ્યા કઠિન લાગે છે, પણ તે સહેલી છે; વિગેરે વિગેરે આ પ્રકરણમાં કહેલું છે.**

**મહેતાજી**—આજ સવારે તેં જે વિષયનું પ્રકરણ કાઢ્યું હતું, તેમાં તારું બોલવું જૂદું પડતું હતું, અને મારું બોલવું પણ જૂદું પડતું હતું. મને લાગે છે, કે એ પ્રકરણમાં કંઈક ભૂલ હશે.

**ગોપાળ**—તો હું એ પ્રકરણ આપને વાંચી બતાવું છું. ગણપતરામજી* ફરીથી પાટણ શહેરમાં આવ્યા અને જોવા લાગ્યા, તો તેમને એ શહેર પહેલાં જોયું હતું તેવું જણાયું નહીં; તેથી આશ્ચર્યચકિત થઈને તેમણે માધવરાવજીને પૂછ્યું, આવું એ ગ્રંથમાં છે. તેની પછી જે પ્રકરણ છે, તે આ પ્રમાણે છે: "અહો! મારા અહીંથી ગયા પછી આ દેશ ઉપર કંઈ વિઘ્ન આવી પડ્યું હશે! હું જ્યારે અહીંથી ગયો, ત્યારે આ દેશની જે સંપત્તિ હતી, તે હવે દેખાતી નથી; રત્નો, સોનું, રૂપું એમાંનું કંઈ પણ દેખાતું નથી. લોકોનાં વસ્ત્રો સાદાં થઈ ગયાં છે; ઘર પણ નાનાં નાનાં બેઠી બાંધણીનાં અને સાદાં થઈ ગયાં છે; કળાકૌશલ્ય પડી ભાંગ્યાં છે, અને આ શહેર વસ્તી વિનાનું થઈ ગયું છે." માધવરાવજીએ જરા હસીને તેમને પૂછ્યું કે, "આ શહેર બહાર શું શું પડ્યું છે, તે તમે જોયું છે કે?" એટલે ગણપતરામજીએ ઉત્તર આપ્યો કે, "શહેર બહાર તો ખેતીનો મોટો રોજગાર ચાલી રહ્યો છે, અને એક પણ ખેતર ખેડાયા વિનાનું પડત રહ્યું નથી." ત્યારે માધવરાવજીએ કહ્યું કે, "હવે હું તમને એ શહેરના દાખલા આપીશ. એક એવું શહેર છે કે જેમાં સંગેમરમરના પથરા-

---

* ઇંગ્રેજી ગ્રંથમાં 'ટલીમેકસ'નું નામ આપેલું છે, મરાઠીમાં 'કૃષ્ણરાવજી' છે; પરંતુ અહીં 'ગણપતરામજી' એ નામ રાખેલું છે.

## અનુક્રમણિકા





કરતા હતા. દેશમાં પુષ્કળ વસતી વધતાં વધારાની પ્રજા બીજા મુલકમાં જતી, અને તે પ્રજા ત્યાં નવી વસાવટ કરીને તે પ્રદેશની સંભાળ લેતી.

**ગોપાળ**—એ તો બની ગયેલી વાત છે, હાલ એ દેશ કેવો છે?

**મહેતાજી**—તે દેશ કેવો હતો અને હવે કેવો થયો છે, એ વાત હાલમાં દેશેદેશ ફરનારા બોલ્ની નામના સાહેબે કહી છે. તે વાંચતાં આપણને શોક થયા વિના રહેતો જ નથી.

**ગોપાળ**—આવા પ્રકારનો જુલમ અને રાજ્યની ઉથલપાથલ વારંવાર થયા જ કરે છે; તેટલા માટે રાજકર્તા સારી રીતે રાજ્ય ચલાવતો ન હોય, તો તે દેશની દુર્દશા જ થાય છે. ઠીક, પણ રાજ્ય સારી રીતે ચાલતું હોય, શહેરમાં મેહેનતુ લોક પુષ્કળ થયા હોય, અને દેશની જમીનની સારી રીતે ખેડ થતી હોય તોપછી જેમ વિજયસિંહે કર્યું તેમ ત્યાંના લોકને ખેતી માટે શહેર બહાર કાઢીને શું દેશાવર મોકલવા નહીં?

**મહેતાજી**—મને લાગે છે, કે લોકને શહેર બહાર કાઢવા નહીં; કારણ દેશાવરમાં એ લોકને કામ મળશે નહીં.

**ગોપાળ**—કામ કેમ મળવાનું નહીં?

**મહેતાજી**—જમીનની ખેતી કરવા જેટલા માણસ જોઇએ, તેટલા તે પ્રદેશમાં છે, તેથી.

**ગોપાળ**—જ્યાં આખો દેશ સારી રીતે ખેડમાં આવી ગયો છે, એવા યૂરોપ-ખંડના ઈંગ્લાંડ સરખા દેશના શહેરોના લોકને પોતાના પ્રાંતની જમીનની ખેતી કરવાનું કામ કદાપિ પણ મળવાનું નહીં. પણ જ્યાં પુષ્કળ જમીન પડત રહેલી હોય તે દેશમાં પણ શું એમ જ થશે, કે?

**મહેતાજી**—મને લાગે છે કે તેમ જ થવું જોઇએ.

**ગોપાળ**—તો પછી જે મુલકમાં ખેડ કરવા લાયક જમીન પુષ્કળ હોય, ત્યાં ખેતી કરવા માટે પુષ્કળ લોક જાય તો ત્યાં ખેતી થાય જ નહીં, એવી સ્થિતિ થાય. મને તો એમાં કંઈ સમજણ પડી નહીં.

**મહેતાજી**—જે શાસ્ત્રમાં દેશવ્યવહારવ્યવસ્થા જણાવવામાં આવેલી છે, તેના મુખ્ય નિયમ સમજ્યા શિવાય તું એ વિષય સમજી શકનાર નથી.

**ગોપાળ**—પણ મને તો તે શાસ્ત્ર જરા પણ આવડતું નથી, બહુ અટપટું છે.

આની મોટી મોટી હવેલીઓ છે, અને સોનારૂપાથી તે શહેર ભરપૂર છે, પણ શહેર બહારની જમીન પડત રહેલી છે. બીજું શહેર એવું છે કે તેની બહારની જમીનમાં ઉત્તમ પ્રકારની ખેડ ચાલી રહી છે, બાગબગીચા પુષ્કળ છે, પણ શહેરમાં કોઈ પણ સ્થળે ડોળડિમાક જણાતો નથી, અને લોક સાદી રીતથી રહે છે. આ બે શહેરોમાં કીયું શહેર સારું? પહેલું કે બીજું? મને એમ લાગે છે, કે જે શહેરમાં કારીગરો અને કસબીઓ ઘણા હોય, અને જયાંના લોક મોજશોખની પુષ્કળ જણસો ઉત્પન્ન કરતા હોય, અને તેથી કરીને લોક પૈસાથી સમૃદ્ધ હોય તે શહેર સારું; અને જે શહેર બહાર ખેતી થતી હોય નહીં અને જમીન પડત રહેતી હોય, તે શહેર રાક્ષસના સરખું દેખાય છે. પાતળા શરીરવાળો, શક્તિ વિનાનો, અને પુષ્કળ મોટા માથાવાળો માણસ જેમ અતિશય કુરૂપ દેખાય છે, તેમ તેના જેવી જ તેની સ્થિતિ છે, એમ સમજવું. ભારે વસતી અને પુષ્કળ ધાન્ય એ જ કોઈપણ રાજ્યની ખરી શકિત અને સંપત્તિ છે. આ પ્રમાણે વિજયસિંહના રાજ્યમાં બન્યું છે. તેના સમગ્ર દેશમાં વસતી મોટી છે, અને લોક એક સરખી મેહેનત કરીને જમીનની ખેતી કરે છે; એમ જ સમજો, કે એ આખો દેશ એક મોટું શહેર છે, અને પાટણ તેનો મધ્ય ભાગ છે; મધ્ય ભાગમાં લોકની વસતી ઘણી વધી ગઈ છે, અને પ્રદેશની જમીન ખેડ્યા વિનાની પડત રહેલી છે, તેથી વધી પડેલા લોકને શહેરમાંથી કાઢીને બહારના પ્રદેશમાં ખેતી કરવા માટે વિજયસિંહ મોકલે છે." કહો, હવે હું આગળ ચલાવું, કે મેં જેટલું વાંચ્યું છે તેટલું જ બસ છે? હું ધારુંછું કે માધવરાવજીનું બોલવું ખરૂં છે. એવી આપની ખાત્રી હવે થઈ હશે.

**મહેતાજી**—નહીં. એનો બોલવામાં સહજસાજ ખરું છે; પણ શહેર પડી ભાંગે, બહારનો પ્રદેશ આબાદ થાય, અથવા બહારનો પ્રદેશ પડી ભાંગે ને શહેર આબાદ થાય, એવો જે સાર તેના બોલવામાંથી નીકળે છે, તે તદ્દન ખોટો છે; ને ખરી વાત એ છે, કે જો શહેર આબાદ હોય તો તેને લીધે તેની આસપાસના પ્રદેશની જમીનની સારી રીતે ખેડ થાય. મુંબઈ શહેરને લગતી જમીનમાં હાલ શું બાગ બગીચા કમી છે? સારી રીતે આબાદ થયલા દેશમાં માતબર અને સારી વસ્તી હોય છે. શું એવાં શહેરોની સંખ્યા ઓછી છે? ઘણું કરીને એમ જોવામાં આવે છે, કે શહેર ભાંગ્યું એટલે તેની આસપાસના પ્રદેશની જમીનની સારી ખેડ થતી જ નથી. એશિયાખંડમાં ફિનીશિયા કરીને એક દેશ હતો, તેનું મુખ્ય શહેર ટાયર હતું. પૂર્વે તેની ચઢતી દશા હતી. તેમાં બહુ ભારે કીંમત ઉપજાવનારો એક રંગ તૈયાર થતો હતો. ત્યાં સોનું પણ પુષ્કળ હતું. તે છતાં એ દેશના લોકોએ ખેતીનું કામ છોડી દીધું નહોતું. તેઓ જમીનની સારી રીતે ખેડ

કરતા હતા. દેશમાં પુષ્કળ વસતી વધતાં વધારાની પ્રજા બીજા મુલકમાં જતી, અને તે પ્રજા ત્યાં નવી વસાવટ કરીને તે પ્રદેશની સંભાળ લેતી.

**ગોપાળ**—એ તો બની ગયલી વાત છે, હાલ એ દેશ કેવો છે?

**મહેતાજી**—તે દેશ કેવો હતો અને હવે કેવો થયો છે, એ વાત હાલમાં દેશેદેશ ફરનારા બોલ્‌ની નામના સાહેબે કહી છે. તે વાંચતાં આપણને શોક થયા વિના રહેતો જ નથી.

**ગોપાળ**—આવા પ્રકારનો જુલમ અને રાજ્યની ઉથલપાથલ વારંવાર થયા જ કરે છે; તેટલા માટે રાજકર્તા સારી રીતે રાજ્ય ચલાવતો ન હોય, તો તે દેશની દુર્દશા જ થાય છે. ઠીક, પણ રાજ્ય સારી રીતે ચાલતું હોય, શહેરમાં મેહેનતુ લોક પુષ્કળ થયા હોય, અને દેશની જમીનની સારી રીતે ખેડ થતી હોય તોપછી જેમ વિજયસિંહે કર્યું તેમ ત્યાંના લોકને ખેતી માટે શહેર બહાર કાઢીને શું દેશાવર મોકલવા નહીં?

**મહેતાજી**—મને લાગે છે, કે લોકને શહેર બહાર કાઢવા નહીં; કારણ દેશાવરમાં એ લોકને કામ મળશે નહીં.

**ગોપાળ**—કામ કેમ મળવાનું નહીં?

**મહેતાજી**—જમીનની ખેતી કરવા જેટલા માણસ જોઇએ, તેટલા તે પ્રદેશમાં છે, તેથી.

**ગોપાળ**—જ્યાં આખો દેશ સારી રીતે ખેડમાં આવી ગયો છે, એવા યૂરોપ-ખંડના ઈંગ્લાંડ સરખા દેશના શહેરોના લોકને પોતાના પ્રાંતની જમીનની ખેતી કરવાનું કામ કદાપિ પણ મળવાનું નહીં. પણ જ્યાં પુષ્કળ જમીન પડત રહેલી હોય તે દેશમાં પણ શું એમ જ થશે, કે?

**મહેતાજી**—મને લાગે છે કે તેમ જ થતું જોઇએ.

**ગોપાળ**—તો પછી જે મુલકમાં ખેડ કરવા લાયક જમીન પુષ્કળ હોય, ત્યાં ખેતી કરવા માટે પુષ્કળ લોક જાય તો ત્યાં ખેતી થાય જ નહીં, એવી સ્થિતિ થાય. મને તો એમાં કંઈ સમજણ પડી નહીં.

**મહેતાજી**—જે શાસ્ત્રમાં દેશવ્યવહારવ્યવસ્થા જણાવવામાં આવેલી છે, તેના મુખ્ય નિયમ સમજ્યા શિવાય તું એ વિષય સમજી સકનાર નથી.

**ગોપાળ**—પણ મને તો તે શાસ્ત્ર જરા પણ આવડતું નથી, બહું અટપટું છે.

**મહેતાજી**—દેશવ્યવહારવ્યવસ્થા જણાવનાર શાસ્ત્ર, એ નામ કીયા શાસ્ત્રને આપ-વામાં આવે છે તેની શું તને ખબર છે ખરી?

**ગોપાળ**—છે એમ લાગે છે. અમે લોકો તેને શાસ્ત્રીય વિષયની વાતો કહીએ છીએ. પણ મને તેમાં મઝા પડતી નથી. માંડવી,* જકાત, સરકારનું દેવું, વ્યાપાર, ધર્માદાય, દાનચોરીથી માલ ઉતારવો, ચલણી નોટનો વ્યવહાર કરવો, વિગેરે એવી એવી વાતો, શું તે શાસ્ત્ર કહેવામાં આવી નથી? પણ જ્યારે હું એ વાતો સાંભળવા બેસું છું, ત્યારે મારું તો માથું દુઃખવા આવે છે. થોડાક દિવસ ઉપર એક સાહેબે મને ઈંગ્રેજીમાં લખેલો એક ગ્રંથ બતાવીને કહ્યું હતું, કે દેશવ્યવહારવ્યવસ્થાના વિષય સંબંધી. એડમ **સ્મિથ** સાહેબે ઉત્તમ ગ્રંથ રચ્યો છે. તેણે એ ગ્રંથમાંથી થોડુંક મને વાંચી બતાવ્યું તો બીજા સાથે આગમચથી સાટું કરી રાખવું, જકાત લેવી, લેવડદેવડમાં છૂટ મુકવી, ભાવ ઠરાવવો, એવા એવા શબ્દો મારે કાને પડવા લાગ્યા. પણ એટલામાં તો મને કાંઈ પણ સમજણ પડી જ નહીં, અને એ કામ કયારે આટોપાશે એવા વિચાર આવવા લાગ્યા. આ પ્રમાણે મને એ શાસ્ત્રમાં ગમ્મત પડતી નથી, તેથી શહેર પ્રાંત વિગરે વિષયો સંબંધી જે ભાષણ હમણાં ચાલે છે, તેમાં આ શાસ્ત્ર સંબંધી વાત આવવા માંડશે એટલે હું મારો પોતાનો પક્ષ છોડી દઈશ. આ વિષયમાં મને સમજણ પડતી નથી, તેમ તે સમજવાની મને દરકાર પણ નથી.

**મહેતાજી**—દેશવ્યવહારવ્યવસ્થા સમજ્યા શિવાય તું તારી શંકાનું સમાધાન થયું છે એવો સંતોષ માની લે છે. દેશમાં સંપત્તિ કેવી રીતે ઉત્પન્ન કરવી, એ સંપત્તિનો વિનિયોગ કેવી રીતે કરવો, વિગેરે એવા વ્યવહાર જણાવનારા શાસ્ત્રના પ્રસંગો નીકળે ત્યારે તારે કંઈપણ બોલવું નહીં જોઇએ, કારણ કે તને જેમાં સમજણ પડે નહીં તે વિષયમાં તારે બોલવાનું કામ શું?

**ગોપાળ**—તો પછી હું તે વિશે નહીં બોલું. પણ ત્યારે એમ થવું જોઈએ, કે આ શાસ્ત્રની વાતો મારે કાને પડવી નહીં જોઈએ.

**મહેતાજી**—તો હું નહીં બોલું એમ તું કહેછે, પણ પેલા માધવના જેવો મૂર્ખ થતો નહીં. શબ્દ–'બોલ' એ શું વસ્તુ છે તે સમજ્યા શિવાય તે 'બોલ' બોલતો હતો. છેવટે તેને એમ સમજાયું કે 'બોલ' એ કંઈ બીજી વસ્તુ નથી. જે હું જન્મથી બોલતો આવ્યો છું, તેજ 'બોલ' છે. તેનું આવું અજ્ઞાન જોઇને તું પણ હસ્યો હતો. તે જ પ્રમાણે દેશવ્યવહારની

---

* જકાત ઉઘરાવવાનું સ્થળ.

વ્યવસ્થા સમજ્યા વિના તું પણ એમ જ બોલે છે. પરમ દિવસે તું દાણાબજારના વ્યવહાર સંબંધી બેધડક બોલતો હતો, પણ તે વિષયની તને બીલકુલ માહિતગારી નથી; તેથી તારું બોલવું પણ એવું જ થયું હતું.

ગોપાળ—ચાર શાણા માણસોને મોઢેથી મેં તે વિષે જે સાંભળ્યું હતું, તે વિના હું કંઈપણ વિશેષ બોલ્યો જ ન હતો. મારું બોલવાનું એવું હતું, કે સરકારે હુકમ કાઢીને વેપાર કરનારા સૌ વેપારીઓ પાસે દેશના સઘળા દાણા, દાણાની પીઠમાં મંગાવી અણાવવા જોઇએ. એમ થશે એટલે અનાજની બીલકુલ તાણ પડશે નહીં. એ વેપારીઓની એવી ધારણા હોય છે કે, દાણા બહાર કાઢવામાં નહીં આવે એટલે તેના ભાવ ચઢશે; પણ દાણા તો સૌથી પહેલા જ જોઇએ, અને પછી બીજી વસ્તુઓ. નહીંતર માણસ ખાય શું? અને વાંચશે પણ શી રીતે? આવી સારી અને સર્વના હિતની વાત બોલવામાં શી હરકત છે? એમ બોલવામાં દેશવ્યવહારવ્યવસ્થા સમજવાની શી જરૂર છે?

મહેતાજી—દાણાની પીઠના વ્યવહાર સંબંધી જ્યારે બોલવાનું હોય ત્યારે આ શાસ્ત્રનું જ્ઞાન તને હોવું જ જોઇએ. આ શાસ્ત્રના જે મોટા મોટા વિષયો છે, તેમાં ધાન્ય પણ એક છે. કારણ કે અન્નનો સર્વને ખપ હોય છે. વિશેષ બુદ્ધિમાન પુરુષો ઘણું ખરું આ શાસ્ત્ર સંબંધી એકાદ વિષય લઇને તે ઉપર ભાષણ આપે છે. આ શાસ્ત્રને પડતું મુકીને જે જે બોલવાનું થાય, તે સર્વ વાજબી હોય જ નહીં. કાલે તું એમ બોલ્યો કે, અમુક શહેરના કારખાનાંવાળાઓ પોતાના હાથ નીચેના મજુર લોકની સારી રીતે સંભાળ લેતા નથી. દાણાના ભાવ ચઢ્યા હોય, તો ગરીબ લોકને ઘણી જ હાડમારી ભોગવવી પડે છે; તેથી દાણાના ભાવ જેટલા પ્રમાણમાં ચઢે, તેટલા પ્રમાણમાં મજુરી પેટે જે રોજ તેમને આપવાના હોય તેના દર પણ વધારવા જોઇએ; આવો કાયદો પણ થવો જોઇએ; એવું જે તું બોલ્યો હતો, તે તને તો સારી રીતે વિચાર કરીને જ બોલાયલું જણાયું હશે.

ગોપાળ—ત્યારે શું હું ખોટું બોલ્યો હતો? હાં! હાં! હું હવે આપની કહેવાની મતલબ સમજ્યો. ત્યારે એમ કહોને, કે મારે ગમે તેમ કરીને એ શાસ્ત્ર શીખવું જ જોઇએ, એવી આપની ઇચ્છા છે. પણ તે વિષય તરફ મારું મન વળે શી રીતે?

મહેતાજી—તે કોણ કહી શકે? પણ હું તારી એટલી તો ખાતરી કરાવી આપીશ કે આ શાસ્ત્રનું જ્ઞાન તને હશે નહીં તો માત્ર નિત્યના વ્યવહારના વિષયો જોઇને જ તે ઉપર સારું ભાષણ કરતાં તને આવડવાનું નથી. તું ગમે તેટલી સંભાળ રાખીને બોલીશ, છતાં પણ તારું અજ્ઞાન બહાર પડ્યા વિના રહેશે નહીં. વિદ્વાન લોક તારું બોલવું સાંભળીને હસવા

લાગશે. તને સ્મરણમાં હશે જ, કે એક દિવસે તું એમ બોલ્યો હતો, કે મુંબાઇમાં માહીમની ખાડી ઉપર સર જમશેદજી જીજીભાઇએ ભારે ખર્ચ કરીને પાકો રસ્તો બાંધ્યો છે, પણ એ ખાડીમાં જે માણસો તરીનો વેપાર ચલાવે છે, તેમનો ધંધો બુડી ગયો; અને ઇંગ્લાંડ દેશમાં નવીન નવીન કલ્પનાઓ કરીને જે જે યંત્રો કાઢવામાં આવે છે તે સર્વથી પણ ખરેખર એમ જ થાય છે, કે જે કામ ભારે મહેનતથી થતું હતું તે હવે થોડી મહેનતે થાય છે, પણ તેથી કરીને ઘણા ગરીબ દુબળા લોકને કંઇ કામ મળતું નથી. તારા આમ બોલવા ઉપરથી એમ દેખાય છે, કે તને એ ગરીબ લોકની ઘણી જ દયા આવે છે. પણ પરોપકાર કોને કહેવો તેની તને યથાર્થ સમજણ નથી. સારાંશ, કે તું જે બોલીશ તેમાં થોડી કે ઘણી દેશવ્યવહારવ્યવસ્થાસંબંધી વાત તો આવવાની જ. તેથી હું એ શાસ્ત્ર સંબંધી બોલવાનો જ નથી, એવો જો તેં નિશ્ચય કર્યો હશે, તો કેવળ મૌન સેવીશ તો જ તારી સિદ્ધિ થશે.

**ગોપાળ**—મહારાજ! મારે કેમ તદ્દન મૌન સેવવું પડવાનું? તેમ છતાં એટલું તો થશે, કે પોશાક, રમત ગમત, છોકરાં અને સ્ત્રીઓને આનંદ આપનારી બાબતો, વિગેરે વિષયો બોલવા માટે ખુલ્લા રહેશે.

**મહેતાજી**—એક દિવસે લુગડાંની વાત ચાલતી હતી ત્યારે લોકમાં આ શાસ્ત્ર સંબંધી પુરેપુરું અજ્ઞાન મારી નજરે જોવામાં આવ્યું. એક સ્ત્રી એમ બોલવા લાગી કે અમદાવાદી ખંડ, સાડી, કીનખાબ વિગેરે કાપડ મોઘું થયું છે, તેથી તેના ઉપરની જકાત કંઇક વધી હશે. તેમ હોય તો શા માટે વેપારી દાનચોરીથી માલ લાવતા નથી? જકાત ઉઘરાવનારને ફસાવે તો ઘણું સારું. આ વાત સાંભળીને બીજી પાસે બેઠેલી સ્ત્રી બોલી, કે એ તું શું બોલે છે? દાનચોરીથી માલ આણવો એ શું સારું કામ કહેવાય કે? પરમુલકની ગમે તે જાતની જણસ હોય તો પણ તેને અહીં આ દેશમાં આવવા દેવી નહી જોઇએ; એ જણસો ગમે તેટલી સારી હોય, તો પણ તે આપણે વાપરવી નહીં જોઇએ; અને તેના સઘળા પૈસા ગરીબ ગુરબાંને ધર્માદા આપવા જોઇએ. આપણા દેશના લોક ભૂખે મરે તેમને આપણે નજરો નજર જોવા, અને પારકા દેશનો વેપાર વધવા દેવો, એ સારું નહીં.

**ગોપાળ**—આ જે બીજી સ્ત્રી બોલી તેમાં શું ખોટું છે? તેના બોલવામાં દયા અને સ્વદેશ પ્રતિની પ્રીતિ જણાય છે. આપણે જે આટલું બધું વિલાયતી કાપડ લઇએ છીએ, તે લેવું નહીં જોઇએ. કાપડ તૈયાર કરવાનાં યંત્રો ઇંગ્લાંડ દેશમાં હોય છે, તે આપણે આપણા દેશમાં આણીને ચાલુ કરવાં જોઇએ, તેમાં જ આપણા દેશનું હિત છે.

**મહેતાજી**—એ વિષય સંબંધી તું વિચાર કરવા માંડીશ તો તને જણાશે, કે તેમાં દેશનું કંઇપણ હિત નથી. દેશવ્યવહારવ્યવસ્થા જાણતો હશે તો જ વિચાર કરતાં તને તે વાત સમજાશે. તું કહેશે, કે આ શાસ્ત્ર કઠિન છે, પણ કોઈ વાત કરવા બેસીએ અને તે કઠિન જણાય એટલે કંટાળીને તે છોડી દેવી નહીં જોઇએ. તે સાંભળવાને એક સરખી રીતે નિશ્ચયપૂર્વક બેસવું જોઇએ; પરંતુ લોકો પોતાને કોઇપણ વિષય કઠિન જણાયો, એટલે તેને પડતો મુકી દે છે. હમણાં હમણાં ઘણાખરા લોકનું એવું બોલવું થાય છે, કે આપણે ગરીબ લોકે યંત્રાદિકનો વિચાર શા માટે કરવો જોઇએ? આપણે તો આપણા પેટ માટે ગોઠવણ કરવી જોઇએ. વાંચતાં, લખતાં શીખીને કાયદાનો અભ્યાસ કર્યાથી શિરસ્તેદારી અને મુનસફી મળશે, અને કદાપિ તે પણ નહીં મળે તો વકીલનો ધંધો ચલાવી શકીશું, અગર કારકુનની તો જગા મળશે.

**ગોપાળ**—મને જણાય છે કે, આપ કહોછો તેમ લોક જે વિચાર કરે છે, તે સારો છે; કારણ શિરસ્તેદારી અને મુનસફી આગળ યંત્રાદિ શિલ્પ વિદ્યા તુચ્છ છે.

**મહેતાજી**—ઠીક; પણ હવે જો સર્વ તારી પેઠે શિલ્પ વિદ્યાદિથી કંટાળો ખાવા માંડે તો પછી વિચાર કર કે તેનું શું પરિણામ આવશે? તે સંબંધી કોઈ ચિંતા ન કરે અને સર્વ જણ પોતપોતાના પેટની તરફ જ નજર દોડાવા માંડે, તો પછી આપણું અને દેશનું કલ્યાણ શી રીતે થાય? અરે વરાળનાં યંત્રો, એ યંત્રોમાં બાળવાના કોલસા, લોખંડી રસ્તા, એ વિગેરેની સ્થિતિ કેવી છે; તે જ પ્રમાણે આપણા પ્રદેશની ખેતી કેવી છે; અને જમીન ઉપર સરકારી કર નંખાયલો છે તેથી રૈયતની કેવી સ્થિતિ છે; દેશનું કલ્યાણ કરી શકાય એવી, જમીનનો વહીવટ ચલાવવાની, કઈ રીતિ છે; એ સર્વ વિષયો ઉપર, સ્વદેશનું કલ્યાણ ઇચ્છનારાઓએ વિચાર ચલાવવો એ આવશ્યક છે. એ સર્વ વિષયો ઉપર વિચાર ચલાવવામાં ન આવે તો આપણું ઘણું અનહિત થાય.

**ગોપાળ**—મહારાજ! આપ જે વાત કહો છો તે ખરી જ છે, અને એ વિષયો ઉપર વિચાર ચલાવવા માટે સ્વદેશના કલ્યાણ સારુ કંઈ પણ કરવું જોઇએ. તે દિવસે આપ અને પેલા પંડિત વચ્ચે જે વાત ચાલતી હતી, તેમાં દેશવ્યવહારવ્યવસ્થાનું શાસ્ત્ર નીકળ્યું હતું. તેમાં પરમુલકના લોક સાથે વ્યાપાર કરવાથી સારા લાભ થાય છે, અને દેશનું કલ્યાણ કઈ કઈ રીતિએ સાધી શકાય, વિગેરે તેના પ્રકારો કહેવામાં આવ્યા હતા. તો પછી આપના જ મત પ્રમાણે એ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તો તો દેશના કલ્યાણના ઉપાયો સહજ દૃષ્ટિમાં આવે.

**મહેતાજી**—ખરે, દેશના કલ્યાણના ઉપાયો સમજવા માટે આ શાસ્ત્રનો અભ્યાસ કરશે એટલે કોના ઉપર કેવી રીતે દયા કરવી, સ્વદેશ સંબંધી પ્રીતિ કેવી ધરાવવી, કેવે પ્રકારે ને કેવા પ્રકારની ધરાવવી એ તને આપોઆપ સમજાશે; કારણ કે તે વિશે જે કરવું જોઇએ તે, તેની માહિતી મેળવ્યા પછી અને વિચારપૂર્વક જ થવું જોઇએ. તેમ થાય નહીં તો તે સંબંધી મનમાં ગમે તેવી ઘણી જ ઉત્તમ કલ્પના કરવાનું ફળ શું? ઘરસંસારનો રોજનો ખટલો દેશવ્યવહારની વ્યવસ્થાના ધોરણ સિવાય ચાલવાનો જ નહીં. એટલે કે આ શાસ્ત્ર જૂદું, અને રસાયન, જ્યોતિષ, સિદ્ધપદાર્થ વિજ્ઞાન, એ શાસ્ત્રો પણ જૂદાં છે. એ શાસ્ત્રોના નિયમો છોડીને તે સંબંધી બોલવામાં આવે, તો તે તરફ ઘણાં માણસોનું લક્ષ ખેંચાશે નહીં, પણ આ શાસ્ત્રના નિયમો છોડીને બોલવામાં આવે તો વ્યવહારમાં મોટી મોટી ભૂલો—અનર્થ થવાના જ. રાજ્ય સંબંધી તવારીખ, વૃત્તાંત, જૂદા જૂદા દેશો, અને સમુદ્ર ફરીને આવેલા વિવિધ વર્તમાન–સમાચાર–વિગેરેનાં જે લખાણો છે, તે આ શાસ્ત્રના નિયમોને નહીં અનુસરનારાં હોતાં નથી. તેથી જો તેના મુખ્ય નિયમોની માહિતી ન હોય, તો એ લેખોનો યથાર્થ ભાવ સમજી શકાય નહીં. એ શાસ્ત્રની જો આપણને સમૂળગી માહિતી ન હોય, તો પછી જે લેખકનો ગ્રંથ આપણે જોઇએ, તે લેખકને આ શાસ્ત્રની માહિતી છે કે નહીં એ આપણે શી રીતે જાણી શકવાના? અને તેનું એવું પરિણામ આવવાનું કે એ ગ્રંથમાં કંઈ ખોટું કહેવામાં આવ્યું હશે તેને ખરું છે, એમ આપણે માની લેવાના. આ જ પ્રમાણે તને એ ગણપતરામજીનો ગ્રંથ વાંચતાં બધું ખરું જણાય છે. કેટલાક સારા કાવ્યકાર લેખકો આ શાસ્ત્ર સારી રીતે સમજ્યા હોય એમ જણાતું નથી. આ શાસ્ત્રને નહીં અનુસરીને લખાયલા ગ્રંથો લોકને પસંદ પડે છે, પણ તેથી એમ થાય છે, કે અજ્ઞાનપણું ચાલુ રહે એવી જ સમજણ તેમને પડે છે.

**ગોપાળ**—કાવ્યોમાં આ દોષ હોય છે, એમ કહેવું એ મને ખરું લાગતું નથી; કાવ્યો પ્રતિ મારી વિશેષ ભક્તિ છે.

**મહેતાજી**—દેશવ્યવહારવ્યવસ્થા ઉપર ધ્યાન રાખ્યા શિવાય કાવ્યાદિના કરનારાઓએ જો કંઈ પોતાનાં કાવ્યોમાં ઘસડી માર્યું હોય, તો તે દોષ કાવ્યોની રસભર રચનામાં નહીં જેવો થઈ જાય છે. વળી એમ પણ છે, કે સારી ઉત્તમ કવિતા અને તેની રચનામાં જે રસ અલંકારાદિ ભરેલાં હોય છે તે ભરતાં, કેવળ ખરી જ વાતનો ઉપયોગ કરવો જોઇએ એમ કંઈ નથી. નવી વાત ઉપજાવી કાઢી હોય તો પણ તે

શકે. પણ એ વાત ખરી છે, કે કેવળ ઉપજાવી કાઢેલી છે, એમ જાણી ાં કેળ
પ્રમાણે આપણે તે કવિતા સમજવી જોઇએ.

ગોપાળ—એમ હશે. પણ મહારાજ! મેં એમ સાંભળ્યું છે, કે દેશ મનમાં
સ્થા ઉપર એક ઇંગ્રેજ સ્ત્રીએ એક ગ્રંથ રચ્યો છે. એટલે પુરાણ શાસ્ત્રો સ્ત્રીઓ
પવા લાગી એમ થયું. પણ બાઇડીઓને દેશવ્યવહારવ્યવસ્થાની માહિતી ન હોય તો
તે વિના ચાલી શકે. તેમને એ શિખીને શું કરવાનું છે? લોકને દેશવ્યવહાર-
સ્થાની માહિતી ન હોય તો તેમનું એ અજ્ઞાન કાઢી નાંખવું એ સરકારનું કામ છે.
સ્ત્રી શાસ્ત્રકર્ત્તા અથવા કાયદા કાનુન ઘડનારી હતી એમ જાણવામાં નથી. તો
બાઇડીઓને એ શિખવાથી ઉપયોગ શો? તેમણે એ શિખવું નહીં જોઇએ,
સારું છે.

**મહેતાજી**—બાઇડીઓએ આ શાસ્ત્ર શિખવું નહીં જોઇએ, એ સમજ તદ્દન
અને ભૂલ ભરેલી છે. આ વિદ્યા શિખીને બાઇડીઓ આ શાસ્ત્ર સમજવા માંડે
વ્યવસ્થા ઉત્તમ થવાની. તેથી કરીને તેમને પોતપોતાનાં બાલકોને આ વિદ્યા
ખવાડતાં આવડશે, અને તેમ થવાથી છોકરાં એ વ્યવસ્થા પ્રમાણે નાનપણથી જ
તાં શિખશે. વળી એમ પણ છે, કે બાલકો નાનપણમાં જે જે જુવે છે, જે
સાંભળે છે, તે તે સર્વને તેઓ પોતાના મનમાં રાખી ઠસવાવી શકે છે, અને મોટાં
છે, ત્યારે આ સારું અને આ ખોટું એમ સમજવા માંડે છે, તથા જે ખોટું
છે તેને છોડી દે છે. પણ જો માતા સારી રીતે તે શિખી હશે તો જ ઘણું ખરું
પાસે બેસનારાં બાલકો પણ ખરી વાત શિખવા માંડશે. આ પ્રમાણે બાલકોને
ખવામાં બાઈડીઓની મદદ મળશે, તો ઘણું મોટું કામ કરી શકાશે.

ગોપાળ—મારાથી પણ નાનાં બાલક હોય તેઓથી પણ શું દેશવ્યવહારવ્યવસ્થા
શકાય કે?

**મહેતાજી**—હા. જો તેઓ શિખે તો પાછળથી તે તેમને ઉપયોગી થઈ પડશે
સારી રીતે શિખેલી અને શાણી હોય તથા બાલકોને સમજણ પડે એવી સહેલી
થી શિખવી શકતી હોય, તો બાલકોએ પણ શા માટે આ શાસ્ત્રની વાતો
વી નહીં જોઇએ? આમ શિખેલાં બાલકોનું જ્ઞાન મોટાં માણસોના કરતાં પણ
ક થશે.

ગોપાળ—મને લાગે છે, કે છોકરાંને આ શાસ્ત્ર શિખવવા માટે તેમાંથી સારી
સહેલી વાતો રચી કાઢવી જોઇએ.

**મ્હેતાજી**—ઠીક બોલ્યો. મેં એવી એક વાત જોઈ છે. તેમાં આ શાસ્ત્રનું કોઈ પણ કરશે એટલામ પણ આવતું નથી. તે વાતમાં એક મુખ્ય વિષય તદ્દન સહેલી રીતિએ કેવે પ્રકારે, એક કામની વાટણી ઘણાં માણસોમાં કરવામાં આવી હોય; તો તે કેટલી જે..ઝંપથી તૈયાર થાય છે, એ વાત તેમાં કહેલી છે. જો આ શાસ્ત્રને આધારે તું એ વાત સમજશે, તો તને તે વધારે સારી લાગશે. વળી મેં પણ એવી એક વાત છોકરાંઓને માટે રચી છે. તેમાં મેં જણાવેલું છે, કે કોઈ એક રાજા હતો. તે જે જે વસ્તુને હાથ લગાડતો તે તે વસ્તુ સોનાની થઈ જતી. એ રાજાની એવી માન્યતા હતી કે, સોનું એ જ ખરી સંપત્તિ છે. આમ સમજીને તેણે સર્વ વસ્તુઓને પોતાનો હાથ લગાડીને સોનાની કરી દીધી. તેથી કરીને એમ થયું, કે તેને અને તેની પ્રજાને ખાવાનો કોઈ પણ પદાર્થ રહ્યો નહીં. એવી સ્થિતિ થઈ ગઈ એટલે તેને લીધે તે સર્વ મરી ગયાં.

**ગોપાળ**—શું આ વાતમાં દેશવ્યવહારની જ વ્યવસ્થા કહેલી છે, કે? મહારાજ! મને તો એમ લાગે છે, કે જેમ એ રાજાનો હાથ જે જે વસ્તુને લાગતો, તે તે સર્વ સોનાની થઈ જતી, તેમ આપના મુખમાંથી જે જે વાત નીકળે છે, તે સર્વ દેશવ્યવહારવ્યવસ્થાની જ હોય છે.

**મહેતાજી**—તો તું મારા કહેવાનો ભાવાર્થ સમજ્યો જ નથી. એ વાત દેશવ્યવહારવ્યવસ્થાના એક પ્રકાર સંબંધી છે, એટલે તેને અનુસરીને જ તેનું રૂપ તારે જોવું જોઇએ. રાજાનો હાથ અડકવાથી સર્વ વસ્તુ સોનાની થતી હતી, એમ જે વાતમાં કહેલું છે, તેમાં એમ સૂચવેલું છે, કે ધાન્યાદિક જે કંઈ જમીનમાંથી ઉત્પન્ન થાય છે, તેની મનુષ્યને સોનાના કરતાં પણ વિશેષ અગત્ય છે. ધાન્યાદિ પદાર્થો પુરતા હોય તો જ સોનાને સંપત્તિ ગણી શકાય. જો પાસે કેવળ સોનું હોય, અને તે શિવાય બીજી કોઈ વસ્તુ પાસે હોય નહીં તો એકલું સોનું શા કામનું? એકલું સોનું એ કંઈ સંપત્તિ નથી.

**ગોપાળ**—તો પછી જે વાતો દેશવ્યવહારસંબંધી હશે, તે કેવળ કહી જવાથી તેનું તાત્પર્ય બાલકો સમજી શકવાનાં નહીં. કેવળ જેવી વાત રચવામાં આવી હોય તેવી જ સમજવાથી ફળ શું? તેનું તાત્પર્ય શું છે, તે પણ તેમણે તે સાથે સમજવું જ જોઇએ.

**મહેતાજી**—તાત્પર્ય ઉપર કોણ લક્ષ આપે છે? વાત સાંભળીને જ તેઓ ખુશ ખુશ થઈ જાય છે. બાળકોનું તે ઉપર લક્ષ્ય ન હોય, તે જ વધારે સારું છે. કારણ કે તાત્પર્ય ગ્રહણ કરવા જેવી તેમની બુદ્ધિ હોતી નથી. તેમણે બાલપણામાં જે સાંભળ્યું હોય તેનું તાત્પર્ય મોટપણમાં સમજવામાં આવે છે. મનુષ્યે બીજ રોપીને તરત જ તેનું ફળ જોવાની ઇચ્છા રાખવી નહીં જોઇએ. પણ ફળ આવવાનો સમય આવે ત્યાં

સૂધી શોભવું જં જોઇએ. બાળપણ એ બીજ રોપવાનો સમય છે, અને તે તેનાં ફળ લણવાનો સમય નથી.

**ગોપાળ**—ભલે તો પછી મહારાજ! આ શાસ્ત્ર મારે શિખવું એમ મારા મનમાં થાય છે. હું મહેનતથી બી'તો નથી, એ આપની જાણમાં જ છે. સિદ્ધપદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર હું આપની પાસે કેટલી બધી હોંસથી શિખતો હતો? એ શાસ્ત્રોની પેઠે જ જો દેશવ્યવહારવ્યવસ્થાનું શાસ્ત્ર મજાનું અને સહેલું હશે, તો હું તે શિખવા માંડીશ. પણ એ શિખવું શી રીતે તે, માત્ર આપ કૃપા કરીને જણાવશો. વળી એ શિખવા માટે મારે કોની પાસે જવું જોઇએ? જેમ વિદ્યાર્થીઓની ટોળી જમાવી, ઉભા રહી, વિવિધ પદાર્થો અને યંત્રો પાસે રાખી, તેનાથી પ્રયોગો કરી મુંબાઇમાં શિક્ષકો સિદ્ધપદાર્થવિજ્ઞાન આદિ શાસ્ત્રો શિખવે છે, તે પ્રમાણે આ શાસ્ત્ર કયાં શિખવવામાં આવે છે? આપ કહેશો, કે આ શાસ્ત્રના ગ્રંથો લઇને જુઓ. પણ મને તેમ કરવાનું મન થતું નથી; કારણ કે તેમાં ઘણા કઠિન કઠિન શબ્દો આવે છે. વળી વિષય નવો અને ભાષાએ નવી, એટલે નવા શિખાઉને તેમ કરવામાં ઘણી ઘણી અડચણો નડે છે.

**મહેતાજી**—શાસ્ત્રોની પરિભાષા સમજવી, એ ઘણું ખરું કઠણ જ હોય છે; પણ દેશવ્યવહારવ્યવસ્થાના શાસ્ત્રમાં પરિભાષાના શબ્દો થોડાક જ છે. માત્ર એટલી જ જરૂર છે, કે કોઈ વસ્તુ બરાબર સમજાઈ છે કે નહીં; અને તે સમજવામાં કંઈ ગેરસમજ થઈ છે કે નહીં; તેમાં ખરું શું છે અને ખોટું શું છે, તેનો નિર્ણય કરીને ખરી વાત એક ધ્યાનથી એક યોગ્ય પદ્ધતિસર સમજવી જોઇએ. તો પછી એ વાતમાં સમજવાનું ઝાઝું રહેતું નથી. શિક્ષકસંબંધી તું પૂછે છે, પણ એવો શિક્ષક તને કયાં મળશે એ હું કેમ કહી શકું? ઈંગ્લાંડ દેશમાં આ શાસ્ત્ર શિખનારાઓની બીલકુલ ખોટ હોતી નથી. ત્યાં મોટી મોટી શાળાઓમાં સારી પેઠે સમજણ પડે એવી રીતિએ આ શાસ્ત્ર શિખવવામાં આવે છે, એટલે તેથી કરીને ત્યાં આ શાસ્ત્રનો સારો અભ્યાસ થાય છે. દેશવ્યવહારવ્યવસ્થાની આ વિદ્યા હમણાં હમણાં થોડાક વર્ષોમાં યુરોપીયન લોકમાં અતિશય વધેલી છે. **એડમ સ્મિથ** સાહેબ આ વિદ્યાના આદિ ગુરુ છે. તેમ આ વિદ્યા સંબંધી તેમનો લખેલો જેવો ઉત્તમ ગ્રંથ છે, તેવો જ ઉત્તમ ગ્રંથ બીજા સાહેબે પણ લખેલો છે, પણ તે નવા શિખાઉને સમજવામાં મુસ્કેલ જણાય છે.

**ગોપાળ**—કોઈ શિક્ષકની પાસે આ શાસ્ત્ર શિખવાની અનુકૂળતા નથી, અને જે ગ્રંથમાંથી તે શિખવાનું છે, તે ગ્રંથ તો ઈંગ્રેજીમાં છે, તો પછી હે મહારાજ! આ શાસ્ત્ર મારે કયાંથી શિખવું?

**મહેતાજી**—તો મને લાગે છે, કે એ સંબંધી મારે એક યુક્તિ કાઢવી પડશે. જે મંડળીમાં મારી બેઠકઉઠક હતી, તે મંડળીમાં આ શાસ્ત્ર સંબંધી જ વાતો ચાલતી હતી. મને એ વાતો સારી લાગી, અને તે ઉપરથી મારા મનમાં એમ આવ્યું, કે મારે આ શાસ્ત્ર શિખવું. પછી આ શાસ્ત્રનાં મૂળતત્ત્વો (એટલે કે પ્રથમ સમજણ પડે એવું પ્રકરણ) હું શિખવા લાગ્યો, પણ આ વિષય ઉપર લખાયલા ઇંગ્રેજી ગ્રંથોમાંથી એક લઇને વિચાર કર્યા વગર વાંચવા મંડી જવું, અથવા ગમે તે પ્રકરણ કાઢીને વાંચવું, એવી રીતિ મેં સ્વીકારી નહીં; પરંતુ તેનો ગ્રંથકર્તા કેવા ધોરણે આ વિષય ઉપાડે છે, અને તેના બોલવાનું તાત્પર્ય શું છે, એ જ હું વિચારવા લાગ્યો. આ પ્રમાણે મૂળથી આરંભીને જ મેં આ શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે. તેથી આ શાસ્ત્ર કે જેના ઉપર મોટા મોટા વિદ્વાનોએ પણ વિચાર ચલાવેલો છે, તે મારી પાસે સાદી રીતિએ સમજવાની તારી ઇચ્છા હોય, તો આ શાસ્ત્રના કઠિન વિષયો હું તને સમજાવીશ,. એવી પ્રતિજ્ઞા નહીં કરતાં તને તેનાં મૂળતત્ત્વો માત્ર સમજાવીશ.

**ગોપાળ**—ત્યારે તો, પછી હે મહારાજ! બહુ જ સારું થયું. આ શાસ્ત્ર મારે આપની પાસેથી જ સમજી લેવું, એવો મારો નિશ્ચય થયો છે. હું આપનો પહેલાનો જ શિષ્ય છું. આપની વિદ્વત્તાની તો હું શી વાત કરું? આ આપને કેમ પૂછાય? તે પૂછતાં મારું અજ્ઞાન બહાર પડશે, એવી એવી મારા મનમાં બીલકુલ શંકા ઉઠશે જ નહીં, પણ વારંવાર પ્રશ્નો પૂછવાનો મારો સ્વભાવ આપને સહન કરવો પડશે, એટલો જ માત્ર વિચાર આવે છે.

**મહેતાજી**—એવો વિચાર કરવાનું કંઈ પણ કારણ નથી. આ વિષય તને અલ્પ આયાસથી સમજાશે. તે સમગ્ર વિષયનાં તેના અંગભૂત ઈતર પ્રકારો સાથે મુખ્યત્વે કરીને ૨૨ પ્રકરણ છે. તેમાં હમણાં આપણે ચર્ચા કરી ગયા એ પ્રકરણ ૧ લું ઉપોદ્ઘાત, ૨ જું સંપત્તિનાં લક્ષણ, ૩ જું સંપત્તિની ઉત્પત્તિનાં કારણો, ૪ થું માલનું રક્ષણ, ૫ મું ઉદ્યોગની વહેંચણી, ૬ ઠું ભંડોળ અથવા પુંજી, ૭ મું ફરીથી તે જ પ્રકરણ; આ પ્રમાણે કુલ સાત પ્રકરણમાં સંપત્તિની ઉત્પત્તિ સંબંધી પૂર્વભાગ કહેલો છે. ૮ મું મજુરી અને લોકની વસતી, ૯ મું ફરીથી તે જ પ્રકરણ, ૧૦ મું મજુરોની સ્થિતિ, ૧૧ મું મૂલ્ય, ભાવ, વસ્તુઓની છત અને ખપત; ૧૨ મું ઉત્પન્ન, ૧૩ મું દર અથવા ભાડું, ૧૪ મું સ્થાવર માલનું ઉત્પન્ન, ૧૫ મું વ્યાજવટું, ૧૬ મું શિક્કા, ૧૭ મું ફરીથી એ જ પ્રકરણ, ૧૮ મું વ્યાપાર, ૧૯ મું પરદેશ સાથેનો વ્યાપાર, ૨૦ મું અને ૨૧ મું એ જ પ્રકરણ; ૨૨ મું સપત્તિનો વ્યય એટલે કે ખર્ચ. આ પ્રમાણે છેલ્લાં પંદર પ્રકરણોમાં

સંપત્તિના વિનિયોગ સંબંધી ઉત્તર ભાગ કહેલો છે. આ પ્રમાણે આવતી કાલે સવારમાં આ વિષય સંબંધી કહેવાનો હું આરંભ કરીશ.

---

## પૂર્વભાગ સંવાદ ૨ જો

### સંપત્તિનાં લક્ષણ

**આ પ્રકરણમાં દેશવ્યવહારવ્યવસ્થાનાં લક્ષણ, લોક સારી સ્થિતિએ શી રીતે પહોંચવા લાગ્યા, અને વ્યવહાર કેવી રીતે કરવા મંડયા, તેનો પ્રકાર. દેશવ્યવહારવ્યવસ્થાનો નીતિ સાથે સંબંધ, સંપત્તિનાં લક્ષણો, વિગેરે કહેલું છે.**

ગોપાળ—મહારાજ! કાલે આપની પાસેથી ગયા પછી, દેશવ્યવહારવ્યવસ્થા-સંબંધી વિચાર કરતો બેઠો હતો. પણ તે વિશે કંઈપણ નિવેડા ઉપર આવી શક્યો નહીં. આ શાસ્ત્રની જે ચાર વાતો મને સમજાઈ હતી, તે વિશે જ મોટો ગોટાળો થઈ ગયો. માત્ર એટલું જ સમજાયું, કે આ શાસ્ત્રમાં સર્વ વિષયોનો સમાવેશ થયેલો છે. પણ તેનું અમુક સ્વરૂપ છે, આવું લક્ષણ છે, એ વિગેરેનું સ્ફોટન કરતાં મને આવડ્યું નહીં. આ લક્ષણો સ્પષ્ટ સમજવાની ખાતર હું તે શિખવાનો આરંભ કરીશ, એટલે કે તેનાં લક્ષણો સંબંધી આપ મને થોડુંક કહો.

મહેતાજી—દેશવ્યવહારવ્યવસ્થા એ શું છે, તે સંબંધી મને થોડુંક કહી જાઓ એવો કોઈ બાઈએ એક પંડિતને પ્રશ્ન પૂછયો, ત્યારે એ પંડિતે તેને એવો ઉત્તર આપ્યો, કે ઘર ખટલો કેવી રીતથી ચલાવવો, તેની વ્યવસ્થા તમે સારી રીતે જાણો છો. જેવી ઘર ખટલાની વ્યવસ્થા છે, તેવી જ સર્વ લોકના અથવા દેશના ખટલાની વ્યવસ્થા હોય છે, એમ તમે સમજશો, એટલે દેશવ્યવહારવ્યવસ્થાનાં લક્ષણ તમને સમજાશે.

ગોપાળ—તે પંડિતે આ લક્ષણો સારી રીતે થોડાકમાં કહી દીધાં. પરંતુ મારે એ બાઈના જેટલી ઉતાવળ નથી. હું સ્વસ્થપણે આપની પાસે સાંભળવા બેઠો છું; એટલે આટલા મોટા શાસ્ત્ર સંબંધી આપે આમ છેક ટુંકામાં કહીને પતાવી દેવું નહીં જોઈએ. સારી રીતે, અને વિસ્તાર સાથે મને આપે એ સર્વ કહેવું જોઈએ. વળી એવી લોકમાં કહેવત છે, કે કોઈ પણ ઉદ્યોગ શનૈઃ શનૈઃ એટલે ધીરે ધીરે ચલાવવો;

અર્થાત્ એકદમ અતિશય ઉતાવળ કરવી નહીં જોઇએ. તેથી આનો મુખ્ય વિષય શો છે, અને તેનો ઉદ્દેશ શો છે, તે આપ કહેશો.

**મહેતાજી**—ઠીક, તો પછી સાંભળ. સંપત્તિ એટલે શું, તે શી રીતે ઉત્પન્ન થાય છે, અને તેની વાટણી કેવી રીતે થાય છે; કીયાં કારણોથી તેની વૃદ્ધિ થાય છે, અને કીયાં કારણોથી તેની વૃદ્ધિ થતી અટકી પડે છે; તેથી લોકને સુખ અને દુઃખ કેવી રીતે મળે છે, એ સર્વ જે શાસ્ત્રમાં કહેલાં હોય છે, તે શાસ્ત્ર દેશવ્યવહારવ્યવસ્થા કહેવાય છે. આ શાસ્ત્રનું મેં તને આવું લક્ષણ કહ્યું છે. હવે હું તે સંબંધી વિસ્તારથી કહું છું.

જુના જમાનાનો વિચાર કરતાં એમ જણાય છે, કે જંગલી લોકના મુલકમાં લોકો થોડા હોય છે, પણ તેમની વસતી અહીંતહીં પુષ્કળ જમીન ઉપર વ્હેંચાયલી હોય છે. માછલાં મારવાં, શિકાર કરવો, એ તેમનો કામ ધંધો હોય છે. તેમ કરવાથી જે કંઇ મળતું તે ખાઇને તેઓ બેસી રહે છે. આ રીતિએ હંમેશ ખોરાક મળવો જ જોઇએ એવી કંઇ ખાતરી રાખી શકાયજ નહીં. કોઇ કોઇ સમયે ગરીબાઇ આવવી, દુકાળ પડવો, એવા પ્રસંગો જંગલી લોકમાં વારંવાર બને છે, અને તેથી ઘણાનો નાશ થાય છે. છોકરાની યોગ્ય રીતે સંભાળ નહીં લેવાય તેથી ઘણાંખરાં તો ન્હાનપણમાં જ મરી જાય છે; માત્ર જે થોડાંક જ જીવવા પામે છે તેમની જ એ લોક સંભાળ લે છે. જે માણસો ઘરડાં થાય છે, અને ખખ જેવાં થઈ જાય છે, તેમને તે લોકો મારી નાંખે છે. પણ આટલા ઉપરથી તેઓ નિર્દય છે, એમ આપણે માનવું નહીં જોઇએ. તેઓની માન્યતા એવી છે કે આપણે તેઓને મારી નાંખીને તેઓપર દયા કરીએ છીએ. શિકાર કરીને પેટ ભરનારા લોકને પુષ્કળ જમીન જોઇએ છે, અને પેટને માટે જે કંઈ જોઇએ તે મેળવવા સારુ દૂર દૂર ઠેકાણે તેમણે ફરતા રહેવું–ભટકવું પડે છે. તેમ ફરવું એ સંકટ વેઠવા જેવું છે. આમ ફરવું એ જેઓ તરુણ અને જોરાવર હોય છે તેમનુંજ કામ છે. તેમની પછવાડે પછવાડે ઘરડાં ખખ જેવાં માણસો આથડી શકે જ નહીં. જો તેઓ તેમ અથડાતાં ફરે, તો ભુખથી મરી જાય, અને જંગલમાં હિંસક જનાવરો તેમને ફાડી ખાય. તેથી તેમને મારી નાંખવાં એ જ સારી વાત છે. લોકોની આવી સ્થિતિ એ જનસમાજની પહેલી અવસ્થા છે એમ જાણવું.

જંગલી લોક પછી રહેતાં રહેતાં ઢોર, બકરાં, મેંઢાં, પાળવા માંડે છે; એટલે એ લોકને પેટ ભરવા માટે જે કંઈ જોઇતું હોય છે, તે થોડા સમયમાં મળવા માંડે છે. ઢોર, બકરાં ચરાવવાને જ માત્ર તેઓને બાહાર ફરવું પડે છે. ઘણી મેહેનત ન પડતાં, ઢોર બકરાં ઉપર જ તેમનું ગુજરાન ચાલે છે, તેમનાં કુટુંબોની વૃદ્ધિ થવા માંડે

છે. તે પછી તેઓ ઘણા ક્રૂર તથા નિર્દય રેહેતા નથી; તેઓ કાંઇક સારા રૂપમાં આવવા માંડે છે.

પછી રેહેતાં રેહેતાં ખેતર કેમ ખેડવું, એ વિદ્યા તેમને સમજાવા માંડે છે; ત્યારે જે ન્હાની જમીનવડે થોડાનું પેટ ભરાતું હોય છે તે જ ન્હાની જમીનવડે વધારે લોકોનું પેટ ભરાવા માંડે છે. તેઓને પેટને સારુ મેળવવા માટે અહિંઆં ત્યાં ભટકવું પડતું નથી. કુટુંબની વસતી કાયમ થવા માંડે છે, અને વેહેવારમાં ઉપયોગી પડે એવી વિદ્યાની શરુઆત થાય છે, અને તે વિદ્યા વધવા માંડે છે. એ, લોકોની બીજી અવસ્થા જાણવી.

લોક જંગલી હોવા છતાં તેઓમાં એકાદી રાજ્યરીતિ ચાલૂ થઈ એવા તો થોડા જ હોય છે. તેઓ કોઇના હુકમ પ્રમાણે ચાલતા નથી, લડાઈ થવા લાગે છે, અને તે વખત માત્ર તેઓ પોતપોતાના નાયકોના હુકમ પ્રમાણે ચાલે છે.

તે લોકોની પાસે ઢોર, મેઢાંનો વધારો થઇને તેમનું એક કળપ થયું. એટલે તે આપણો માલ એવું તે લોકો સમજવા લાગે છે. પછી તે માલને કંઈ નુકસાન થાય નહીં એ માટે કંઈ ઠરાવ કરી મુકવાની જરૂર પડે છે. તે લોકોમાં જે મુખ્યી તથા આગળ પડેલા માણસો હોય છે તેઓ ઠરાવ કરી મુકે છે; તે ઠરાવ પ્રમાણે ચાલ્યા નહીં એટલે એનું નામ જ ગુન્હો; ને તે ગુન્હા સારુ સજા થવા માંડે છે. એવું થવા માંડ્યું એટલે વેહેવારનો આરંભ થયો એમ સમજવું. પછી લોકોની વસતી કાયમ થવા માંડે છે. એ તેમની ત્રીજી અવસ્થા જાણવી.

આ ત્રીજી અવસ્થાએ લોકો પોંહોંચ્યા એટલે તેઓ પેહેલા થએલા ઠરાવોને સુધારવા માંડે છે; ત્યારે એવું થાય છે કે જે રાજ્યમાં એકલા રાજાની જ સત્તા હોય એવું એકસત્તાક રાજ્ય, અથવા જે રાજ્યમાં લોકોની સત્તા હોય એવું લોકસત્તાક રાજ્ય ઉત્પન્ન થાય છે. પછી સઘળા સારા રૂપમાં આવવા લાગે છે, ઉદ્યોગ પુષ્કળ થાય છે, કળા કૌશલ્ય ઉત્પન્ન થાય છે, ધાતુનો કેવો અને કેમ ઉપયોગ કરવો તેનો શોધ લાગે છે, મેહેનત જૂદાં જૂદાં માણસોમાં વેંહેંચાય છે, જે, જે કામમાં હુશિઆર થયો હોય તે, તે કામ ઘણુંકરીને જૂદું કરવા લાગે છે. એ પ્રમાણે જે અસલથી જંગલી, અણસમજણા, અને દુઃખાપત્તિ ભોગવનારા લોકો હોય છે, તે રેહતે રેહતે સારા થઈ જાય છે. ત્યારે એવું થાય છે કે જે શેહેરમાં સારા સારા રસ્તા એવું શેહેર, કાં ઘણું તો જેમાં માતબર અને સારાં વસતીવાળાં શેહેર થનાર એવો મુલક તે લોકોને હાથ આવે છે. પછી તેઓ પોતાના મુલકમાંહેના અથવા પારકા મુલકમાંહેના લોકો જોડે વેપાર કરવા માંડે છે.

**ગોપાળ**—લોક પેહેલવેહેલા કેમ રૂપમાં આવવા માંડે છે, અને આગળ કેમ સુધરતા જાય છે, એ વાતનું મૂળતત્વ જે કહ્યું, તે સારી રીતે કહ્યું; પણ મને એવું લાગે છે કે એ જ વાત જરા વધારે ચાલવી જોઇએ.

**મહેતાજી**—એ જ વાત આગળ વધારે વિગતવાર થશે, કેમકે કયા કારણને લીધે દેશ માતબર થાય છે અને સુધરે છે એ જ કહેવાને દેશવ્યવહારવ્યવસ્થા આગળ પડી છે. એ માટે હું તને રાજ્ય, લડાઇઓ, રાજકારસ્થાનો, એવાં એવાંની વાતો કેહેતો નથી, પણ કસબો, વેપાર, નવી શોધી કહાડેલી બાબતો, લોકોનો સુધારો, એવી એવી જ વાતો કહું છઉં. અમેરિકા કરીને એક ખંડ છે, ત્યાંના દેશો જેવા કેટલાક દેશ જલદીથી આબાદ થવા માંડે છે, તથા સારા માતબર થાય છે. મિસર તથા સિરિયા કરીને દેશો છે; તેમના જેવા કેટલાક દેશો ભાંગી પડે છે, વસતી ઓછી થાય છે, અને લોકોમાં ગરિબાઇ આવે છે, એવી ભાંજફોડ જે જે કારણોથી થાય છે તે તે કારણો સારીપેઠે સમજાયાં એટલે, આ વેપાર છોડીને બીજો વેપાર કરવો કે કેમ, આ માલ આપણી તરફ આવવા દેવો, પેલો માલ આપણી તરફ ન આવવા દેવો, ખેતી જે રીતે ચાલી છે-તે કરતાં તેની કંઈ બીજી રીત કાઢવી કે કેમ, ખાવામાં જે જણસો આવે છે તેની આટલી આટલી કીંમત જોઇએ, અને આટલી મેહેનત કીધી હોય તો આટલા પૈસા આપવા, એવો એક ધારો ઠરાવવો કે ન ઠરાવવો, એવા એવા વિચારો કરવાને ઠીક પડે છે. એ વિચાર રાજ્યમાં થવા લાગ્યા એટલે જેણે કરીને રૈયતનું કલ્યાણ થાય એવા વિચારો સૂઝવા માંડે છે.

આ ઉપરથી જોતાં દેશવ્યવહારવ્યવસ્થાના બે ભાગ સિદ્ધ થાય છેઃ—એક વિચાર પ્રકરણ, અને એક વ્યવહાર પ્રકરણ. એક પછી એક આ વાતો કહી તે વિચાર પ્રકરણમાં કહી છે. કાયદા કેમ બાંધવા, દેશની સંપત્તિ વધારવાને શા શા ઉપાય કરવા તથા તે સંપત્તિને વિઘ્ન કરનારાં જે કારણો હોય તે કેમ દૂર કરવાં એ વ્યવહાર પ્રકરણમાં કહ્યું છે. વિચારમાં ચૂક હોય એટલે વેહેવારમાં ચૂક પડે છે એ વિગતવાર કેહેવામાં આવશે. ત્યારે આવું બોલવું જ પડશે કે કેટલાક રાજ્યોમાં દેશવ્યવહારવ્યવસ્થાવિશે ખોટી સમજ પડી ગયાના સબબથી એવું થયું કે તે રાજ્યોમાં જેઓને દેશસંપત્તિ વધારવાનું સામર્થ્ય હતું તેઓએ સંપત્તિ ન વધારતાં ઉલટો અટકાવ કીધો.

**ગોપાળ**—રાજાઓની ચૂક થયાના સબબથી કંઈ મોટો અનર્થ નહીં થતો હોય. અનર્થ કરનારું અજ્ઞાન લોકોમાં પેહેલાંથી જ હતું, લોક શિખીને ડાહ્યા થયા એટલે હવે સારા થએલા દિસે છે.

**મ્હેતાજી**—જેઓની ગતિ માણસોને હાથ નથી એવાં સ્વાભાવિક કારણો હોય છે. તેઓએ કરીને દેશસંપત્તિ વધે છે, ને પછી રાજ્ય કરવાની રીતિમાં ચૂકો હોય તોપણ તેઓ થકી તે સંપત્તિને મ્હોટો ધકો પોંહોંચતો નથી; પણ તે ચૂકોથી કાંઈ સારું થતું નથી, ખોટૂં જ થાય છે. ઉદ્યોગનો અટકાવ થાય છે ને લોકોની સુખરાવટ ધીમી પડી જાય છે. રાજ્યમાં જાતિભેદ હોય તો કેટલીએક જાતિના લોકો ઉપર મેહેરબાની થાય છે; ને બીજી જાતિઓ ભાગી પડીને તેઓ ઉપર જુલમ વધારે થાય છે. આ પ્રમાણે લોકોમાં સંપત્તિની વેંહેંચણ ઠીક થતી નથી. કેમ ગોપાળ! હવે તને આળસ આવતું હોય એવું લાગે છે; આ બોલવું બંધ થાય એવું તને લાગવા માંડ્યું કે?

**ગોપાળ**—ના મહારાજ! તેમ નથી, મને લાગે છે કે આટલે સુધી તો હું તમારું બોલવું સમજ્યો; પણ આગળ તમે કહો તેની અગાઉ મને એક વાંધો સુઝયો છે, તે હું કહું છું; તે સાંભળીને તમને સારું લાગશે નહીં એમ મને લાગે છે. કારણ કે, તે વાંધો ખરો ઠર્યાં તો દેશવ્યવહારવ્યવસ્થામાં જે મુખ્ય નિયમો કહ્યા છે, તે મને ખરા લાગશે નહીં, અને શાસ્ત્ર ઉપરથી મારું મન ઉઠી જશે–તે વાંધો એવો છે કે, સંપત્તિ તથા સંપત્તિને ઉત્પન્ન કરનારાં કારણો તથા સંપત્તિને વધારનારા ઉપાયો એ ઉપર જ તમે બોલો છો. એ ઉપરથી એવું માલુમ પડે છે કે, માતબર થવું, ઘણા માતબર થવું, બીજા લોકો કરતાં પણ વધારે માતબર થવું એ જ દેશવ્યવહારવ્યવસ્થાની મોટી મતલબ છે, પણ આપણા ધર્મમાં તથા નીતિશાસ્ત્રમાં એવું કહ્યું છે કે લાભની ઘણી ઇચ્છા રાખવી નહિ; સંપત્તિનો અતિ લોભ હોય એટલે સઘળાં પાપ થાય છે. વળી એવું છે કે જે ઘણા સંપત્તિવાન તેઓ જ ઘણા સુખી થાય છે એવું પણ નથી. ત્યારે જે સંપત્તિને હાથે માણસ સુખી થતું નથી તો તે દેશને ક્યાંથી સુખી કરશે? માતબર હોઇને ખોટા આચ-રણ કરે છે તેને સુખ ક્યાંથી? તે કરતાં તો ગરીબ હોઇને સારાં આચરણ કરતો હોય તેજ સુખી. એ વિશે અગાઉનાં રાજ્યોના જે લેખ છે, તેમાં પણ તે કહ્યું છે, ને તે મને યાદ આવ્યા વગર રહેતું જ નથી. અગાઉ ગ્રીક કરીને કોઈ લોક હતા. તેઓએ સંપત્તિથી થનારો જે ડોલડમાક તથા વિષયભોગ તેને તુચ્છ ગણ્યો. એ તેઓની સ્થિતિ જોઇને મને આનંદ તથા ચમત્કાર લાગે છે. રોમન કરીને કોઈ લોક થઈ ગયા તેઓ વિશે એવું કહે છે કે, તેઓ પહેલાંથી ગરીબ હતા અને સારા ઠીક ચાલતા હતા; પણ તેમને સંપત્તિ મળી તેથી તેઓના સ્વભાવ બગડ્યા; પછી તેઓ ચાકરડા જેવા થઈ ગયા. ત્યારે કેહેવાનું એટલું જ કે એવું સ્વભાવને બગાડનારું જે દ્રવ્ય તેને વિશે જ લોકોએ પોતાનાં દિલમાં પ્રીતિ વધારવી? અને સરકારને પણ દ્રવ્ય મળ્યું એટલે સાર્થક થયું

માટે તેઓએ દ્રવ્ય સારુ મેહેનત કરવી, એ જ વિચાર દેશવ્યવહારવ્યવસ્થામાં કહ્યો હોય એવું લાગે છે. આ શાસ્ત્રમાં માતબર લોકોની તથા પૈસા ટકાની વાતો હોય તો આ શાસ્ત્રનો અભ્યાસ આપણે શાસારુ કરવો જોઇએ? એ શાસ્ત્ર મ્હોટા મ્હોટા સાહુકાર લોકો ક્યાં શિખે છે?

**મહેતાજી**—દેશવ્યવસ્થા ઉત્થાપનનું તો સારું જ થયું! હશે, પણ આ શાસ્ત્ર તું જો સારું સમજવા લાગ્યો તો તેં જે દોષ મુકયો છે તેને કંઈ જ આધાર નથી એવું તને ત્હારી મેળે સમજાશે. આ શાસ્ત્રનાં મૂળતત્ત્વો તને સમજાયાં જોઇએ એટલે પછી તેઓનાથી જે લાભ થાય છે તે તને જણાવા માંડશે; માટે જે વચન હું તને કહું છું તે ઉપર વિશ્વાસ રાખજે. તે વચન એવું કે, દેશ સુખી થવો તથા સારે નીતિને રસ્તે લાગવો, એનું દેશવ્યવહારવ્યવસ્થાના મૂળતત્ત્વો જ કારણ છે. એવું છે કે, માણસને કામના ખરા પણ ખોટે કામે લગાડ્યા હોય તો લગાડાય, એવા જે ઘણાએક પદાર્થો એ માંહેનો દ્રવ્ય એ એક પદાર્થ છે; એ હું કબુલ કરું છું. આ ઉપરથી જોતાં ગ્રીક તથા રોમન લોકોએ ખોટે રસ્તે સંપત્તિ મેળવીને, તેને ખોટા વેહેવારમાં લગાડી હશે ને કદાચિત્ તેથી જ તેઓ બિગડ્યા હશે. જુલમ જતી લૂટફાટ એવાં એવાં કામો કરીને તેઓએ દ્રવ્ય મેળવ્યું હશે. ઉદ્યોગને જેમ વધારવો જોઇએ, તેમ હળવે હળવે વધારીને તેઓએ સારા મોટા ઉદ્યોગથી દ્રવ્ય મેળવ્યું નહીં હોય એ વાત સંભવે છે. એવા સારા મોટા ઉદ્યોગવડે દ્રવ્ય મળ્યું હોય તો જ તેથકી સુખનો ફેલાવો ચોતરફ થાય છે, નવા નવા આનંદ આવીને આગળ ઉભા રેહે છે, તથા નવી નવી સુખ ભોગની ઈચ્છા પેદા થાય છે. તેં રાજ્ય સંબંધી લેખો માંહેનું વર્તમાન કહ્યું, પણ તે લેખ જોયા હોય તો તેથી જેવી રાજ્યોની સ્થિતિ સમજાવા માંડે છે, તેવી લોકોની સ્થિતિ સમજાવા માંડતી નથી. કોઇને દેશોનાં આચરણ વ્યવહાર તથા રીતભાત, સમજી લેવાં હોય તો તેણે દેશદેશ ફરીને ત્યાંનાં વર્તમાનો જેઓએ એ લખ્યાં છે તેઓના લેખ સમજી લેવા, એટલે, તે ઉપરથી તેને એવું માલુમ પડશે કે, જેમ જેમ લોકોની ગરીબાઈ વધારે તેમ તેમ તેઓનું સુખ ઓછું, તેઓના બોલવા ચાલવામાં શાભ્યતા પણ ઓછી, અને સારાં આચરણ પણ ઓછાં, એ પ્રમાણે થાય છે.

એકલાં દ્રવ્યથી લોકોને સુખ થતું નથી. સુખ ઉત્પન્ન કરનારાં જે સાધનો તે તે માંહેનું દ્રવ્ય પણ એક સાધન છે માટે તે સુદ્ધાં જો સંપત્તિ હોય તો સુખ થાય છે. સારો ધર્મમાર્ગ, સારાં આચરણ, શાહાણા રાજ ચલાવનારા અને ચોતરફ જ્ઞાન પ્રસરેલું એવું જ્યારે થાય છે, ત્યારે લોકો સુખી થાય છે. સદરહુ લાભો જો ન હોય તો એકલી

સંપત્તિથી જ સુખ થવાનું નહીં. આ બાબત, જે શાસ્ત્રમાં રાજ્યવ્યવસ્થા તથા નિયમરચના કહી છે તે શાસ્ત્રમાં છે, ને હાલ તો આપણું ધ્યાન દેશવ્યવહારવ્યવસ્થા, જે સદરહૂ શાસ્ત્રનો એક ભાગ છે તે તરફ લાગેલું છે. માટે એ વાતો જ્યારે વખત આવે ત્યારે જ કાઢવી. કયા કયા પદાર્થ મળીને સંપત્તિ થાય છે, ને તે પદાર્થો કેમ મેળવવા, તેમને કેમ કામે લગાડવા, તેથી લોકોને સુખ કેમ થાય છે, અને તે સુખ કયા ઉપાયોથી વધે છે, એ જ વાતો ઘણું કરીને દેશવ્યવહારવ્યવસ્થામાં કહી હોય છે. વારુ, જેણે કરીને સંપત્તિ થાય છે, એવા પદાર્થો, મજુરી કરીને પેટ ભરનાર લોકો પાસે જોઈએ તેટલા હોય છે કે? ને તે ન હોય તો જોઈએ તેટલા કેમ મળે, તેનો આપણે વિચાર કરવો નહીં કે? કેમકે મહેનતુ, ગરીબ, એવા એવા જે નીચી પ્રતીના લોકો હોય છે, તેઓ તેમની સંપત્તિ વધ્યા વગર સુધરનાર નહીં. ગરીબાઈ હોય એટલે ઘણુંકરીને ગુન્હા પણ થાય છે, દૃષ્ટાંત કે, જ્યારે દુકાળ પડે છે અથવા આપદાનો વખત આવે છે, ત્યારે જેટલી ચોરીઓ થાય છે, તેટલી બીજે વખતે થતી નથી. વાસ્તે નીચી પ્રતિના લોકો તો તેઓમાં સંપત્તિ વધ્યાથી જ નીતિથી ચાલે છે. તેઓ નીતિથી ચાલે છે, તેઓનો સ્વભાવ સુધરે છે અને તેઓનાં સુખ પણ વધે છે. લોકોમાં કોઈ પણ ઠેકાણે દંગો ન થવો, સ્વસ્થપણું રહેવું તથા લોકોનું રક્ષણ થવું અને તેમણે નીતિવડે ચાલવું, એ જ દેશસંપત્તિ વધારવાના ઉપાય. માણસે એક બીજાની અદેખાઈ કીધી એટલે જેમ તેનું અકલ્યાણ થાય છે, તેમજ એક દેશની બીજા દેશ ઉપર અદેખાઈ થઈ એટલે તેમનું અકલ્યાણ થાય છે. કોઈ એકને હાથે બીજાનું સારું થયું તો તે બંનેને લાભ થયો એમ સમજવું. વાસ્તે એક બીજાની હાની કરીને માતબર થવું એવી ઈચ્છા રાખવી નહીં. એક દેશે બીજા દેશ સાથે વેપાર ચલાવવો તો તે વેપારની ખોહોળી રીત ઉપર નજર રાખીને કરવો; અને તેવા વેપારમાં પણ તેઓએ એક બીજાને મદદ કરવી, એવું દેશવ્યવહારવ્યવસ્થા સુચવે છે. આનો વિચાર મનમાં કર્યા કરવો એટલે નઠારી કલ્પના ઉઠતી નથી; ને લાભ વિશે જે અયોગ્ય લોભ મનમાં હોય છે તેનો પણ નાશ થઈ જાય છે. જે કલ્પનાઓમાં, નિંદા, અદેખાઈ, દુષ્ટપણું થાય છે તે કલ્પનાઓનું તો આ શાસ્ત્ર ઓસડ છે. ઘણું તો શું કહું? પણ જે ચાલ ચાલવામાં શાંતિ અને અલોભ હોય તેવી ચાલ દુનિયામાં કોઈ પણ ઠેકાણે ખૂબ ચાલતી હોય તો તે ચમત્કાર આ શાસ્ત્રની મ્હોટી કલ્પનાથી થયો એમ સમજવું. હશે તને સંપત્તિનું સાધારણ રૂપ તો કહ્યું, હવે તે જ પાછું તને વિસ્તારીને કહું છઉં. વારુ, ગોપાળ તું સંપત્તિ શાને કહે છે?

ગોપાળ—એ શું પુછો છો મહારાજ! સંપત્તિ એટલે સોનું, રૂપું, તથા બીજું દ્રવ્ય; અથવા બીજી રીતે કહીએ તો કોઈને ઓછી આવક હોય અથવા બીજા કરતાં વધારે ખર્ચ કરવાની શક્તિ હોય તેનું નામ સંપત્તિ.

**મહેતાજી**—આ બોલવામાં તો એક માણસ પાસે કેટલી સંપત્તિ, અને એક કરતાં બીજા પાસે સંપત્તિ કેટલી એ સિદ્ધ થયું. એ ઉપરથી જોતાં તો જે કોઈ એક પ્રકારના લોકમાં માતબર ગણાતો હોય તે બીજા પ્રકારના લોકમાં ગરીબ એમ થાય છે. પણ દ્રવ્ય એ સંપત્તિનો એક અંશ છે એમ સમજીને સંપત્તિનું જે લક્ષણ કરવું તેમ કંઈ થયું નહીં. તે માટે તું સંપત્તિ શાને કહે છે ને શું શું મળીને સંપત્તિ થઈ છે તે કહે.

**ગોપાળ**—હાં, હાં, પૈસો એટલે શું છે એમ તમારા મનમાં પુછવાનું દેખું, ત્યારે તો સોનું અને રૂપું મળીને સંપત્તિ થઈ છે.

**મહેતાજી**—ત્યારે જે દેશમાં પૈસા સિવાય બીજી કાંઈ જ સંપત્તિ નહી હોય તેની અવસ્થા શી થશે. પેલો સફરી જેનું વહાણ એક ઉજડ બેટમાં ભાગ્યું હતું તેવારે તેણે પોતાની સોનાની થેલીને કેવી માની હતી તેની વાત તો તને માલુમ જ હશે—અરે ત્યારે કોઈ એક માણસને દ્રવ્યમાં પુરી મુક્યો તો તેથી તેનું શું સારુ થનાર વારુ? ઉજડ બેટમાં સોનું ચાટ્યાથી ભૂખ મટી જશે કે?

**ગોપાળ**—પણ તેવું ઉજડ બેટ ન હોય ને વસ્તીવાળું ગામ હોય ત્યારે તો જે જોઈએ તે સોનેવતી એટલે પૈસાએ કરીને લેવાઈ શકે.

**મહેતાજી**—ત્યારે, પૈસાવડે જે જણસો લેવાય છે તે, જેમકે ઘર, જમીન, સામાન, લુગડાં ચોખા વિગેરે અને તેઓને લઈ આપનાર જે પૈસો એ સર્વ મળીને સંપત્તિ થાય છે એમ સમજવું.

**ગોપાળ**—ખરેખર એ જ પદાર્થો મળીને સંપત્તિ થઈ છે એ હવે સાફ માલુમ પડ્યું. ખાવા લેવાનો પદાર્થ જો સોના, રૂપાથી મળ્યો નહીં તો પછી જેમ, સીસું, લોઢું તેમજ સોનું, રૂપું, તેમાંહેથી બીજું શું થવાનું છે?

**મહેતાજી**—એવું છે, માટે જે પદાર્થોની ઘણી અગત્ય હોય છે, જેઓએ કરીને કાંઇ કરવા કરાવવાને ઠીક પડે છે, જેણે કરીને આપણી હોંસ અને ઉમેદો બર જાય છે, એવા સઘળા પદાર્થો મળીને સંપત્તિ થાય છે. માટે સ્થાવર મિલકત, ઘર, ખેતર, કસબી તથા કારીગરોએ બનાવેલી વેપારની વસ્તુઓ, ખાવા લેવાની ચીજો, ઘરમાં પાળવાનાં જનાવરો; ટુંકામાં, જેની કીમત હોય અને જે કંઈ માણસના સારાને સારુ તથા સુખ ભોગને સારુ કામમાં આવે છે, તે સઘળાંનો સંપત્તિ શબ્દમાં જમાવ થાય છે, એ જ સંપત્તિનું લક્ષણ જાણવું.

**ગોપાળ**—જે વસ્તૂઓનો લોકો વેપાર કરે છે તેવી વસ્તૂઓ તમે સંપત્તિના લક્ષણમાં શું કરવા આણી ?

**મ્હેતાજી**—તેનું કારણ એવું છે કે, ઘણા એક મુલ્કોમાં જમીન માંહેથી જે જીનસો પોતાની મેળે પેદા થાય છે તેઓનો ખપ તથા વકરો થતો નથી. ત્યારે કદાચ તેવી જીનસ આપણને મળી અને તેની કીંમત આવશે એવું આપણે માન્યું તોએ તે જીનસ સંપત્તિ છે એવું કોઇ માનવાનું નહીં. તે જીનસો એવી કે જેમ રાનમાં ઘાસ તથા રાનફળો થાય છે તે, અને અમેરિકા ખંડના દક્ષિણ પ્રાંતોમાં છે તેમ બીજા દેશોમાં પણ મ્હોટાં મ્હોટાં ઘાસ ખેતરો અને ઊજડ જમીનના મેદાન અને રાની જનાવરોનાં છુટાં ફરનારાં કળપ હોય છે તે. પણ જો ઘાસ કાપી આણ્યું હોય, ઝાડો કાપીને તેમનાં લાકડાં બનાવ્યાં હોય અથવા જેમ તે ખંડમાં પારધિઓ તે જનાવરોને મ્હોટી મેહેનતે પકડીને તેમનું ચામડું કાઢે છે તથા ચરબી કાઢીને તથા તેને સુકવીને તેનું મીણ કરે છે, તેમ કરીને તે જીનસોનો ખપ અથવા વકરો થવા જેવે ઠેકાણે મોકલે કે જેથી તેમની કીંમત થવા લાગે ત્યારે તે વસ્તૂઓ સંપત્તિ શબ્દમાં ભળે છે.

**ગોપાળ**—તમે કહ્યું તેવું તો ઊજડ અને જંગલી મુલ્કમાં માત્ર થશે; પણ સુધરેલા મુલ્કમાં જમીન માંહેથી પદાર્થ ઊત્પન્ન થયો અને તેનો વકરો થતો નથી એવો તે થયો તો તે જમીનનો માલિક તે પદાર્થને કોઈ બીજે કામે લગાડશે.

**મ્હેતાજી**—જે વરસ કેરિઓ ઘણી જ થાય છે ત્યારે જે ખાટી કેરિઓ આંબા તળે પડીને તેમની તેમ કોહી જાય છે તે કયે કામે લગાડીએ વારુ ? ત્યારે એવી જે જીનસ જેનો બિલકૂલ ખપ મળે નહિં તેને એકઠી કરીને આણી તો તેની મેહેનત જેટલું પણ ઉપજે નહીં. ઇંગ્લાંડ દેશમાં એકવાર એવું થયું કે અમેરિકા ખંડમાં નવા વસેલા મુલ્ક માંહેની કોઇ પણ જીનસ યૂરોપના મોટા મહાદ્વીપમાં આવવા દેવી નહીં એવો ઠરાવ થયો, ત્યારે કાફી એટલે બુંદ ભરીને જે વાહાણો આવ્યાં હતાં તે માંહેનો માલ સઘળો દરિયામાં નાખી દીધો; કારણ કે તેનો ખપ નહોતો ને કદાપિ તે માલ ઊતરાવ્યો હોત તો તેને ઊતારવાનો ખર્ચ પણ નિકળત નહીં. વળી લડાઇઓને લીધે અથવા બીજાં કારણોને લીધે એવું પણ થઈ જાય છે કે, જે જીનસોવડે વેપાર ચાલવાનો તે જ જીનસોની કીંમત કેટલાક વખત સુધી નહીં સરખી થઈ જાય છે.

**ગોપાળ**—અહઃ અહઃ સંપત્તિ શબ્દનો અર્થ કેટલા વિસ્તારે કરીને કહ્યો! આ સઘળી વાતો મારા મનમાં હતી, પણ તે એક બીજા સાથે ભળી ગઈ હતી, એ મને હમણાં માલુમ પડ્યું. હવેથી સંપત્તિની વાત નિકળી હોય ત્યારે સંપત્તિ એટલે એક

માણસની સંપત્તિ આટલી અને એકની આટલી એમ સમજવું નહીં, પણ સર્વ પાસે હોનારી જે સંપત્તિ સાધારણ ને તે ફલાણી ફલાણી વસ્તૂઓ મળીને થઈ છે એમ સમજવું. સંપત્તિના લોકો પાસે જે ન્હાના મોટા ભાગ તેઓ તરફ સંપત્તિનું લક્ષણ કરતી વખત ધ્યાન જવા દેવું નહીં. હશે હવે તો કાંઈ પુછવા જેવું રહ્યું નથી, પણ વળી અમસ્તો, વાત એક પુછું છઉં કે મહારાજ, તમે કહોછો તેવું જ જો સંપત્તિનું સ્વરૂપ છે, ત્યારે પરાપૂર્વથી સોના રૂપાની પ્રસિદ્ધિ શા સારૂ? તથા એમની આટલી કીંમત શા સારુ છે? અને લોકોની બીજા પદાર્થો કરતાં એમના જ ઉપર આટલી બધી ઇચ્છા કેમ છે વારુ?

**મહેતાજી**--ભાઇ એનું કારણ સાંભળ કે સોનું રૂપું વગેરે દ્રવ્ય કહ્યું, એટલે તે મળવું દુર્લભ, તેમાં વળી તેમનો ઝળકાટ ભારે, તેમનું ચકચકીતપણું પણ ભારે તેટલા સારૂ એઓ ઉપર સહજ જ મન દોડે છે; તેથી એ પદાર્થો આપણને મળે એવી અંતઃકરણમાં ઇચ્છા પેદા થઇને લોકો એ મેળવવા તરફ ઘણી મેહેનત કરવા માંડે છે. આ ધાતૂ કહીં કહીં હોય છે તેટલા વાસ્તે તેઓ જ્યાં જોઇએ ત્યાં તથા જેટલી જોઇએ તેટલી મળવામાં ઘણી અડચણ પડે છે. એવું છતાં એ ધાતૂની સઘળા ઇચ્છા રાખે છે અને એમને મેળવવાને મેહેનત ઘણી પડે છે એટલે તેઓ કીંમતમાં ચઢેસતો! આપણે જે પદાર્થો જોઇએ છે તે મોંઘા અથવા સસ્તા હોય છે, પણ આપણી પાસે સોનું કે રૂપું હોય તો તેઓ આપણને મળી આવે છે. એ ઉપરથી જોતાં સોનું રૂપું એ કાંઈ અપૂર્વ પદાર્થ નથી. બીજી વસ્તૂઓ જેવા એ પણ બે પદાર્થો છે, કાં ઘણું તો તેઓ બીજી વસ્તૂઓ કરતાં ઓછા કામમાં આવે છે એમ કહ્યું હોય તો પણ ચાલશે. કારણકે બીજી વસ્તૂઓ એટલે અન્ન વસ્ત્ર વાસણ કુસણ વિગેરે આપણી પાસે હોય ને જેમ તેઓ આપણા નિર્વાહના કામમાં આવશે તેવું દ્રવ્ય ક્યાંહાંથી આવવાનું? દુકાળ પડ્યો હોય તો સોનું રૂપું લઇને આપણે શું કરવું, તેને ખાવું કે શું? વારુ આપણે ભૂખ લાગી હોય ને તે વારે આપણી પાસે સોનાની લગડી હોય તો તેની તરફ જોવાથી આપણું પેટ ભરાશે કે? એની પાસેથી ખરો ઉપયોગ જોઇશું તો એટલો જ કે, એઓવડે વિક્રય વગેરે વેપાર સારો ચાલે છે. એનો ખુલાસો આગળ એ જ બાબત ઉપર જે પ્રકરણ આવશે તેમાં થશે.

હવે તું કદાચ કહીશ કે, લોકોની પાસે ઘણું દ્રવ્ય તથા ઘરેણાં વગેરે હોય છે, તેનો ઉપયોગ શો? તો સાંભળ. કેટલુંક દ્રવ્ય તો આગળ દુઃખના દિવસ આવ્યા હોય ત્યારે કામ લાગવા માટે સંચી મુક્યું હોય છે; તથા કેટલાંક ઘરેણાં શોભા ઉપભોગને સારુ તથા આબરુદાર કેહેવાડવા સારુ કરી મુક્યાં હોય છે. પણ મુંબઇમાં ઇંગ્રેજી ભાષામાં એક નિબંધ છપાયો છે, તેમાં ન્હાનાં છોકરાંને ઘરેણું ગાંઠું પેહેરાવ્યાથી કેટલાક

**મહેતાજી**—પાછલી સ્થિતિના કરતાં માત્ર આ સ્થિતિ પૂર્ણ, બાકી તો પૂર્ણ સ્થિતિ હજી દૂર જ છે એવું લાગે છે. તારા પણ બોલવામાં એવું જ સિદ્ધ થયું કે, લોકોને દેખીને જીવને ખોટું લાગે એવી તેમની દશા છે; પણ એ બાબતમાં તારું બોલવું સઘળું કબૂલ કરવા જેવું નથી. હશે, હાલના કાયદા છે તે કેવા છે, તેઓ લોકોની સ્થિતિ સારી કરે તેવા છે કે નરસી કરે તેવા છે, એનો જ આપણે વિચાર કરતાં બેસવું નહીં; પણ સંપત્તિની અને સુધરાવટની ચાલ પડીને હાલની સ્થિતિમાં તેઓ કેમ આવ્યા, એનો શોધ કરતા જવું.

**ગોપાળ**—ફલાણો ફલાણાનો માલ, એવો કાયદો થયા ઉપરથી કેવાં કેવાં મોટાં કામો થાય છે, તે મને લાગે છે કે, હવે મને સાફ સમજાવા લાગ્યું. આ કાયદાથી જંગલી લોકોનું એક ઠેકાણે ન રહેતાં અહીંયાં ત્યાંહાં ભટકવું થાય છે તે બંધ પડે છે. માણસો સ્થિરપણે સંસાર કરવા માંડે છે, પોતાને અંગે એકસરખી મેહેનત કરવાની ટેવ પાડી લે છે, શાહાણા થાય છે, લાંબી નજર પહોંચાડીને વેહેવાર કરે છે, ખેડ કરીને પૃથ્વી કેમ શોભાવવી, કામ લાયક જૂદાં જૂદાં જનાવરોની જાતિઓ કેમ વધારવી, શરીરને પુષ્ટ કરનારી વનસ્પતિ તથા ઝાડો વગેરેનો વધારો શી રીતે કરવો, એ વાતો લોકોની સમજમાં આવવા માંડે છે. સારાંશ એ જ કે, પેટ ભરવાનો ભંડોળ ઘણો જ વધારવાની શક્તિ તેઓમાં આવે છે; તેણે કરીને એવું થાય છે કે, જેમાં થોડાંક ઝુપડાં અને થોડી સરખી વસ્તી હોય તેવા મુલકનો એક મોટો માતબર દેશ બનાવતાં આવડે છે. એ સઘળાં અનુભવ સહિત જ્ઞાન વગેરે ઉપકારણોનાં ફળ સમજવાં. હવે બાકીનાં જે ઉપકારણો છે તે આપે કહેવાં; તથા કેટલોક ક્રમ છોડીને શા વાસ્તે કહ્યાં, તે પણ કેહેવું.

**મહેતાજી**—અરે ભાઈ, સંવાદરૂપી ગ્રંથમાં ધારેલો ગ્રંથ ક્યાંહાંથી રહે. શિષ્યના જેવા જેવા સવાલ અથવા શંકા થતી જાય, તે ક્રમ પ્રમાણે કેહેવું પડે છે તથા સફાઇ કરવી પડે છે. વળી જે જે બાબતનો જ્યાંહાં સંબંધ લાગતો હશે, તે ઠેકાણે તે હું તને કહીશ, એવું મેં તને સુચવી જ મુકયું છે. તોપણ એ માલનું રક્ષણ જે છેલ્લું ઉપકારણ તે આગળથી જ કહ્યું, એથી તારા મનમાં શંકા પેદા થઇ હશે, તો સાંભળ. ઉદ્યોગ અને તેથી થયલો માલ, તથા તે માલનું રક્ષણ, તેમ જ અનાજ વગેરે માલ જે જમીન ઉપર થાય છે તે જમીન વગેરેનો એક બીજા સાથે એવો તો સંબંધ છે કે, તેઓ માંહેની એકાદી વાત નિકળી, એટલે તેની સાથે સબંધ રાખનારાં એવાં જે બીજાં પ્રકરણો, તે કહ્યા વગર સમજણ પડતી નથી. હોય, તેનું કંઇ નહીં, પણ માલનું રક્ષણ,

અને તેમ જ ઉદ્યોગની વેંહેંચણ એ બે મોટી બાબતો તો હજી કહેવાની જ છે. હાલ તો એ વગરનાં જે બીજાં ઉપકારણો રહ્યાં છે, તે થોડાકમાં કહીને આ સંવાદ પૂરો કરું છઊં. પણ આટલું તું સારી પેઠે નજરમાં રાખ કે સંપત્તિ ઉત્પન્ન કરનારાં મુખ્ય કારણોની વ્યાપ્તિ એવી તો છે કે, આ સંપત્તિશાસ્ત્રના ઘણુંકરીને સર્વ ભાગ એણે કરીને વ્યાપિત થયલાં છે. સબબ, તે થોડાં ઘણાં આગળ વારે વારે આવ્યા જ કરશે.

**ગોપાળ**—ઘણું સારું, માહારી શંકાની સારી સફાઈ થઇ. મહારાજ! હવે જે કહેવાનાં છે, તે જેમ આપની મરજીમાં આવે તે પ્રમાણે આપે કેહેવાં.

**મહેતાજી**—બીજા બે ઉપકારણો કહ્યાની આગમજ પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા વિશે ફરીથી થોડુંક કહું છું. સારો દેશ, સુપીક જમીન, તનદુરસ્ત રાખે એવી હવા એ સર્વ હોય છે, એટલે માણસને ઉદ્યોગ કરવાની હુશિઆરી આવે છે, ને સંપત્તિ વધે છે. હિંદુ લોક, ચિનાઇ લોક, મિસર લોક, ને તેવા જ આ એશિયાખંડની પશ્ચિમ તરફના ફિનિશિઆ પ્રાંતના લોક, એઓ અસલના વખતમાં ઘણા પ્રખ્યાત થઇ ગયા; એ લોકોમાં કલાકૌશલ્યનું જ્ઞાન પ્રગટ થઇને તેઓ બુદ્ધિમાન્ થયા, વગેરે જે સુધારો તેમનામાં અગાઉથી થયો, તેનું કારણ સુપીક જમીન વગેરે પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા જ છે. આણી તરફ હવા ગરમ, તેથી કરીને લોકોના શરીરમાં થોડુંક આળસ તથા પોસ્તીપણું રેહે છે. એવું છતાંએ, આપણા હિંદુસ્થાન માંહેના સુપીક પ્રાંત માંહેના લોકો શા સારુ ઉદ્યોગી છે, ને તેવા પાહાડી પ્રાંતો માંહેના લોકો નથી? જુઓ, કે સાતપુડા પાહાડમાંહેના ગોંડ તથા ભીલ લોકો અને બાગલાણમાંહેલા જંગલી લોક, એઓને સુધારાનો વા પણ વાયો નથી. વારુ ગોપાળ! સારી જમીન તથા સારી હવા એઓના જેવું બીજું પત્તિને ઉપજવામાં શું શું જોઇએ?

**ગોપાળ**—મંને લાગે છે કે, ખાણના કોએલા, લોઢું, ત્રાંબું વગેરે ધાતુ, સારાં બંદરો, મોટી મોટી નદીઓ વગેરે, સંપત્તિ ઉત્પત્તિને કામનાં છે.

**મહેતાજી**—હા, આગળ કહેલા પ્રકારની પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા જે દેશોમાં હોય છે, ત્યાંહાં મોટા મોટા વેપાર વણજ કરવાને ઘણું જ સુગમ પડે છે ને તેથી સંપત્તિનો વધારો પણ થાય છે. ખાણના કોએલા, લોઢું વગેરેના વ્યવહારમાં જે ઉપયોગ છે તેને વિશે તો શું કહું? અહિંઆં મુંબઇમાં જ જો, કે જે તે યંત્રમાં કોએલા અને જ્યાંહાં ત્યાંહાં લોઢાનાં તથા આગબોટો વગેરે વાહક ચાલક યંત્રો, તે સઘળાં એ ખાણના કોએલાથી ચાલે છે. પણ એવી પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા છતાંએ ઉથલપાથલ કરવાનો સ્વભાવ લોકોમાં નહીં હોય, તો સંપત્તિની ઉત્પત્તિ તેવી થવાની નહીં.

ને તેવું ગેરમાહિતીવાળાથી બનતું નથી. સબબ, કળા વિદ્યા વગેરેનો અને તેવો જ ચતુરાઇ વગેરેનો સઘળે ઠેકાણે પ્રસાર થયો જોઇએ. વળી જો કે વગર ભણેલા શિલ્પી વેપારી લોકોમાં કદાપિ કોઈ સ્વભાવથી ચપળ હોય, ને કામ કરવાની હતોટી તેને હાથ આવી ગઇ હોય, તોપણ જેને ઉત્તમ શિક્ષા મળી હોય અને જે સારી માહિતગારીથી કામ કરનારો તેને તે પહોંચવાનો નહીં. આપણે અહીંઆંનાં કસબો, કારીગરીઓ, શિલ્પકામો અને યંત્ર વગેરે સાધનો જુઓ, અને તે જ યુરોપિયન લોકોનાં પણ જુઓ, તો તેમાં અને આમાં આસમાન જમીનનો ફેર પડશે. વાસ્તે જે ઠેકાણે જ્ઞાન અને શાહાણપણ છે, ત્યાં જ વ્યવહારનૈપુણ્ય વસે છે.

**ગોપાળ**—સંપત્તિની પ્રાપ્તિને માટે લોકોમાં શાહાણપણ પણ જરૂર જોઇએ, એ વિશે તો મારી ખાતરી થઇ. પણ વારુ, સાચાઇનો એ એવો જ ઉપયોગ છે કે?

**મહેતાજી**—હા! અરે ભાઈ, ફકત અજ્ઞાની, જુઠા હાથવડે કામ કરનારાથી અથવા અટકળથી અથવા અંધપરંપરાથી વહેવાર કરનારને હાથથી શું થવાનું છે? ઘણી જ સારી રીતે કામ બની આવે એવી મરજી હોય ત્યારે તો શિલ્પી અને વેહેવારી લોકોમાં, શાસ્ત્રો જાણીને મેળવેલું જ્ઞાન, ને તે પણ પાછું અનુભવસિદ્ધ યુક્તિ અને પ્રમાણિકપણું એઓથી યુક્ત હોવું જોઇએ. ઉદ્યમી વેપારી લોકોનું શું પ્રમાણ? તેઓ બોલે એક અને કરે એક, એવી તો ઘણું કરીને આપણા મુલકમાં લોકોની સમજ હોય છે. ફલાણી વસ્તુ બે દાહાડામાં આપીશ તેને ચાર દીવસ લગાડે અથવા તે નઠારી અને ઓછી કીંમતની આપે એવી લોકોની સ્થિતિ હોવાથી લોકોમાં સાચવટે રહી નથી, એવું સાબીત થાય છે, અને તે સંપત્તિના વધારાને ઉલટું ધોકો પોહોંચાડે તેવું છે. અપ્રામાણિકપણાથી ઘણું અનહિત થાય છે. સાધારણ મજુર લોકો ઉપર મોટા મોટા પગારના નિગેદાર રાખવા પડે છે. લોકોમાં જો અપ્રામાણિકપણું ન હોત તો હજારો રૂપિઆનો કોરટનો ખરચ અને તેમ જ સિબંદી, ફોજ, ચોકી, પહેરા વગેરેનો ખરચ લાગત નહીં.

યુરોપખંડમાં ઘણા દેશોમાં વેપાર ચાલે છે. ત્યાંહાં પણ કોઇ કોઈ જગોએ સાચવટના માણસો ન હોવાના સબબથી વેપારમાં ઘણી અડચણ પડે છે. એકવાર એક અંગ્રેજ સાહુકારે એક જીનસ બહાર મોકલવામાં જુઠાપણું કીધાને લીધે, બીજા સઘળા દેશોમાં તેની શાખ બુડી ને તેની તે જીનસોનો વેપાર પણ ડુબ્યો. જો સઘળા દેશોમાં સાચવટ એકસરખી હોત તો વેપાર, વેહેવાર, એ સઘળું એકસરખું ચાલત.

મિસ્તર બાબેજ કરીને એક ઇંગ્રેજીમાં ગ્રંથકર્તા થઈ ગયો. તે એક શહેરના પ્રમાણિકપણાવિશે એવું લખે છે કે, તે શહેરમાં દરરોજ લાખો રૂપિઆની જીનસોની

**ગોપાળ**—ક્યાંથી થાય ? અનેક વેપાર ધંધા તો કર્યા જ જોઇએ. એક તદબીર પેશ ન ગઇ તો બીજી કીધી જોઇએ, હીંમત ધરવી જોઇએ, એક ધંધામાં ઠીક ન પડ્યું, તો તો તેટલામાં જ અવસાન છોડીને બેસી ન રેહેવું જોઇએ. સારાંશ, એક નહીં તો બીજો પણ ધંધો કરવો, એવો જે દેશમાં લોકોનો સ્વભાવ હોય, તે દેશ માતબર થાય. એવી જ ઉથલપાથલ કરવાનો સ્વભાવ અહિંઆંના વાણિઆ, મારવાડી તથા પારસી લોકોમાં છે. સબબ તેઓનામાં મોટા મોટા વેપારીઓ તથા સાહુકારો હોય છે.

**મહેતાજી**—હા, તેઓનો સ્વભાવ કંઇક તેવો છે ખરો; પણ ઉથલપાથલ કરનારા કહ્યા એટલે યુરોપિયન લોકોથી અવધિ, કે જેઓનો ઉદ્યોગ તેવો અને છાતી પણ તેવી જ—નહીં તે હિકમત શોધી કાહાડવી, નહીં તે દેશ શોધી કાહાડવા અને જેણે કરીને વેપાર સુગમ થાય તેવું કરવું એ જ જેઓનો ઉદ્દેશ. જો કે કેવી છાતી ચલાવીને તેઓએ તરીને માર્ગે હિંદુસ્થાનમાં આવવાનો રસ્તો શોધી કાઢયો ? (એ વાત સઘળા પોર્ચુગીઝ લોકોની બખર ઉપરથી સમજાશે) ને ત્યાર પછી પોર્ચુગીઝ તથા વલંદા લોકોએ આ દેશમાં આવીને ફક્ત રાજ્ય જ કીધું નહીં; પણ જેમાં લાખો રૂપિઆની ભાંજફોડ એવા મોટા મોટા વેપાર ખેડ્યા. પણ હાલમાં તો અંગ્રેજ લોકોના જેવા ઊથલપાથલ કરનારા બીજા થોડા જ; તથા તેઓએ કેટલા મુલક લીધા છે, ક્યાંહાં ક્યાંહાં વેપાર ચલાવ્યો છે અને શી શી કળા વિદ્યા કાઢતા ગયા છે, તેના વર્ણનનો તો પાર જ ક્યાંહાંથી ? વળી આણીમેર આગની ગાડી બનાવવાનો ઉદ્યોગ કહ્યો એટલે તે કેટલો મહાભારત ! એ લોકોનું ધ્યાન એક સરખું ઊદ્યોગ ઉપર જ રેહે છે; એમના જેવા બીજા જોવા જશો તો અમેરિકાખંડમાંહે સ્વતંત્ર સંસ્થાન કરીને દેશ છે, ત્યાંહાંના લોકો છે. તેઓ મૂળથી જ અંગ્રેજોના દેશના, પણ હાલ સ્વતંત્ર થયા છે.

**ગોપાળ**—મહારાજ, મને લાગે છે કે, ઉથલપાથલ કરવાનો જે સ્વભાવ એ સર્વથી સારો ગુણ છે; એણે કરીને જ સઘળી સંપત્તિ મળી આવશે.

**મહેતાજી**—તે ગુણ સર્વ કરતાં સરસ ખરો, પણ તે શાહાણપણ તથા સાચવટ એ ગુણોથી શોભે છે. વાસ્તે એકલો ઉથલપાથલ કરવાનો સ્વભાવ હોય તે કંઇ કામનો નહીં. જે વેહેવાર કરવો હોય તે વિશેનું જ્ઞાન હોવું જોઇએ અને જેઓની સાથે વેહેવાર કરવાનો તેમની જોડે વાદ ન પડે અને તેમાં આપણી પત રહે એવી સાચાઈ જરૂર હોવી જોઇએ. હરકોઈ કામમાં અને ધંધામાં, લોકો જેમ જેમ હુશિયાર અને પૂરી સમજના હોય છે, તેમ તેમ તેઓના હાથથી તે કામ સારી રીતે તથા થોડી મેહેનતે થાય છે;

ને તેવું ગેરમાહિતીવાળાથી બનતું નથી. સબબ, કળા વિદ્યા વગેરેનો અને તેવો જ ચતુરાઈ વગેરેનો સઘળે ઠેકાણે પ્રસાર થયો જોઇએ. વળી જો કે વગર ભણેલા શિલ્પી વેપારી લોકોમાં કદાપિ કોઈ સ્વભાવથી ચપળ હોય, ને કામ કરવાની હતોટી તેને હાથ આવી ગઇ હોય, તોપણ જેને ઉત્તમ શિક્ષા મળી હોય અને જે સારી માહિતગારીથી કામ કરનારો તેને તે પહોંચવાનો નહીં. આપણે અહીંઆંનાં કસબો, કારીગરીઓ, શિલ્પકામો અને યંત્ર વગેરે સાધનો જુઓ, અને તે જ યુરોપિયન લોકોનાં પણ જુઓ, તો તેમાં અને આમાં આસ્માન જમીનનો ફેર પડશે. વાસ્તે જે ઠેકાણે જ્ઞાન અને શાહાણપણ છે, ત્યાં જ વ્યવહારનૈપુણ્ય વસે છે.

ગોપાળ—સંપત્તિની પ્રાપ્તિને માટે લોકોમાં શાહાણપણ પણ જરૂર જોઇએ, એ વિશે તો મારી ખાતરી થઇ. પણ વારુ, સાચાઇનો એ એવો જ ઉપયોગ છે કે?

મહેતાજી—હા! અરે ભાઈ, ફક્ત અજ્ઞાની, જુઠા હાથવડે કામ કરનારાથી અથવા અટકળથી અથવા અંધપરંપરાથી વહેવાર કરનારને હાથથી શું થવાનું છે? ઘણી જ સારી રીતે કામ બની આવે એવી મરજી હોય ત્યારે તો શિલ્પી અને વેહેવારી લોકોમાં, શાસ્ત્રો જાણીને મેળવેલું જ્ઞાન, ને તે પણ પાછું અનુભવસિદ્ધ યુક્તિ અને પ્રમાણિકપણું એઓથી યુક્ત હોવું જોઇએ. ઉદ્યમી વેપારી લોકોનું શું પ્રમાણ? તેઓ બોલે એક અને કરે એક, એવી તો ઘણું કરીને આપણા મુલકમાં લોકોની સમજ હોય છે. ફલાણી વસ્તુ બે દાહાડામાં આપીશ તેને ચાર દીવસ લગાડે અથવા તે નઠારી અને ઓછી કીંમતની આપે એવી લોકોની સ્થિતિ હોવાથી લોકોમાં સાચવટ રહી નથી, એવું સાબીત થાય છે, અને તે સંપત્તિના વધારાને ઉલટું ધોકો પોહોંચાડે તેવું છે. અપ્રામાણિકપણાથી ઘણું અનહિત થાય છે. સાધારણ મજુર લોકો ઉપર મોટા મોટા પગારના નિગેદાર રાખવા પડે છે. લોકોમાં જો અપ્રામાણિકપણું ન હોત તો હજારો રૂપિઆનો કોરટનો ખરચ અને તેમ જ સિબંદી, ફોજ, ચોકી, પહેરા વગેરેનો ખરચ લાગત નહીં.

યુરોપખંડમાં ઘણા દેશોમાં વેપાર ચાલે છે. ત્યાંહાં પણ કોઈ કોઈ જગોએ સાચવટના માણસો ન હોવાના સબબથી વેપારમાં ઘણી અડચણ પડે છે. એકવાર એક અંગ્રેજ સાહુકારે એક જીનસ બહાર મોકલવામાં જુઠાપણું કીધાને લીધે, બીજા સઘળા દેશોમાં તેની શાખ બુડી ને તેની તે જીનસોનો વેપાર પણ ડુબ્યો. જો સઘળા દેશોમાં સાચવટ એકસરખી હોત તો વેપાર, વેહેવાર, એ સઘળું એકસરખું ચાલત.

મિસ્તર બાબેજ કરીને એક ઇંગ્રેજીમાં ગ્રંથકર્તા થઈ ગયો. તે એક શહેરના પ્રમાણિકપણાવિશે એવું લખે છે કે, તે શહેરમાં દરરોજ લાખો રૂપિઆની જીનસોની

ખરીદી અને વકરો થાય છે, પણ કોઇ કોઇને લખી આપતું નથી તથા કોઇ કોઇની પાસે લખી લેતું નથી. લડાઇ ચાલતી હતી ત્યારે અંગ્રેજ લોકો જોડે વેપાર કરવો નહીં, એવો ફ્રેંચ લોકોમાં ઠરાવ થયો; એવું થયા પછી ઇંગ્રેજી લોકોની તેની પાસના મુલ્કમાં એક આડત હતી. ત્યારે બહાર ખબર ન પડતાં, ફકત અક્ષરની ઓળખ ઉપરથી વગર નામે તથા વગર સહીએ વહેવાર ચાલે, એવો બંને તરફથી બંદોબસ્ત થયા ઉપરથી અક્ષરની ઓળખ એ જ કોઇ પ્રમાણ એમ માનીને બેધડક લાખો રૂપિઆનો વહેવાર ચલાવવામાં આવ્યો. હવે તે માંહેથી જો કોઈ લોક અપ્રામાણિક થઇને ચાલેલા વહેવારને હરકત કરત અથવા તે ઉઘાડો પડત તો મોટો અનર્થ થઇને ઘણા જીવની હાની થાત.

**ગોપાળ**—વાઃ એનું નામ તે સાચવટ. શાહાણપણ અને સાચવટ એઓનો વેહેવાર કેટલો ઉપયોગી કહેવો ! એ બે ગુણ એ બે આંખો છે, એ ન હોઇને ફકત ઉથલપાથલ કરવાનો જે સ્વભાવ, તે આંધળા માણસના અંગબળ જેવો જાણવો. હવે જે કહેવાનું રહ્યું, તેનો આવતી કાલે આરંભ કરવો.

## પૂર્વભાગ સંવાદ ૪ થો

### માલના રક્ષણ વિશે

**એમાં, માલનું રક્ષણ થયું નહીં તો કેવું થાય છે-બોલ્‌ની સાહેબે દેશોદેશ ફરી આવ્યાનું વર્તમાન લખેલું છે, તે માંહેની વાતો દૃષ્ટાંત દાખલ કેવી લાગુ થાય છે-ફલાણો માલ ફલાણાનો એવો કાયદો થઈને તે માલનું રક્ષણ થયું સતે શા શા લાભ થાય છે-આ દેશમાં કણબીની જમીન ઉપર સત્તા કેટલી તથા સરકારની કેટલી, અને જમાબંદી વિગેરે વિશે કહ્યું છે.**

**મહેતાજી**—સુધારાનું પગલું આગળ પડીને માલનું રક્ષણ થાએ ત્યાંહાં સુધી તેની ચાલ આપણે જોતા આવ્યા. હવે જો વિપરીત થયું એટલે જો સુધરેલા દેશોમાં માલનું રક્ષણ થયું નહીં તો માણસની તે અવસ્થા બિગડીને તેની જંગલી અવસ્થા થશે કે કેમ એ આપણે જોઇએ.

**ગોપાળ**—સુધરેલા લોકો પાછા જંગલી થયા, એવું કોઇ ઠેકાણે થયું છે કે? એવો ઉથલો થયેલો મેં સાંભળ્યો હોય એવું મ્હને યાદ નથી.

**મ્હેતાજી**—તેવું થયું નહીં હોય. કારણકે ફલાણાનો ફલાણો માલ, એવો એક વાર બંદોબસ્ત થયો, એટલે તેથી અદ્ભુત લાભ થાય છે. તેનો બિલકુલ ઉચ્છેદ તો કદાપિ થતો જ નથી. જે મુલકમાં સરકારના જુલુમથી માલનું રક્ષણ થતું નથી, ત્યાંહાં લોકોની અવસ્થા બિગડે છે અને ત્યાંહાંના મુલ્કમાં પેહેલાં પ્રમાણે ગરિબાઇ તથા જંગલી અવસ્થા પ્રાપ્ત થાય છે. ટૈર કરીને એક માતબર શેહેર થઈ ગયું; તેનો દુઃખકારક ઊથલો થયો; અને મિસર કરીને એક દેશ જે વિદ્યા અને કળાનું મુખ્ય ઠેકાણું, તે પણ ઘણું જ તૂટી ગયું. બોલ્ની સાહેબે દેશો દેશ ફરી આવ્યાનું વર્તમાન ફ્રેંચ ભાષામાં લખેલું છે. તેમાંહેનાં કાંઇક વાકયો મરાઠીમાં કરેલાં છે. તે તું વાંચીશ ત્યારે જે હું હમણાં બોલ્યો, તે તને ખરું લાગશે.

**ગોપાળ**—તે વાકયો વાંચું છઊં. તેમાં એવું છે કે, સરકારના જુલુમને લીધે ગામના રેહેનારાઓને નિદાનની અવસ્થા પ્રાપ્ત થાય છે, ત્યારે ખેડુત લોક પોતાનાં ઘર છોડી દઈ, પોતાનાં કુટુંબો લઇને ડુંગરમાં જાય છે; અથવા મેદાનમાં ભટકવા માંડે છે. કોઈ વેહેવાર કરવા લાગ્યો તો તેના ઊપર કાનુન કાયદાનો જુલુમ થાય છે. તે જુલુમ ટાળવા વાસ્તે કેટલાક લોક લૂટારુ થાય છે અને એકઠા થઇને એક ન્હાનું સરખું તળ બાંધીને તે તળનો બચાવ શસ્ત્રના બળવડે કરે છે. પછી તે તળ વધીને તેની નવી જાતો તથા નવી ઓલાદો થાય છે. ટુંકામાં એટલું જ કે, ખેતી થવા જેવા થયેલા મુલ્કોમાં લોકોને ભટકતાં ફરવાની જે સ્થિતિ પ્રાપ્ત થાય છે, તે સરકારની અનીતિ અથવા ગેર બંદોબસ્તથી જ થાય છે.

**મ્હેતાજી**—કેમ? ત્હારા કહ્યા પ્રમાણે જ ઘણું કરીને છેની? તું જે આગળ વાંચીશ, તે પણ એ જ મ્હારા કહ્યાને લાગુ પડશે.

**ગોપાળ**—આગળ વાંચું છઊં. ત્રિપોલિ કરીને જે સિરિઆ દેશનું શેહેર ત્યાંહાં તુતીના ઝાડોની ઊત્તર અવસ્થા થઈ ગઇ અને તેમાં કંઇ જીવ રહ્યો નહીં, ને તેઓનાં કોઈ કોઇ ઠેકાણે પોકળ ઠુંઠાં માત્ર રહ્યાં. તેણે કરીને ત્યાંહાંના રેશમનું તેજ નહીં જેવું થતું ગયું. હવે કોઇ કેહેશે કે, નવાં ઝાડો કાં રોપતા નથી? તો તે બોલવું તો યૂરોપિઅન લોકોનું જ. ત્યાંહાં તો કોઇ નવાં ઝાડો બનાવતા જ નથી. ત્યાંહાં તો કંઇ નવું રોપ્યું અથવા બાંધ્યું, એટલે આ માણસ પાસે પૈસા છે, તે એની પાસેથી લેવા એમ ત્યાંહાંનો પાદશાહ બોલવા માંડે છે.

માલનું રક્ષણ એવી રીતે જે ઠેકાણે થતું નથી, ત્યાંહાં આગળ જે ઊત્પન્ન થવાનું, તે ઊપર ભરોસો કોણે રાખવો? તુતી રોપવાને જે મેહેનત તથા ખરચ લાગશે, તેના બદલામાં તેની પેદાએશ મ્હારે પદરે પડશે, એવી આશા રાખવાને તે ધણીને કહોનો આશરો? એવી તે દેશની સરકારની રૈયતના અર્થ તરફ નજર છતે, તે સરકાર રૈયત લોકોમાં ઊદ્યોગની ઊઠાવણી કરતી નથી, એ મ્હોટો ચમત્કાર છે; કારણ કે ઉદ્યોગ વધાર્યાથી સરકારનું ઘણું સારું થશે.

**મ્હેતાજી**—તે રાજ્ય તે તુર્ક લોકોનું; તે રાજ્યને વિપત્તિની દશા આવી ગઇ છે. છેક ઘણી જ ગરીબ રૈયત સુદ્ધાના જીવનું તથા માલનું રાજાની તરફથી રક્ષણ થતું નથી. તેણે કરીને આગળની ઉપજની કોઇ આશા કરતું નથી. તુરત મળવા જેવું જે હોય, તે વિશે સઘળા જણ મેહેનત કરે છે; અને તેનો જ ઊપભોગ કરીને બેશી રેહે છે. તે દેશમાં ગેર સમજણની રાજ્યરીતિ ચાલુ છે; તેણે કરીને તે સઘળાને કેટલું દુઃખ ભોગવવું પડે છે, તે તું જરા આગળ વાંચ, એટલે તને સમજાશે.

**ગોપાળ**—(વાંચે છે.) રાજ્યની દુર્દશા થયાને લીધે પાદશાહના તાબા માંહેનાં કેટલાંક પ્રગણાં ભીખ માગતાં થઇને ઉજ્જડ થઈ ગયાં. બાહારથી માલ આવેલો, તેનો ઘણાં વર્ષોનો જુનો હિસાબ જોતાં માલુમ પડ્યું કે, અલેપ્પો કરીને શેહેર છે, તેના પેટામાં ૩૨૦૦ કરતાં વધારે ગામો હતાં, ને હાલના કુમાવિસદાર પાસે ૪૦૦ ગામ મળવાં કઠણ. ઇંગ્લાંડ દેશના વેપારીઓ જે ત્યાંહાં વીશ વર્ષ સુધી રહ્યા, તેમની રૂબરૂ અલેપ્પો શેહેરને લગતાં ગામ માંહેનાં ઘણાંકની વસ્તી નહીં જેવી થઈ ગઈ. લુણો વળીને પડી ગયેલાં એવાં ઘરો, નકામા થઈ પડેલા હોજ, ખેડ વગરની પડેલી જમીન, એ જ વસ્તુઓ મુસાફરની નજરે પડવા લાગી. ખેતર ખેડનારા શેહેરમાં નાહાશી જઇને ત્યાંહાંની વસ્તીમાં ગડી જવા લાગ્યા. માણસો શેહેરમાં જઇને ત્યાંહાંના લોકોની ગર્દીમાં ભરાઈ રેહે છે; તેથી એવું થાય છે કે, તેઓ છિનવી લેનારા રાજાના હાથમાં આવતા નથી. બીજા મુલ્કોમાં કોઇ કોઈ ઠેકાણે એવું થાય છે કે, પ્રાંતમાં લોકોની વસ્તી વધારે થવા લાગે, એટલે તે લોક ત્યાંહાંથી શેહેરમાં જઇને વસે છે, પણ તે પ્રમાણે સિરિઆ દેશમાં થતું નથી. અહિંઆં તો પ્રાંતો ઉજ્જડ પડીને શેહેરો વસવા લાગ્યા ને તેણે કરીને ડુંગર ઊપરના રસ્તા ઘણા જ ખરાબ કરી મુકયા. ઘોડેસ્વાર મોકલીને લોકોને નાગા કરવાનું પાદશાહના મનમાં આવીને ઘોડેસ્વાર મોકલ્યાથી રસ્તાની ખરાબી થયાને લીધે લોકોનાથી આવી ન શકાય એવું તેણે ધાર્યું, એટ લે રસ્તા પણ તેવા થવા માંડ્યા.

લોકોએ ચોરીથી છાંનો છપનો વેહેવાર કરીને કંઇ મેળવ્યું હોય તે જ ખબર પડેથી પાદશાહ ખુશી થાય છે ને તેવી ખબર રાખવા લાગ્યાથી લોકોને પોતાની મેહેનતનું ફળ મળતું નથી. વાસ્તે તેઓ પોતાનો ઉદ્યોગ સમેટીને જે ઘણું જ જરૂરીઆતનું હોય તેટલું જ મેળવે છે. પોતે ભૂખે ન મરે ફક્ત એટલા માટે જ કણબી લોક બી રોપે છે; તથા કસબી લોકો પોતાના કુટુંબનું રક્ષણ થવા જેટલી જ મેહેનત કરે છે. તેવું કરતાં કોઇ પાસે ચાર પૈસા બચ્યા તો તે તે સંતાડી મુકે છે. એવું થયાને લીધે લોકો દરિદ્રી અને દુઃખી થઇ ગયા પછી એવાઓના ઉપર જુલુમ કરનારો તે માતબર કયાંહાંથી થાય ? મનમાં આવે તેમ રાજ્ય કરવું, ને જુલુમ કરીને રૈયતને લૂટવી, એવો જે રાજાનો સ્વભાવ, તેને પછી આગળ જતાં તે જ સ્વભાવ દંડરૂપ થાય છે.

**મહેતાજી**—મુસલમાન લોકોએ ઇરાન તથા હિંદુસ્થાન માંહેનાં રાજ્યો લીધાં, તે વખતથી તે રાજ્યો તૂટતાં ગયાં. તેનું કારણ એવું દિસે છે કે, માલનું રક્ષણ થયું નહીં, એટલે રાજ્ય અથવા દેશ તૂટે છે. પૂર્વે આ દેશમાં મુસલમાન રાજા થઇ ગયા; તેઓ ઘણા નિર્દય થતા, લોકો ઉપર જુલુમ કરતા, ખેડુત લોકોને એવો વખત આવતો કે, તેઓને પોતાનાં ઘર, હથિઆર, પાકેલું અનાજ એ સર્વને આગ લગાડીને રાન, ડુંગર, એવે એવે ઠેકાણે, કે જ્યાંહાં કોઈ તેમનું રક્ષણ ન કરે ત્યાંહાં વસવું પડતું અને જેઓ તલવાર ઉછાળીને પોતાનું રક્ષણ ન કરી લેતા, તેઓની અવદશા થઇને તેઓ મરી જતા.

**ગોપાળ**—મહારાજ, આ વર્ણન તો સાંભળીને દુઃખ થાય એવું જ છે. જંગલી લોકોના દુઃખ કરતાં પણ આ લોકોનું દુઃખ વધારે. કારણ કે મ્હોટી વિપત્તિમાં દિવસ કાઢતે સતે તેમને જ્યારે અગાઉ ભોગવેલા સુખની યાદ આવતી હશે, ત્યારે તેમને ઘણું જ દુઃખ થતું હશે.

**મહેતાજી**—માલનું રક્ષણ થતું ન હોય અને કાયદાથી જુલુમ થતો હોય, એટલે લોકો વેરણ ખેરણ થવા માંડે છે; અને માણસોની દુર્દશા થાય છે. આના જેવી બનેલી ઘણી વાતો દેશોદેશ ફરનારા સાહેબો કેહે છે. સર્કાશિઆ કરીને એશિઆ ખંડમાં એક દેશ છે. ત્યાંહાં એવું છે કે, કોઇ માણસ બી રોપવા લાગ્યો, અથવા કાપીને ભારો બાંધીને પાકેલું અનાજ એકઠું કરવા લાગ્યો કે તેના ઉપર કોઇ પણ હરકત નાખવા આવે છે. વાસ્તે ત્યાંહાં લણનારને ખેતીના કામનાં હથિઆરોની જેવી જરૂર પડે છે, તેવી જ એક ન્હાની સરખી બંદુક, પિસ્તોલ તથા કટાર, એઓની પણ જરૂર પડે છે.

સૈપ્રસ કરીને સિરિઆ દેશની બાજૂએ એક બેટ છે. તેને વિશે એવું કેહેવાય છે કે, જો કે ત્યાંહાં જમીનની કેળવણી થતી નથી, તથાપિ ત્યાંહાં સઘળે ઠેકાણે ખાતરના

જેવી ગોરાટ અને ચિકણી માટી નજર આવે છે. તે ઘણી જ કસદાર હોય છે, પણ તે બેટ ઊપર અખ્તિઆર જોશો તો તુર્ક લોકોનો; તેઓનો જુલુમ ગ્રીક લોકો ઉપર એટલો તો થાય છે કે, તે સારી જમીનની ખેડ કરવાને તે લોકોને હિમત જ થતી નથી. તેઓએ કદાપિ ખેડ કીધી તો જે પાક થાય તે તેઓની પાસેથી તુર્ક લોકો જોરાવરીથી લઇ લે છે. કંઇ પણ કરતાં સરકાર દેવું ભરાય, એ ચિંતામાં તેઓ સઘળું વરસ કાઢે છે; જાણે કે તે દેવું ભરવા વાસ્તે જ તેઓ મેહેનત કરતા હોય તેમ સરકાર ભરણાનો વખત ચુકયો, એટલે તેમને મ્હોટી પીડા અથવા મોત પ્રાપ્ત થાય છે; અને દેવું ન અપાય એવું થયું એટલે આસામિઓ તે બેટ મુકીને નાહાશી જાય છે. એવા વર્ષને છેડે ઘણા લોકો ન્હાશી જાય છે; તેના યોગથી સઘળા બેટમાં સુમારે ૬૦૦૦૦ લોકની વસ્તી ઊપર આવી રહ્યું છે. આગળ તો આટલી વસ્તી તે માંહેના એક શેહેરમાં થતી. સારાંશ કે માલનું રક્ષણ ન થયાના સબબથી સંપત્તિને અનેક અપાયો થાય છે; વાસ્તે માલનું રક્ષણ એવું થવું જોઇએ કે જે, જે ઊત્પન્ન કરે તેને તેનો ઊપભોગ બિન હરકતે થવા દેવો અને માલના રક્ષણને સારુ જે કાયદા કાનુન કરવા, તેમાં મુખ્યત્વે કરીને જે વાતો હોવી જોઇએ તે તેઓમાં નહોય તો પછી તે કાયદા હોઇને ફળ શું.

**ગોપાળ**—માલના રક્ષણને સારુ કઈ કઈ વાતોની જરૂર છે?

**મહેતાજી**—પેહેલું તો એ કે સરકારે માલનું રક્ષણ કરવું, એટલે કે સરકારે કોઇનો માલ બીજાને જુલુમથી લેવા દેવો નહીં; અને બીજું એવું કે, તે માલનું રક્ષણ સરકારની તરફથી પણ થયું જોઇએ; કારણકે જો જુલુમ કરીને સરકાર પોતે જ રૈયતને નાગી કરવા બેઠી તથા તેની તરફથી તેનો બચાવ થતો નહોય તો, દેશની દુર્દશા થાય છે; ને તેવું યૂરોપ તથા એશિઆ ખંડમાં થયાનો પ્રકાર મેં તને થોડોક ઉપર દેખાડ્યો.

ઇંગ્લાંડ દેશમાં રાજ્યનીતિ ઉત્તમ પ્રકારની છે. ત્યાંહાંના રાજાથી પોતાના મનમાં આવે તેમ ચલાતું નથી; કારણકે, તે રાજ્ય માંહેના લોકોના પ્રતિનિધિ તથા રાજ્ય માંહેના અમીર લોકો, એઓની બે સભા છે. તેઓને જ એ દેશનો બધો કારભાર સોંપી આપેલો છે; સરકાર કહીએ તો એવી જ જોઇએ.

માલનું રક્ષણ ત્રીજું કઇ રીતે થવું જોઇએ તે કહું છઉં. દેશમાં લૂટારુ તથા બંડખોર લોક એમનો બંદોબસ્ત કર્યો જોઈએ; તે ન કીધો હોય તો તેથી ઘણા ગેર-ફાયદા થાય છે. સન ૧૮૦૦ સુમારે ખાનદેશની હાલત કેવી હતી? અને સન ૧૮૦૨ ઇસવીમાં જ્યારે યશવંતરાવ હોળકરે તે દેશ લૂટીને ધૂળધાણી કર્યો, ત્યારથી તે દેશની

શી હાલત થઇ છે? દેશની પડતી દશા આવી ગઈ. શિંધા તથા હોળકર એ બંને તે દેશમાં ધુંદ્દાઇ કરવા લાગ્યા. પેશવાઓ તેઓનો બંદોબસ્ત કરવાને અશક્ત થયા, પ્રાંતમાં ખેતી કમી થતી ગઇ અને દાહાડે દાહાડે લોકો પાયમાલ થતા ચાલ્યા. આગળ સુમારે સન ૧૮૦૭ ઇસવીમાં પેંઢારી લોકો ઊત્પન્ન થયા. તેઓ પુષ્કળ લશ્કર જમા કરીને લૂટફાટ કરવા લાગ્યા; તેમાં તેઓએ ખાનદેશની તો ઘણી જ દુર્દશા કીધી. વળી સન ૧૮૧૮ ઇસવીને સુમારે તો એ દેશની દુર્દશા છેક જ થઇ. આગળ જ્યારે પેંઢારા લોકોનો બંદોબસ્ત થઇને, ત્યાંહાં સઘળે નિશ્ચિતપણું થયું, ત્યારથી એ દેશના લોકોને જરા ઊંચું જોવા વખત આવી છે. નહીં તો આ દેશ આગળ આબાદ હતો એવું દિસે છે; કારણકે મિલટન એને વિશે એવું લખે છે કે એ દેશમાં હજી લગણ અસલનાં મ્હોટાં મ્હોટાં કામોના ભાગ મળી આવે છે. ત્યાંહાંના લોકોએ સઘળા દેશમાં પાણી પ્રસારવા સારુ નેહેરો બાંધી હતી. તે માંહેના હજી લગણ કોઇ કોઇ નજર આવે છે; તથા મ્હોટી મ્હોટી ઇમારતોની લાદીઓ, લાકડાનો સામાન અને કિલ્લાને ભાગીતુટી દશામાં આવેલા બુરુજો હજી નજર આવે છે; એવી અવસ્થા, લૂટારુ લોકોથી, તથા પારકો પગરવ થયાથી લોકોના માલનું રક્ષણ ન થયાને લીધે થઈ. આજ પણ એ દેશની આસપાસના ડુંગરોમાં ભીલ તથા ગોંડ લોકો ઘણા છે; પણ તેઓ વિશે સરકારે બંદોબસ્ત કર્યો છે, તેથી તેઓનું કંઇ ચાલતું નથી.

**ગોપાળ**—પણ મહારાજ, આણીમેર દક્ષિણ કોંકણ પ્રાંતમાં તો મ્હેં નજરે જોએલું છે, તથા બીજા કેટલાક પ્રાંતોવિશે સાંભળેલું છે, કે ત્યાંહાંની રૈયત ઘણી હાલહવાલ છે. તેમાં કોંકણમાં ઘણું તો શું કહું, પણ બચારા કણબિઓને ચાર મહિના સુધી કડવાં કારંદાં ખાઇને દાહાડા કાઢવા પડે છે. હવે આ પ્રાંતમાં તો કંઇ લૂટારુ લોક નથી, અને તેમ માલનું રક્ષણ પણ સારું થતું હોય એવું મ્હને લાગે છે; ત્યારે એવું છતાંએ આ દેશમાં ગરિબાઇનું આવવું કયાંહાંથી થાય છે.

**મ્હેતાજી**—એકલું માલનું રક્ષણ થયાથી ફળ શું? દેશમાં ગરિબાઈ અથવા માતબરાઇ એઓની આવ થવા સારુ મ્હેં દર અસલથી જ તુને પચીશ કારણ તથા ઉપકારણો કહ્યાં છે; તે માંહેનું માલનું રક્ષણ એ એક છે. તેમાં પણ જ્યાંહાં ઉદ્યોગી લોકો ઘણા હોય, ત્યાંહાં જ કોઇપણ હિતની વાત બનવાની હોય તે બને છે.

**ગોપાળ**—મહારાજ ક્ષમા કરવી. બાબા વાકયં પ્રમાણં, એમ લોકો કહે છે તે પ્રમાણે જ આપ કહો છો, નહીં તો આ ખરું છે અથવા આ વાત સાબીતી સાથે છે એમ દેખાડી આપો. અમારા કોંકણમાં તો ઉન્હાળામાં અને ચોમાસામાં લોક ખેતી

**ગોપાળ**—પણ આ જમાબંદી કાયમ રેહેશે કે કેમ, તે કોણ જાણે અને ન રહી તો આગળ કેમ થશે અને કેવા કર બેસશે તે કોણ જાણે.

**મહેતાજી**—હાલમાં તો ઘણું કરીને ઠરાવ ત્રીશ વર્ષોનો છે એવું સંભળાએ છે. પણ આપણા દેશમાં સરકારનું જેટલું માલિકપણું છે તેટલું બીજા કોઇ દેશમાં નથી. ફ્રાન્સ અને ઇટાલી વગેરે દેશોમાં કેટલાક લોકો છે, તેઓની એકદમ ઠરાવી લીધેલી ખાસગી જમીનો છે, તે એવી કે તેની સાથે બીજા કોઈનો સંબંધ જ નહીં; તેથી તે ખેડુત લોકો ઘણા જ સુખી છે.

**ગોપાળ**—વારુ, ત્યારે તેમના જેવા આપણે અહિંઆંના ખેડુત લોકો કેમ નથી?

**મહેતાજી**—તેનું કારણ એવું છે કે, તે જમીન તેઓની પોતાની હોય છે; તેથી તેઓ મન દઇને કામ કરે છે. તે ખેડુત લોકો સારા દૂરંદેશાથી વર્ત્તે છે; પોતાના સામર્થ્ય પ્રમાણે તેઓ પોતાનાં છોકરાંને વિદ્યા શિખવે છે, ને તેઓ તે છોકરાંને ન્હાનપણમાં પરણાવતા નથી, તેથી કરીને તેમની લોકસંખ્યા નિયમિત હોય છે. તેઓ પોતાની જમીનની જીરીઅત ઊપર પોતાનું ગુજરાન કરે છે. લોકોની સંખ્યા ઘણી ન વધ્યાના સબબથી તે લોકોમાં ગરીબીનું આવવું થતું નથી. એ બાબતસર આગળ લોકસંખ્યાના પ્રકરણમાં સવિસ્તર કહ્યામાં આવશે.

**ગોપાળ**—મહારાજ, આપણા દેશમાં પણ તે પ્રમાણે જ જમીન ઊપર લોકોની સત્તા કેમ નથી વારુ?

**મહેતાજી**—તે નથી ખરી. પણ હાલ ત્રીશ વર્ષની મુદ્દતે જમીનો આપી છે, તે રૈઅત લોકોની જમીન ઊપર સત્તા જ છે તો.

**ગોપાળ**—પણ જો સરકાર જમીનનું માલિકપણું કણબિઓને આપે તો સારું ખરું.

**મહેતાજી**—મિલ સાહેબ કેહે છે કે, કેટલાંએક વર્ષો અગાઉ ખેડુત લોકોને ત્રીશ વર્ષોની મુદતે જમીન ઠરાવી આપી છે. હિંદુસ્થાનની ઉત્તર તરફના પ્રાંતમાં તથા ખાનદેશના કેટલાક ભાગમાં આ પ્રમાણે વહિવાટ ચાલેલો છે; તથા તેથી લોકોનું કલ્યાણ થશે એવું દિસે છે. થાણા જીલ્લામાં ખાલસા જમીનની માપણી કરીને તે પાંચ વર્ષના ઠરાવે આપવા વગેરેની જે ચાલ છે તે ખરાબ છે. કારણ કે, એ ગ્રંથકર્ત્તાનો મતલબ એવો છે કે થોડા દિવસની મુદ્દતે જમીન ઠરાવીને આપવી એ ઠીક નહીં; તથા એથી અનહિત થાય છે. જો સરકાર ઠરાવ કરીને રૈયતને જમીન કાયમ કરી આપે તો ઘણું જ સારું; અગર તેમ નહીં તો લાંબી મુદ્દતે તો આપવી જ જોઇએ. ફક્ત બે

પછવાડે જ મંડે છે, તો પણ સરકાર દેવું વાળતાં તેમનાથી પોતાનાં ગુજરાનની સોઇ બનતી નથી.

**મહેતાજી**—સઘળે ઠેકાણે લોકો નિરુદ્યોગી હોય છે એમ હું કેહેતો નથી; કોઇ કોઇ જગાએ સરકાર દેવું પણ ઘણું છે, તથા કોઇ દેશોમાં લોકો મેહેનત તો ઘણી કરે છે, પણ તેઓની મેહેનત સારી સુશિક્ષિત નથી હોતી. તે તો હશે. પણ એ શિવાય કપ્તાન **વિંગેટ** પોતાના રિપોર્ટમાં સરકારને એવું લખે છે કે, કોંકણમાં તથા રત્નાગિરી જિલ્લામાં લોકોની સંખ્યા ઘણી જ વધી ગયાના સબબથી, તે લોકોને ઘણી જ હેરાન-ગતિ છે. વાસ્તે એઓ માંહેથી સરકારે કંઇ લોકોને ખાનદેશમાં પડત જમીન પુષ્કળ છે ત્યાંહાં મોકલવા; એટલે તેથી કરીને તે દેશનુંએ ભલું થશે અને કોંકણી કણબિ-ઓનું પણ ભલું થશે. આ લેખ ઉપરથી કોંકણ માંહેના લોકોની ગરીબીનું કારણ તેઓની અતિશય સંખ્યા જ હશે એવું મ્હને લાગે છે અને તેઓને સરકાર દેવું આપવું પડ્યું તો તે અસલથી જે ચાલતું આવ્યું છે, તે પ્રમાણે ઓછું વધતું કરીને સરકાર લે છે.

**ગોપાળ**—આ દેવું કંઇ અનાદિસિદ્ધ તો છે જ નહીં; ત્યારે અસલથી એટલે શું? કોઇ કોઇ જગાએ તો તે એટલું છે કે, ત્યાંહાંની રૈયત આજ કહો તો આજ તેમને છોડી દઇને જવાને તૈયાર છે.

**મહેતાજી**—પણ ગોપાળ, તે સાંભળ્યું. હાલમાં જે પાહાણી ચાલી છે તેથી તું જે કેહે છે તે ઘણું કરીને થવાનું નહીં. અને આજસુધી, ફક્ત કોંકણમાં તો જે હોએ તે હો, પણ દેશ માંહેના પુના અને ધારવાડ વગેરે પ્રાંતોમાં તો પાહાણી થયા પછી દર વગેરે કમતી થયો છે; એવું છતાંએ ત્યાંહાંના લોકો કળકળતા હોએ તો તેમાં બિલકૂલ તેમનો જ વાંક છે એવું મ્હને લાગે છે. આપણી તરફ આગળ મુસલ-માનોની જમાબંદી ચાલૂ હતી, તે બંદ થઇને આગળ પેશવાઇમાં નવી જમાબંદી થઇ; ત્યારબાદ ઇંગ્રેજી અમલમાં આજસુધી પાહાણી કરવા સારુ મેહેનત કરી, પણ અદ્યાપિ સુધી કંઇ વળ્યું નહોતું. તે હાલમાં કપ્તાન **વિંગેટ** સાહેબ વગેરે લોકો પાહાણી કર્યા જાય છે. તેઓએ આજ સુધીમાં સારી જ પાહાણી કરી છે તથા હાલમાં કરે છે, તે ઉપરથી સઘળા દેશની જમાબંદી થઇને જ્યાંહાં ત્યાંહાં આ પાહાણી પ્રકરણનું કામ શરુ થયું, એટલે પછી તું જોઇશ તો ઘણો ફેરફાર ત્હારી નજરે પડશે.

મદ્રાસ ઇલાકામાં **સર ટોમસ મન્રો** સાહેબના વખતમાં પાહાણી થઇ, પણ તે ત્યાંહાંના વહિવાટ વિશે આપણને ખબર નથી.

**ગોપાળ**—પણ આ જમાબંદી કાયમ રેહેશે કે કેમ, તે કોણ જાણે અને ન રહી તો આગળ કેમ થશે અને કેવા કર બેસશે તે કોણ જાણે.

**મહેતાજી**—હાલમાં તો ઘણું કરીને ઠરાવ ત્રીશ વર્ષોનો છે એવું સંભળાએ છે. પણ આપણા દેશમાં સરકારનું જેટલું માલિકપણું છે તેટલું બીજા કોઇ દેશમાં નથી. ફ્રાન્સ અને ઇટાલી વગેરે દેશોમાં કેટલાક લોકો છે, તેઓની એકદમ ઠરાવી લીધેલી ખાસગી જમીનો છે, તે એવી કે તેની સાથે બીજા કોઈનો સંબંધ જ નહીં; તેથી તે ખેડુત લોકો ઘણા જ સુખી છે.

**ગોપાળ**—વારુ, ત્યારે તેમના જેવા આપણે અહિંઆંના ખેડુત લોકો કેમ નથી?

**મહેતાજી**—તેનું કારણ એવું છે કે, તે જમીન તેઓની પોતાની હોય છે; તેથી તેઓ મન દઇને કામ કરે છે. તે ખેડુત લોકો સારા દૂરંદેશાથી વર્ત્તે છે; પોતાના સામર્થ્ય પ્રમાણે તેઓ પોતાનાં છોકરાંને વિદ્યા શિખવે છે, ને તેઓ તે છોકરાંને ન્હાનપણમાં પરણાવતા નથી, તેથી કરીને તેમની લોકસંખ્યા નિયમિત હોય છે. તેઓ પોતાની જમીનની જુરીઅત ઉપર પોતાનું ગુજરાન કરે છે. લોકોની સંખ્યા ઘણી ન વધ્યાના સબબથી તે લોકોમાં ગરીબીનું આવવું થતું નથી. એ બાબતસર આગળ લોકસંખ્યાના પ્રકરણમાં સવિસ્તર કહ્યામાં આવશે.

**ગોપાળ**—મહારાજ, આપણા દેશમાં પણ તે પ્રમાણે જ જમીન ઉપર લોકોની સત્તા કેમ નથી વારુ?

**મહેતાજી**—તે નથી ખરી. પણ હાલ ત્રીશ વર્ષની મુદ્દતે જમીનો આપી છે, તે રૈઅત લોકોની જમીન ઉપર સત્તા જ છે તો.

**ગોપાળ**—પણ જો સરકાર જમીનનું માલિકપણું કણબિઓને આપે તો સારું ખરું.

**મહેતાજી**—મિલ સાહેબ કેહે છે કે, કેટલાંએક વર્ષો અગાઉ ખેડુત લોકોને ત્રીશ વર્ષોની મુદતે જમીન ઠરાવી આપી છે. હિંદુસ્થાનની ઉત્તર તરફના પ્રાંતમાં તથા ખાનદેશના કેટલાક ભાગમાં આ પ્રમાણે વહિવાટ ચાલેલો છે; તથા તેથી લોકોનું કલ્યાણ થશે એવું દિસે છે. થાણા જીલ્લામાં ખાલસા જમીનની માપણી કરીને તે પાંચ વર્ષના ઠરાવે આપવા વગેરેની જે ચાલ છે તે ખરાબ છે. કારણ કે, એ ગ્રંથકર્ત્તાનો મતલબ એવો છે કે થોડા દિવસની મુદ્દતે જમીન ઠરાવીને આપવી એ ઠીક નહીં; તથા એથી અનહિત થાય છે. જો સરકાર ઠરાવ કરીને રૈયતને જમીન કાયમ કરી આપે તો ઘણું જ સારું; અગર તેમ નહીં તો લાંબી મુદ્દતે તો આપવી જ જોઇએ. ફક્ત બે

ચાર વર્ષની મુદ્દતે આપ્યાથી ખરાબી થાય છે; કારણકે જે જમીન એક આસામી પાસે બે વર્ષ રહેવાની, તેની તે આસામી સારી ચોકસી તથા કમાઇ થાય એવું કરનાર નહીં. કેમ નહીં? તો તેને એવું લાગે છે કે તે મુદ્દત થઇ ચુકતાં જ આપણા હાથ માંહેથી એ જમીન જવાની. વળી આપણી ઇચ્છા ફક્ત આપણે પોતાને જ વાસ્તે મેળવી રાખવાની નથી હોતી, પણ આપણે આપણાં છોકરાં છૈયાંને સારુ સાચવી મુકીએ છૈએ ત્યારે સદરહૂ પ્રમાણે પટો હોવાથી જેટલું પેલી ટુંકી મુદ્દતમાં જમીન માંહેથી નિકળી શકશે, તેટલું તે આસામી કાઢી લેશે; અને એ પ્રમાણે જો સર્વ કરવા લાગ્યા, તો જમીનની ખરાબી થવાની. થોડી મુદ્દત સુધી આસામી પાસે જમીન રેહેવા દેવાની ચાલથી જમીનની ખેડ સારી ન થતાં ઊલટી જમીન પડત રેહેવા માંડે છે; એ જેવું ખેડનું ભંગાણ થવાને કારણ છે, તેમ જ જમીનની ખેડ, શિલ્પ વગેરેનું ભંગાણ થવાને રાજ્યમાં ધુંદાઈ તથા ઊપદ્રવ વગેરે કારણો છે.

**ગોપાળ**—હું તે દાહાડે ફ્રેંચ લોકોનો ઇતિહાસ વાંચતો હતો, તેમાં તેઓએ ઇ. સ. ૧૭૮૯ માં પોતાના રાજ્યમાં દંગો કીધો ત્યારથી તે ઈ. સ૦ ૧૮૧૫ માં ફરીથી બીજો રાજા ગાદિએ બેઠો ત્યાંહાં સુધી તે દેશમાં મ્હોટો ધુંદાઇ ચાલ્યો હતો. એ જે ત્યાંહાંના લોકોએ ઊથલપાથલ કીધી, તેણે કરીને તેમનું કલ્યાણ થયું નહીં.

**મ્હેતાજી**—સઘળાં રાજ્યોની ઊથલપાથલ થતી વખતે એવું જ થાય છે. વાસ્તે એ ફક્ત એ રાજ્યમાં જ થયું એમ નથી. એનું કારણ એવું છે કે એવે પ્રસંગે લોકોનું ધ્યાન લઢાઇ તરફ લાગેલું હોય છે. તેણે કરીને ખેતીની અવ્યવસ્થા થાય છે. એવી લઢાઇઓ થતી હોય છે, ત્યારે, વેપારને મ્હોટી ઈજા થાય છે. તે વેપાર ન હોવાના સબબથી જિનસ ભાવની કોતાઇ પડે છે. એક દેશના લોકોને માંહેમાંહે એક બીજા સાથે વેર બંધાયું, એટલે તેઓ તંટો કરવાને તૈયાર થાય જ એવું થવા લાગ્યું, એટલે ધાન્ય વગેરેની કમતીને લીધે જે દેશમાં ઊથલપાથલ થતી હોય ત્હાંનાં લોક, જે સત્તાધારી તે ઉપર ઉઠે છે; ને એવું થયું એટલે સઘળો કારભાર બંદ થાય છે; સાહુકાર લોકો દેવાલાં કાઢે છે; તથા તે દેશમાંહેના સઘળા ભીખ માંગતા થઈ જાય છે.

એ પ્રમાણે ફ્રેંચ લોકોએ ઇ૦ સ૦ ૧૭૮૮ માં ઉથલપાથલ કીધી ત્યારે, તું કહે છે તેવું થયું. ઇતિહાસમાં એવા જ બીજા દાખલા છે; ને આ જ પ્રમાણે જ્યારે કેટલાક ઇંગ્રેજ લોકોએ પહેલા ચાર્લ્સ રાજાને ઇ૦ સ૦ ૧૬૪૯ માં માર્યો, ત્યારે તે લોકોએ પણ માંહોમાંહે તંટા કરીને દેશની ધૂળધાણી કરી હતી.

ઇ૦ સ૦ ૧૦૦૧ માં જ્યારે મહમૂદે હિંદુસ્થાનમાં પેહેલી સવારી કરી ત્યારથી તે અલ્લાઉદ્દીન ખિલજીએ મુસલમાન લોકોનો અમલ નર્મદા સૂધી બેસાડ્યો ત્યાંહાં લગણ ઉત્તર હિંદુસ્થાનમાં ધુંદાઈ ચાલી હતી. સદરહુ પાછલા રાજાના રાજ્યમાં નિરાંત થઇને રૈઅત લોકોના માલનું રક્ષણ થવા માંડ્યું ત્યાંહાં સુધી ખેતી વગેરે ઉદ્યોગ સારા ચાલતા નહીં હતા.

**ગોપાળ**—એ સઘળું માલનું રક્ષણ ન થયાથી થયું. મહારાજ, આપે માલના રક્ષણ વિશે જે કહ્યું તેણે કરીને કેટલીક નવી વાતો મ્હને સમજાઈ; હવે તો ઉદ્યોગની વેંહેંચણ સમજવી એવું મનમાં છે.

**મહેતાજી**—ઉદ્યોગની વેંહેંચણ નામનું જે સંપત્તિનું ઉપકારણ છે તે કાલે કાઢીશું. આજ તો એટલું જ બસ.

---

## પૂર્વભાગ સંવાદ ૫ મો

### ઉદ્યોગની વેંહેંચણ વિશે

**આમાં, માલને બદલે માલ આપવાનો વેહેવાર કેમ ચાલૂ થયો-ઉદ્યોગની વેંહેંચણ કેમ થવા લાગી-ઉદ્યોગની વેંહેંચણ વિશે આડમ સ્મિથ સાહેબે દેશ સંપત્તિમાં કેવું અને શું લખ્યું છે-યંત્ર સાહિત્યથકી શા શા લાભ થાએ છે-ઉદ્યોગની વેંહેંચણ થએથી લોકોની ચાલ ચલગત અને બુદ્ધિ એ કેમ સુધરે છે-એ સઘળાની ઐકુણાત કેવી કીધી છે, એ સર્વ વગેરે કહ્યું છે.**

**મહેતાજી**—ફલાણો માલ ફલાણાનો એવો બંદોબસ્ત થયો અને તે માલનું રક્ષણ થવા લાગ્યું, એટલે તે જોઇને લોક આળસ તથા અજ્ઞાન છોડી દે છે અને ઉદ્યોગની પાછળ લાગે છે. વાસ્તે, આળસ અને અજ્ઞાન એ બંધનો માંહેથી લોકોનો છૂટકો થવાના માલનો બંદોબસ્ત, તથા રક્ષણ એ જ મુખ્ય કારણો છે, એવું પાછળ સિદ્ધ થયું. હવે જેથી કરીને ઉદ્યોગ અને સુધારો વધતો જાય છે, તે કારણો કહું છઉં. તેમાં સાટું પાટું કરવાનો વેહેવાર કરવો અથવા માલને બદલે માલ આપવો, એ પેહેલું કારણ છે.

પાછળ જે બોલવું થયું તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, માણસો પાસે જે કંઇ હોય તેનું સારું ખચીતપણે રક્ષણ થવા લાગ્યું, એટલે તે માણસો બમણી ચપળાઇથી

મેહેનત કરવા લાગે છે; ને થોડું એક તુરત પેટ પૂરતું મળ્યું એટલે થયું; એવી સમજણ ઊપર તેઓ રેહેતા નથી. આગળના વખતને સારુ કંઇ તજવીજ કરવા માંડે છે; કેવળ અન્ન પાણી મેળવીને જ બેશી રેહેતા નથી, પણ જેણે કરીને આગળ જતાં સુખ થવાનું, અને જે ઊપયોગી પડવાનું, તેનો પણ થોડો ઘણો સંચય કરવા માંડે છે. એક જણ શિકારને સારુ તીરોનો, બીજો વર્ષાકાળને સારુ ધાન્યનો, ત્રીજો અંગ ઊપર લુગડાં ઘરેણાં પેહેરવાનો, એવો એવો તેઓ સંચય કરવા માંડે છે; તથા તેઓ તો થોડા માલનો ઊપભોગ કરીને બિન ધાસ્તીથી રેહે છે. તે માલ જબરદસ્તીથી અથવા દગાથી લઇ લેવો, એવું કેટલાકના મનમાં આવે છે, પણ તેમને અટકાવ થાય છે; ત્યારે તે મેળવવાને વાસ્તે તેઓ કંઇ બીજા ઊપાયો કરે છે. શિકારની મોસમ આવી અને તીરની ગરજ પડી, એટલે તીર કરનારાની પાસે તેઓ જાય છે; તે તેઓ ઠાલે હાથે જતા નથી, પણ તીરના બદલામાં આપવા સારુ કંઇ પણ તેઓ લઇ જાય છે. તીરવાળાના મનમાં જે વસ્તુને સાટે તીર આપવાનું આવે તેવી વસ્તુ તેઓ તેની પાસે લઇ જાય છે; ને જેઓની પાસે બદલે આપવાને કંઇ જ નથી હોતું, તેઓએ પોતાને તીર મળવાની આશા રાખવી તે ફોકટ. કેમ? તો કે તેઓની પાસે તે તીરને બદલે આપવાની કંઇ વસ્તુ નથી.

આ પ્રમાણે અદલ બદલ થવા લાગી, એટલે ઊદ્યોગ વધવા માંડે છે. એક તરફ પોતાને ગરજ હોય તેના કરતાં કંઇ ચીજ વધારે થઇ, એટલે, આપણે બીજા ફલાણા પદાર્થની ચાહના છે, માટે, આપણી પાસેનો અધિક થયલો પદાર્થ આપીને તે પદાર્થ આપણે મેળવીએ એવું તેને લાગે છે. જે હોંસ થાય એવા પદાર્થો છે, તે જેમ જેમ ઊત્પન્ન થતા જાય છે, તેમ તેમ તે પદાર્થો વિશે ઇચ્છા વધતી જાય છે, ને તેમ તેમ તે પદાર્થ મેળવવાનો ઊદ્યોગ પણ વધતો થાય છે. પછી તે પદાર્થો પોતે જાતે કરવા અથવા જેણે કરીને તેઓ મળે એવું કંઇ કરવું એમ તેને ઇચ્છા થાય છે. એ પ્રમાણે જંગલી માણસ જાગ્રત થઇને, ઇચ્છાને નહીં સરખી કરનારી એવી જે જડ બુદ્ધિ તથા શરીરને અચેતન કરે એવી જે સુસ્તી, તેને છોડી દે છે; અને સુધરેલા માણસની મિસાલે હોંસ, ચમત્કાર, ઇચ્છા, ચપળતા અને ઊદ્યોગ એઓની પાછળ લાગે છે.

એવી રીતે જે ઊદ્યોગની પાછળ લાગે છે, તેનો ઊદ્યોગ વધતો જાય છે. જેમકે એક માળી કોઇ ન્હાની સરખી જમીન ઊપર કોઇ એક જિનસની ખેડ કરે છે; પછી રેહેતે રેહેતે કાંદા, મૂળા, વેંગણ એવી એવી ઘણી એક જિનસોની ખેડ તેને હાથે થવા માંડે છે. ત્યારે તે એવું થવા માંડવાને પ્રથમ ખેડવા માંડ્યું, એ જ કારણ નથી; પણ

ખેતીનું કામ કરવું કબૂલ કીધાને લીધે, ઘણાએક ઉદ્યોગ તરફ મન દોડે છે, વાસ્તે તેવું થાય છે. પછી તેના કાછામાં જે શાકભાજી ઉત્પન્ન થવા માંડે છે, તે સઘળી જ કંઇ તેના ઘરખરચને સારુ જોઇતી નથી. તે માંહેથી કંઇ પણ બાકી રેહે છે, તે તેને જે જિનસની ગરજ હોય છે, તેના બદલામાં આપીને તે તે જોઇતી જિનસ લે છે.

**ગોપાળ**—તે બદલામાં શાક ભાજી આપે છે તે ઠીક કરે છે; કારણ કે તેને જે જિનસોની ગરજ હોય, તે સઘળી જ તે પોતે જાતે કરવા બેસત, તો તેના કાછાનું કામ કરવાને તેને ફુરસદ ક્યાંહાંથી મળત.

**મહેતાજી**—ખરું ત્યારે એમ થવા લાગે છે કે શાકભાજીની જે લોકોને ગરજ હોય છે, તે પેલા માળીને જે જિનસો જરૂરની હોય તે તેને પૂરી પાડે છે. એ પ્રમાણે પછી કોઇ નદીમાંહેથી માછલાં મારી લાવે છે, ને કોઇ રાનમાંહેથી શિકાર લાવે છે. હવે એ માળીને તુરત જરૂરની જે ખાવા પીવાની તે મળી, એટલે આપણે શાક ભાજી મેહેલવાને ટોપલા તથા કોદાળી, તથા પાવડો એવો આપણા કાછાના કામને ઉપયોગી પડે તેવો કંઇ સામન જોઇએ એમ તેને લાગવા માંડે છે. પછી તે, પોતાની શાક ભાજી બદલામાં આપીને તે ઉપયોગી જિનસ લે છે; બાદ તેને એવી પેદાએશ થાય છે, કે તેથી કરીને આપણે સારી પાઘડી અથવા વીંટિઓ, કંઠિઓ વગેરે કંઇ ઘરેણાં જોઇએ, ને તે હોંસની જિનસો પણ શાક ભાજી બદલામાં આપીને આપણે લેવી, એવું તેના મનમાં આવે છે. ત્યારે બદલે પોતાનું શાકપત્ર આપવાને એ રાજી થાએ, એવી જરુરની, ઉપયોગની, અથવા મોજની જિનસો બનાવવાને અથવા તે કહીંથી મેળવી આપવાને તેના પડોશી ઉત્સુક થાય છે. એવાં કારણોને લીધે નવી નવી કલ્પનાઓ બાહાર પડવા માંડે છે, નવી નવી જિનસો પેદા થવા માંડે છે, કલાકૌશલ્ય વધે છે, ને એવું થયેથી ચોતરફ ઉદ્યોગ કરવાની હોંસ પ્રગટ થવા માંડે છે.

**ગોપાળ**—જિનસને બદલે જિનસ આપવાની જે ચાલ પડી, તેનો તમે કહ્યું ત્યાંહાં સૂધી તો ઘણો ઉપયોગ પડ્યા જેવું લાગે છે, પણ એકાદો ઉદ્યોગ ચાલૂ થયો એટલે પછી દરેક જણે અદલબદલ આપવાનો વેહેવાર છોડીને પોતાને જરૂર જોઇયે તેની પ્રાપ્તિ તથા ઇચ્છાની તૃપ્તિ કરવાને પોતાની જ બુદ્ધિવડે યોજના કરવી નહીં કે ? જો કોઇ માણસ પાસે કોઇ એકાદી જિનસ વત્તી થઇ તો તેણે તે જિનસ આપીને પોતાને જેની ગરજ હોય તે લેવી એ તો ઠીક, પણ જેની આપણને ગરજ નથી એવું કંઇ બનાવી મુકવું અને પાછળથી જેની આપણને ગરજ પડે તેને બદલે તે આપવું, એ તો મ્હોટી લાંબી ખટપટ. એથી આ વેહેવારની રીત એક તહ્રેની જ માલુમ પડે છે.

**મ્હેતાજી**—ત્યારે ત્હારા મત પ્રમાણે તે માળીએ પોતાને પોતાના રોટલા માટે જે દાણો જોઇએ તે પણ પોતે જ પકવવો, પોતાને હાથે જ પોતાનું ઘર બાંધવું ને પોતાનાં લુગડાં પણ પોતે જ બનાવવાં, એ સઘળું શાકપત્રના પઇસાવડે કરાવી લેવું નહીં કે.

**ગોપાળ**—હાં, હાં, તેમ તો નહીં હું ભૂલ્યો. એટલાં બધાં કામ કરવાને જો તે માથે લે તો તે તેના હાથથી બને જ નહીં. ઘણાં કામ થવાનાં નહીં. જે તે એક કામ સારું થવાનું. પણ લોકો જંગલી હોય ત્યારે જૂદાં જૂદાં માણસ જૂદા જૂદા કસબો અને કામો કરે એવું તો થવાનું નહીં.

**મ્હેતાજી**—ના, પણ જિનસવડે જ લેવાનો વેહેવાર ચાલૂ થયો, એટલે તેવું થવા માંડે છે. આ વેહેવારને તું લાંબી ખટપટનો માને છે ખરો, પણ એ જ વડે આપણી કલાકુશલતા, હસ્તકૌશલ્ય વધીને સારા સારા પદાર્થો પેદા થવા માંડ્યા છે. એ વેહેવારથી ઘણા મ્હોટા લાભ થાય છે, તું માને છે તેમ નથી.

સાટું પાટું કરવાનો વેહેવાર ચોતરફ થવા લાગ્યા પછી જલદી જ નજર આવે છે કે માણસ એક જ ઉદ્યોગ ઉપર બેસવાનો, પછી તે ઉદ્યોગ જોઇએ તો તીરકામઠાં બનાવાનો કાં હોતો નથી. પછી જેમ જેમ તે ઉદ્યોગ કરશે તેમ તેમ તે ઉદ્યોગમાં તેની હાથચાલાકી વધશે. તેણે કરીને તેના હાથથી તીરકામઠાં જલદી બનીને તેઓ વળી સારી કારીગીરીનાં બનશે ને તે એવાં જે માણસ જૂદા જૂદા કામ પાછળ લાગશે, તેને હાથે થવાનાં નહીં.

**ગોપાળ**—સાટાં પાટાંના વેહેવારથી જે લાભ થાય છે, તે મને હવે સમજાવા માંડ્યો. એનાથી ઉદ્યોગ કરવાની હોંસ થાય છે, ઘણી ઘણી તરેહના ઉપભોગ થાય છે, ને વળી એવું થાય છે કે, જે કારીગરને તીરકામઠાં સારાં કરતાં આવડ્યાં, તે જો ફક્ત તે જ કામ કરવા લાગ્યો, અને પોતાને જે કંઇ મેળવવાની મરજી થઇ તેને બદલે પોતાનો બનાવેલો માલ તે આપવા લાગ્યો તો તેમાંથી તેને વધારે રળતર થશે; પણ તેણે ઘણી જૂદી તરેહનાં કામો તરફ ધ્યાન આપ્યું તો તેમ થવાનું નહીં.

**મ્હેતાજી**—થવાનું નહીં એમાં સંદેહ શો? પણું જે તીરકામઠાં કરવાં, તે લોકોમાં ખપ જેટલાં કરવાં, વધારે કીધાથી ફળ શું? વધારે કીધાં તો તે વેચાવાનાં નહીં; અથવા તેમનું સાટુંપાટું થવાનું નહીં. જ્યારે સાટે આપવાને કોઈ પાસ કંઈ નહીં હોય ત્યારે તે, તે માલ શા વડે લેવાનો. વળી ઉદ્યોગની પ્રવૃત્તિ થઇને કેટલાક દિવસ

જ્યારે થઈ જાય ત્યારે તે માલની ધરાકી જાગે છે; વાસ્તે જેટલી જોઈએ તેટલી ધરાકી મળે તે વખતમાં ફક્ત તીરકામઠાં જ બનાવીને પોતાનું પેટ ભરનાર જે માણુસ, તો પોતાનું પેટ ભરશે.

લોક જ્યારે આબાદ થતા જાય છે ત્યારે જ માલનો ખપ થયા જોગી ધરાકી મળવા માંડે છે, ને ત્યારે જ લોકોને ફક્ત એક જ ધંધો સારી પેઠે મન દઈને કરવાની ઉમેદ થાય છે, નહીં તો થતી નથી.

**આડમ સ્મિથ** સાહેબના જોવામાં એવું આવ્યું છે કે, **સ્કાટલાંડ** કરીને જે દેશ છે ત્યાંહાંના ઊંચા ભાગના મુલ્ક રખરખીત છે ત્યાંહાં, જ્યાંહાં ત્યાંહાં છેટે છેટે ધરો હોય છે ને ઘણાં જ ન્હાનાં ન્હાનાં ગામડાં છે; તે માંહિના માણુસને ખેતીનો કરનાર કહિએ તો તે પોતે જ અને ખાટકી અથવા ભઠિઆરો તોએ તે પોતે જ હોય છે. એવે એક લુહાર, સુતાર કે કડીઆ, હોય તો સુમારે દશ કોસમાં તે જ કસબનો કરનારો બીજો માણુસ કોઇક જ નજરે પડે. ઈદર તીદર રેહેનારાં જે કુટુંબો હોય છે, તેઓ એવા કસ્બાથી ઘણા જ પાસે કહિયે તો ચાર પાંચ કોસને અંતરે રેહે છે. તેથી ઘણાં એક ન્હાનાં ન્હાનાં કામો તેમને પોતાને હાથે શિખવાં પડે છે. પણ સારા વસ્તીવાળા મુલ્કમાં એ તેવાં ન્હાનાં ન્હાનાં કામો કરનારાં માણુસો જૂદાં જ હોય છે, ને ગરજ પડે છે ત્યારે લોકો તે કામ તેમને હાથે કરાવે છે.

જૂદાં જૂદાં માણુસોએ જૂદાં જૂદાં કામો કરવાં, એને દેશવ્યવહારવ્યવસ્થામાં મેહેનતની વેહેંચણ કરીને કેહે છે. એ વેંહેંચણુ ફક્ત સુધરેલા દેશોમાં જ થાય છે. જેઓની ચઢતી કળા થતી ચાલી છે એવાં જે યૂરોપખંડ માંહેનાં રાજ્યો, ત્યાંહાં એવું નજર આવે છે કે લોકો હરકોઇ એકાદો ધંધો પકડે છે. તે પછી તે જ ધંધાની પાછળ લાગે છે; બીજું કામ તેઓ હાથમાં લેતા નથી. તે ધંધાના જૂદા જૂદા ભાગ હોય છે. તે માંહેનો દરેક ભાગ જૂદાં જૂદાં કામ કરનાર માણુસોનો જૂદો જૂદો ધંધો થાય છે. ઉદ્યોગની વેંહેંચણુ એ દેશવ્યવહારવ્યવસ્થામાં એક મ્હોટી સર્વથી ઉત્તમ બાબત છે. માટે સારું લક્ષપૂર્વક મનન થવું જોઇયે.

એ બાબતસર **આડમ સ્મિથ** સાહેબના ગ્રંથમાં ઘણું સારું કહેલું છે. તે એવું કે સુધરેલા અને આબાદ મુલ્ક માંહેનો છેક સાદો કારીગર અથવા રોજીદાર હોય, તથાપિ તેના સંસારની ત્રેવડ એવી હોય છે કે તે તૈયાર કરવામાં જે લોકોના હાથ કામે લાગે છે, તે લોકો કેટલા હોએ છે તે કહી શકાતું નથી. રોજીદાર મજુર પોતાના અંગમાં જે ઊનનો ડગલો પેહેરે છે તે જ કરવાને જુઓ કેટલાં માણુસો લાગે છે. તે જાડો

અને ખરબચડો જેવો દેખાય છે, પણ તે ઘણા લોકોની મેહેનતથી બન્યો હોય છે. ડગલા જેવી ઘરગથાઉ જિનસ પેદા કરવાને મેઢાં પાળે છે; ને પછી તે ઉપર ઉનની જાતના વર્ગ પાડનારો, ઉનનો પીંજારો, રંગનાર, ગુંચ કાહડનાર, કાંતનાર, સાળવી અને ઓપ દેનાર એવા એવા ઘણા એક જૂદાં જૂદાં કામ કરનારા લાગે છે. લોકો તે લોક પાસેથી કામળા, બનાત, એવી એવી જિનસો લઇને દૂર દૂર દેશના જે બીજા કસબી લોકો હોય છે તે મોકલી દે છે. તે મોકલવામાં પણ કેટલા વેપારી અને વેહેનારા લોકો હોય છે. ઉનને રંગ દે છે, તેમાં પણ જૂદી જૂદી જિનસોનો ખપ પડે છે; તે, વળી, દુનિયાના ઘણા દૂરના ખુણામાંહેથી આવે છે. ત્યારે તે એવી જિનસ આણવા સારુ કેટલો વેપાર ચાલૂ થયો હશે, કેટલાં વાહાણોની આવ જા થઇ હશે અને કેટલાં વાહાણ બાંધનારા, ખલાસી, સડ કરનારા તથા દોરડાં બનાવનારા લાગ્યા હશે તે જોવું. વળી સદરહુ કામોમાંહેથી જે છેક હલકું કામ કરનારા એવાઓનાં હથિયારો બનાવવામાં પણ કેટલા જૂદા જૂદા પ્રકારની મેહેનત પડે છે. ખલાસી ચલાવે છે તે વાહાણ, કપડાંને ઓપ દેનારા પાસે જે ચક્રી હોય છે તે ચક્રી, વણકર જે કાંટલાવડે લુગડાં વણે છે તે કાંટલો, એ યંત્રો તો બનાવવાં મુશ્કેલ છે, પણ જેણે કરીને મેઢાં પાળનારો ઉન કાતરે છે તે કાતર તો એક ફક્ત સાદું યંત્ર છે. એ એવું સાદું યંત્ર બનાવવાને પણ કેટલાક પ્રકારના ઉદ્યોગનું કામ પડે છે, તેનો જ આપણે વિચાર કરીએ. ધાતુ ખોદી કાઢનાર ધાતુની માટીને શોધવા સારુ જે ભઠ્ઠીમાં તેને નાંખે છે તે ભઠ્ઠીનો બનાવનાર, ઇંટ બનાવનાર, કડીઆ, ભઠ્ઠી ઉપર કામ કરનારાં માણસ, ચક્રી ફેરવનારા, હથોડા ઘડનારા અને લુહાર એ સઘળાના જૂદા જૂદા કસબો એક ઠેકાણે મળે છે; ત્યારે એક કાતર ઉત્પન્ન થાય છે. ઇંગ્લાંડ દેશમાંહેના હરકોઈ એકાદા રોજીંદાર મજૂર વિશે પણ એવું જ હોય છે. અનેક તહેૢના કસબો તથા જિનસો મળીને તેના પેહેરવા ઓઢવાનો તથા તેના ઘરનો સામાન બન્યો હોય છે. તેના અંગમાં જે બંડી હોય છે, તે સુતરના દોરાની હોય છે; તે પગમાં જે જોડા પેહેરે છે તે ચામડાંના હોય છે અને તે જે બીછાના ઉપર સુએ છે તે બીછાનું ઘણી ઘણી તહેૢના પદાર્થો મળીને બન્યું હોય છે. તે જે ચૂલે રાંધે છે તે ચૂલો લોહોડાની જાળીનો હોય છે. તે ચૂલામાં બાળવાને કાજે જે કોયલા વાપરે છે, તે જમીનની અંદરથી કાઢેલા, અને દૂરથી જળ માર્ગે યાને જમીન ઉપરથી ગાડીમાં ઘાલીને આણેલા એવા પથ્થરના કોયલા હોય છે. તેને વાસ્તે રસોઈ બનાવવાને ઘરમાં વાસણ હોય છે અને ખાણું ઘાલવાને રકાબીઓ હોય છે, તે જસતની અથવા માટીની બનાવેલી હોય છે. તે ખુરસી

ઉપર બેસીને મેજ ઉપર છરી કાંટાવડે ખાણું ખાય છે, તે સઘળાં લાકડું, લોહોડું અને તીખું એનાં બનાવેલાં હોય છે. તે જે રોટલી ખાય છે તે અનાજની અને જૂદાં જૂદાં માણસો કામે લગાડીને બનાવેલી હોય છે. તેના ઘરની જે બારીમાંથી ગરમી અને અજવાળું આવતાં પવન અને વરસાદ આવતો નથી તે બારી, કાચની હોય છે. કારણ કે તે દેશમાં લોકોનાં ઘરોને ઘણું કરીને કાચ જડ્યા હોય છે. આહાઃ આહઃ વળી એ કાચ સરખા સુંદર અને સુખકારક પદાર્થને બનાવવામાં પણ કેટલું જ્ઞાન અને કલાકૌશલ્ય જોઈએ છે. કાચ ન હોત તો ઘરોથી જે સુખ થાય છે તે ક્યાંહાંથી થાત. એ સોઇના તથા જૂદા જૂદા પદાર્થો જૂદા જૂદા કામ કરનારા બનાવે છે. જૂદાં માણસો હથિઆર બનાવવામાં કામે લાગે છે. એ માંહેની દરેક જિનસને કેટલી જૂદા જૂદા પ્રકારની મેહેનત પડે છે તેનો આપણે વિચાર કરવો હોય તો, આપણને એવું માલુમ પડી આવશે કે, સુધરેલા મુલુકમાં કોઈ એકાદો ગરીબનો સંસાર ખટલો જોયો છતે આપણને અમસ્તું ફક્ત ભાસે છે કે આ સંસારની સ્થિતિ સાદી છે, પણ તે ગરીબની એવી સાદી સ્થિતિ છતાં તેની સંભાળ હજારો માણસોની મદદ વગર તથા ઉદ્યોગ વગર થતી નથી. ગરીબના સંસારની સોઇ પડતી જિનસ માતબરની ચકચકિત વિષયભોગની જિનસો જોતાં સાદી લાગે છે ખરું; પણ એવું છતાં એ યૂરોપ ખંડ માંહેનો કોઈ એકાદો ખેડુત ઉદ્યોગી હોય ને પોતાનું ઘર તજવીજથી ખરચ કરી ચલાવતો હશે તો તેની પાસે જે કામની જિનસો હોય છે તે કદાચ ત્યાંહાંના રાજાની સંપત્તિ કરતાં કમી હશે ખરી, પણ દશ હજાર નાગા જંગલી લોકોને મરજીમાં આવે તેમ મારવા, તારવા, બાંધવા, છોડવા, એવી રીતે રાજ કરનારા એકાદા આફ્રિકા ખંડ માંહેના રાજા પાસે પણ તે ખેડુતની પાસેની કામની વસ્તુઓના જેટલી જિનસો નથી હોતી, એવું જે કહ્યું છે તે કદાચ ખરું હોય ખરું.

ગોપાળ—ખરું હશે, એમાં શું કેહેવું. મ્હ એવું સાંભળેલું છે કે, પૂર્વ તરફ ચિના દેશ છે ત્યાંહાંની ચાહા અને પશ્ચિમ તરફ ઇંડીઝ કરીને બેટો છે ત્યાંહાંની સાકર વગર ઈંગ્લાંડ દેશની ઘોબણ પણ હાજરી કરવા બેસતી નથી. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, ઘણી એક ખાવા કરવાની જિનસો ઘણે દૂરથી આવે છે; તથા તે તૈયાર થવાને ઘણા જણાના હાથ લાગે છે. કાપણી કરીને ભાત ઘેર આણવા સારુ જૂદાં જૂદાં માણસો કામે લગાડવાં, તેઓમાં તે કામ વેંહેંચી આપ્યું એટલે તે સપાટાથી જલદી થાય છે. પણ તેમ જ તે સંધું કામ જો તે એકલા ખેડુત ઉપર જ પડ્યું તો તે તેનાથી થનાર નહીં.

**મહેતાજી**—મેહેનતની વેંહેંચણ કર્યાથી જે લાભ થાય છે, તે દેખાડવા સારુ આડમ **સ્મિથ** સાહેબે જે દાખલા કહ્યા છે, તે માંહેના કેટલાક દાખલા હું તને કહું છઉં. ટાંચણિઓ બનાવવાનાં કારખાના વિશે તેણે એવું કહ્યું છે કે, ટાંચણી બનાવવાનું કામ જે શિખ્યો નથી, અથવા એ કામ કરવાને જે યંત્રસાહિત્ય કામ આવે છે તે કેમ કામમાં લેવાં, એ જેને માલુમ નથી, તે જો કે ગમે તેટલો ઉદ્યોગ કરે તો પણ તેને હાથે આખા દાહાડામાં એક ટાંચણી બનવી કઠણ, તો પછી વીસ ટાંચણી તો થવાની જ નહીં. પણ એ કામ હાલ એવું તો ચાલેલું છે કે, એ ટાંચણી બનાવવાનું સઘળું કામ એ એક ધંધો એમ થતું નથી. એના કેટલાએક ભાગ થયા છે અને તે માંહેના ઘણા ખરા એક એક જૂદો કસબ ગણાય છે. એક જણ તાર કાઢે છે, બીજો તેને ઠીક કરે છે, ત્રીજો તેને કાપે છે, ચોથો તેને અણી કાઢે છે, પાંચમો તેના ઉપર માથું બેસાડવાને કાજે તેને પથ્થર ઉપર ઘસે છે. એ માથું બનાવવાને બે ત્રણ જૂદાં જૂદાં માણસો જોઇએ છે. ટાંચણી ઉપર માથું બેસાડવું, એ એક જૂદું જ કામ છે. તેઓને સાફ કરવી એ જૂદું કામ અને તેઓને કાગળમાં ખોસવી એ ત્રીજું એલાહેદું જ કામ છે. એ પ્રમાણે ટાંચણી બનાવવાનું જે ન્હાનું સરખું કામ, તેના પણ જૂદા જૂદા અરાઢ ભાગ થએલા છે. સદરહૂ સઘળાં કામ કેટલાંક કારખાનાંમાં જૂદાં જૂદાં માણસો-વડે થાય છે, અને કેટલાંક કારખાનામાં એક જ માણસ, બે ત્રણ કામ કરે છે. એવા પ્રકારનું એક ન્હાનું સરખું કારખાનું જોવામાં આવ્યું ત્યાંહાં દશ માણસો કામ કરતાં હતાં, વાસ્તે કેટલાકને બે ત્રણ જૂદાં જૂદાં કામ કરવાં પડતાં. તે માણસો ઘણાં ગરીબ હતાં. સબબ તેઓની પાસે જે જરૂર જોઇએ તેવાં યંત્ર સાહિત્યો વેહેવારે હતાં, તો પણ તેઓએ જો મંડીને કામ કર્યું હોય તો તેઓ એક દિવસમાં સુમારે બાર રતલ ટાંચણી બનાવે. એક એક રતલની મધ્યમ કદની ટાંચણી ચાર હજાર ઉપર ઊતરે છે. એટલે તે દશ માણસોથી એક દિવસમાં ઉડતાળીસ હજાર ટાંચણિઓ બને, ત્યારે દરેક જણથી ઉડતાળીસ હજારનો દસમો હિસ્સો એટલે ચાર હજાર આઠસેં ટાંચણિઓ એક દિવસમાં થાય. પણ અગર જો તે માણસો આ કામ કરવું શિખ્યા નહોત, ને એકમેકથી જૂદા રહીને સ્વતંત્રપણે તેઓ કામ કરત, તો તે માંહેના દરેકથી આખા દિવસમાં એક પણ ટાંચણી બનત નહીં; તો પછી વીસ તે ક્યાંહાંથી થાત. તેઓનાં તે જૂદાં જૂદાં કામોની વેંહેંચણ તથા પાછી તેમની જોડણી થયાથી હાલ તે બધાંઓના હાથથી જે કામ થાય છે, તેનો બસેં ચાળીસમો હિસ્સો પણ થાત નહીં.

## ઉદ્યોગની વેંહેંચણુ વિશે

**ગોપાળ**—મેહેનતની વેંહેંચણુ થયાથી આ આવાં કામો બને છે, તેથી એ પણ એક વાસ્તવિક ચમત્કાર ખરો.

**મહેતાજી**—જેઓને એક જ કામ કરવું પડે છે, એવાં માણસોને કામ કરવા હથોટી હાથ આવે છે; તે વિશે પણ **આડમ સ્મિથ** સાહેબે ચમત્કારિક દાખલા કહ્યા છે. તે એવા કે, જે ધણી લુહારના કારખાનાનો વહિવટ શિખ્યો ન હોય, તે એક દિવસમાં ત્રણસેં ખીલા બનાવે છે અને સાધારણ લુહાર પણ એક હજાર ખીલા કરે છે; પણ કેટલાએક છોકરા જોવામાં આવેલા છે, જેઓને ફકત ખીલા બનાવવાનો કસબ જ શિખવેલો, તેઓએ હાથચાલાકી એટલી તો મેળવી છે કે, તેઓને હાથેથી એક દાહાડામાં બે હજાર ત્રણસેં ખીલા બને છે.

**ગોપાળ**—એ તો ઘણો જ મ્હોટો તફાવત. પણ એ સંભવવા જોગ છે. કારણ કે જેને જે કસબ માલમ નહીં, તે તે કસબનાં હથિયાર કેવાં અનાડીપણે પકડીને કામ કરે છે તે જ જોવું એટલે થયું. તે જ હથિયારોનો જેને વહિવટ હોય, તે ધણી તે હથિયારોવડે સેહેજ અને સારી હથોટીથી કામ કરે છે.

**મહેતાજી**—ત્યારે આપણે એમ સમજવું કે, કોઇએક કામ તરફ માણસનું સઘળું ધ્યાન અને બુદ્ધિ લાગી, એટલે તે પોતાની કારીગરી સુધારવાનો જે ઉપાય તે શોધી કાઢશે, અથવા પોતાની મેહેનત સેહેલ અથવા કમી થાય એવું કરશે એમ સંભવે છે. પરંતુ તેનું મન તરેહ તરેહના ઉદ્યોગમાં ગુંથાયું હોય તો તેવું થાય એમ લાગતું નથી. મેહેનત કરવાની રીત સુધરી તથા હથિયારો સારા બન્યા, એ ઉપકાર ઘણું કરીને કામ કરવૈયા લોકોથી થયો છે.

વેંહેંચીને મેહેનત કરી હોય તો કામ સરળપણે તથા અવિચ્છિન્નપણે થાય છે. એ મેહેનતની વેંહેંચણથી બીજો લાભ—જે મજૂરને જૂદાં જૂદાં કામ કરવાં પડે છે, તેનો એક કામ ઉપરથી બીજા કામ ઉપર જવામાં તથા તે જૂદાં જૂદાં કામો પોતાને સ્વાધીન કરી લેવામાં પણ વખત ભાગે છે. એક જણાએ જ જૂદાં જૂદાં કામો કરવાં કબૂલ કર્યાં તો એવું થશે કે, તેણે એકમાં હાથ ઘાલ્યો નથી, ત્યાર પેહેલાં તે છોડી છેક જૂદી તરેહનું બીજું કામ તેને કરવું પડશે. પછી પોતાના હોળ ઉપરથી સાળ ઉપર ને સાળ ઉપરથી લુહારની ભઠ્ઠી ઉપર, ભઠ્ઠી ઉપરથી ચક્કી ઉપર જવું પડશે. પણ અનેક કામ ઉપર જવું એ તેનાથી બનનાર નહીં. હોળ, સાળ, લુહારની ભઠ્ઠી અને ચક્કી એઓ માંહેથી, એકાદું હોય તો પછી તેનાથી તે કામ ઉપર જવાએ. મેહેનતની વેંહેંચણુ થયાની આગમજ હોળ, સાળ, એ મૂળે જ નોતાં. મેહેનતની વેંહેંચણુ થાય છે ત્યારે

લોકોને ફુરસદ મળે છે. પછી તેઓ અનેક ધંધા છોડી દઇને હોળ, સાળ વગેરે યંત્રો બનાવવાનો કસબ શિખવાને વાસ્તે અથવા તે તે યંત્રો બનાવી લેવાને વાસ્તે અહિંઆ ત્યાંહાં ધ્યાનને ન જવા દેતાં ઉદ્યોગ કરીને તેઓ તે યંત્રો પેદા કરે છે.

એ વાસ્તે, મેહેનતની વેંહેંચણ વિશે સારો સુધારો થયો ત્યારે જ યંત્રો બનવા લાગ્યાં. એ યંત્રોથી મેહેનત સેહેલાઇથી થાય છે, તથા મેહેતન થોડી પડે છે. એનાવડે જે કામ બને છે તે ઘણુંકરીને કોઇને ખરું જેવું લાગશે નહીં; પણ પવનચક્કી અથવા જળચક્કીથી અનાજ દળવાનું કામ જુઓ, કેટલી ઓછી મેહેનતે થાય છે? એ પથરાઓની વચ્ચે અનાજ મુકીને તેનો હાથમેહેનતવડે ચૂરો કરવો તેનું નામ દળવું. હવે એ એવી દળવાની રીત એ ઘણી મેહેનત ભરેલી છે. ઘંટી વગેરે જે દળવાનાં યંત્રો હોય છે, તેઓવડે દળવા લાગ્યા તો વખત ઘણો જાય છે અને મેહેનત પડે છે; પણ પવનચક્કી અથવા જળચક્કીવડે પવન અથવા પાણીની સ્વાભાવિક ગતિથી દળવાનું ઘણું કરીને સઘળું કામ મોટા સપાટાથી બને છે.

મુંબઈમાં રુની ગાંસડિઓ બાંધવાની ચક્કિઓ છે, તે ત્હારા જોવામાં આવી જ હશે. સુતરાઉ કામ કરવાની ચક્કિઓ ઈંગ્લાંડ દેશમાં છે એમ કહે છે; તે ચક્કિઓથકી યંત્ર સાહિત્યનું ચમત્કારિક કામ થાય છે. તે ચક્કિઓનાં સઘળાં ચક્કરો તથા સુતર કાંતવાના રેંટીઆ વરાળના યંત્રવડે ચાલુ થઇને તેવડે સેંકડો માણસોનું કામ થાય છે.

**ગોપાળ**—ઉદ્યોગની વેંહેંચણ એ મોટો સરસ વિષય છે ખરો. એનું જરા વધારે વ્યાખ્યાન થાય તો સારું.

**મહેતાજી**—સારું, તો સાંભળ. ઉદ્યોગની વેંહેંચણ થઇ, એટલે ખર્ચ ઓછો પડે છે. એનાં બે કારણો છે; તે એવાં કે, એક તો મેહેનતની વેંહેંચણ થઈ, એટલે વખત ઘણો જ થોડો લાગીને કામ જલદીથી થાય છે; તથા દરેક આદમીને કામ નિમી આપ્યું હોય છે, તેથી તે તે કામમાં પ્રવીણ થાય છે ને બીજું એવું કે, હરકોઈ કારખાનામાં ઘણી તરેહનાં કામો હોય છે, તે માંહેનાં કેટલાંએક સાધારણ કારીગરોથી બને છે અને કેટલાંએકને ઘણા હુશિઆર કારીગરો જોઇએ છે. હવે જો ઉદ્યોગની વેંહેંચણ થઈ નહીં હોય, એટલે જે કસબી અતિશય નાજૂક કામ કરતો હોય, તેને જ બાકીનું સઘળું કામ કરવું પડતું હોય તો તેને જે મજૂરી આપવાની, તે સઘળાં કામની સરખી જ આપવી પડે. એ ઉપર એક દાખલો, કે જે ટાંચણી બનાવવાનું કારખાનું મેં તને કહ્યું, તેમાં કેટલાએક કારીગરોને દર દિવસે ચાર રૂપિયા પ્રમાણે મજૂરી મળે છે; અને તેમના જેવું નાજૂક જેઓનું કામ નથી હોતું, તેમને દર દિવસે આઠ આના પ્રમાણે

મજૂરી મળે છે; ત્યારે આ કારખાનામાં જો મેહેનતની વેંહેંચણ થઈ ન હોત તો આઠ આનાનું કામ કરવાને પણ ચાર રૂપિયા આપવા પડત. પણ મેહેનતની વેંહેંચણ થયાથી ચાર રૂપિયાની કિંમતનું કામ ચાર રૂપિયાવાળા કરે છે, રૂપિયાવાળા રૂપિયાની કિંમતનું કામ કરે છે અને આઠ આનાનું કામ નવા ઉમેદવારો કરે છે. આ પ્રમાણે ઉદ્યોગની વેંહેંચણ થઈ, એટલે નવાં યંત્રોનો શોધ લાગીને તેઓને ચાલૂ કરયાથી કામનો ઉઠાવ જલદીથી થાય છે; તથા જે કામ જે મજૂરી લાએક તેટલી જ મજૂરી આપવી પડે છે. સબબ ખર્ચ ઘણો થોડો પડે છે.

**ગોપાળ**—વારુ, જો કે યંત્ર બન્યું તો પણ તેને કોઈ ચલાવનારો જોઇએ ને તેના પણ પેટને સારુ આપવું તો જોઇએ ત્યારે ખર્ચ કેમ કમી થવાનો?

**મહેતાજી**—વાયુ, વરાળ, પાણી એવા જે સિદ્ધ પદાર્થો છે, એઓની યંત્રને વિશે યોજના કરવાની કળા જેમ જેમ માણસને આવડતી જાય છે, તેમ તેમ તે યંત્ર-સાહિત્યમાં કાર્યશક્તિ વધતી આવે છે. એટલે પછી તેને પોતાને કરવાનું જે કામ, તે તો સિદ્ધ પદાર્થોવડે તે કરી લે છે. એ ઉપાયે કરીને મેહેનત ઘણી ઓછી થાય છે. માણસને જેટલો શ્રમ કરવો જોઇએ તેટલો કરવો પડતો નથી અને કામ સારું ઠીક ઠાક અને એક સરખું બને છે.

ખીલા કરવાની હથોટી ક્યાંહાં સુધી હાથ લાગી છે, એ તો આપણે પાછળ જોયું. પણ હસ્તવ્યાપારે કરીને આપણે જોઇએ તેટલો ઉદ્યોગ કરીએ તો પણ તે યંત્ર સાહિત્ય આગળ તુચ્છ છે. અમેરિકા ખંડમાં યુનૈટેડ સ્ટેટસ કરીને રાજ્ય છે, ત્યાંહાં લોહોડાના ખીલા બનાવવાનું યંત્ર કરેલું છે. તેણે કરીને કામ એટલું તો જલદી બને છે કે, એક મિનિટના અવકાશમાં ૨૫૦ અથવા એક કલાકમાં ૧૫૦૦૦ ખીલા પૂર્ત્તી રીતે તૈયાર થાય છે.

**ગોપાળ**—મ્હને લાગે છે કે, મેહેનતની વેંહેંચણની ચાલ જ્યારે સારી પઠે ચાલૂ થઇ હશે ત્યારે જ લોકો ધાતુનો ઉપયોગ કરવા લાગ્યા હશે.

**મહેતાજી**—એમાં શું કેહેવું; ઘણાં એક માણસો બીજાં કામો છોડી દઇને, ધાતૂની ખાણો ખોદવાનો ઉદ્યોગ કરવા લાગે, ત્યારે જ ધાતૂઓનો ઉપયોગ વેહેવારમાં થઇ શકે. અમેરિકાખંડ માંહેના મેક્ઝિકન તથા પિરુવિઅન કરીને જે લોક, તેઓએ સુધારો થોડોક ચાલૂ કરયો હતો; પણ તેઓએ પૃથ્વીનાં અંતરમાંહે સોના વિશે શોધ કર્યો નહીં, પણ નદીના તળમાં જે જે સોનું મળતું, તે તે લઇને તેઓ સંતોષ માનતા. બ્રિટન દેશમાં ધાતુની ખાણો ખોદીને ધાતુ કાહાડવાનું કામ ઘણા દિવસથી ચાલ્યું આવ્યું છે.

અગાઉના બ્રિટિશ લોકો સંગાતે ફિનીશિઅન લોકોએ કલાઈ તથા બીજી ધાતુ એઓનો વેપાર કરતા, એવું કેહેવામાં આવે છે. તે ઉપરથી ફિનીશિઅન લોકોએ ધાતુની ખાણો ખોદવાની વિદ્યા બ્રિટિશ લોકોમાં ચાલૂ કરી હોય, એવું સંભવે છે.

**ગોપાળ**—દેશ સંપત્તિનો સંગ્રહ થવા માટે ઉદ્યોગની વેંહેંચણ જરૂર થઈ જોઈએ, એવી મ્હારી સંપૂર્ણ ખાતરી થઈ; પણ વારુ, ઉદ્યોગની વેંહેંચણને લીધે માણસની બુદ્ધિ વગેરેને જડપણું આવશે નહીં કે? જે માણસ એક જ સાદાં શિલ્પ કામ ઉપર બેસશે, તે તે કામ સેહેલી રીતે તથા નિપુણતાથી કરવાની ઘણી સારી હથોટી તેને હાથ આવશે. પણ તે બીજા સઘળા સંસ્કારોથી દૂર રેહેશે. અડચણની વેળાએ મનથી જાગૃત થઈને ઉદ્યોગે લાગવું, નાના પ્રકાર જોઈને તેઓ વિશે આસ્થા કરવા માંડવી, અથવા બીજાનું શાહાણપણ જોઈને પોતે શાહાણા થવું, એવું તેને કદાપિ થવાનું નહીં. જે તે એક જ ઉદ્યોગ કરવાનો, તેથી તે ઉદ્યોગ પાછળ તેને અટકી રેહેવું પડશે; તેણે કરીને તેની કલ્પના પણ ટુંકી થશે, તેના વિચાર વગેરે નહીં જેવા થઈ જશે અને તે પોતે જે જડયંત્રના યોગથી તે કામ કરે છે, તેના જેવો જડ બનશે. પણ કણબીને એમ થવાનું નહીં; કારણ કે એને ઘણા ઉદ્યોગ કરવા પડે છે તથા એને અને યંત્ર સાહિત્યને ઝાઝી ગોઠ પડતી નથી; સબબ તે ઘણા ઉદ્યોગોના વહિવટ ઉપરથી એને જ્ઞાન પ્રાપ્ત થાય છે, એ એક જ ઠેકાણે અટકી રેહેતો નથી ને એને ચોતરફ જોવાનું મળે છે; માટે એની બુદ્ધિ પણ બોહોળી થાય છે.

**મ્હેતાજી**—હોળ હાંકનારની સમજ, તેના કામની મર્યાદા પ્રમાણે ઘણુંકરીને સારી જ હોય છે. પણ હોળ ખેડનાર અને શિલ્પી એટલે કારીગર એઓની જોડે એકાદી સામાન્ય બાબતસર બોલવા લાગ્યા તો ઘણું કરીને એવું નજર આવે છે કે, કારીગરની હુશિઆરી, બુદ્ધિચાપલ્ય અને વિચાર, એ વધારે; ને તેનાં જેવાં તે પેલા હોળ ખેડુના બોલવામાં દેખાતાં નથી. શિલ્પ કામ કરનાર કારીગરોનો લોકો સાથે વેહેવાર સહજ થાય છે, માટે તેઓની હુશિઆરી વધારે હોય છે. શિલ્પકળા, કસબો, એ શેહેરમાં ચાલતાં હોય છે. તેણે કરીને કારીગરોનો વાસ શેહેરમાં જ એક એકની પાસે પાસે થાય છે; શેહેરમાંહેના લોકો સંગાતે તેનું બોલવું સેહેજ વાતમાં થાય છે; તેવું મુલ્કમાં જ્યાંહાં ત્યાંહાં ખેડાં ગામડાં હોય છે ત્યાંહાં થતું નથી. કારીગરોનું એક બીજા સાથે મળવું થયું, એટલે તેઓ એક એકના ધંધાની વાતો કરે છે. જેઓ વાંચતાં શિખ્યા હોય છે, તેઓ વર્તમાન પત્રો વગેરે વાંચે છે; વ્યાપાર તથા કાનૂન કાયદાની બાબત ઉપર પણ વાતો કરે છે તથા મ્હોટાં મ્હોટાં કારખાનાઓમાં તેઓ એક જ જગ્યાએ કામ કરે છે, તેથી કામમાં કંઈ હરકત ન થતાં

તેઓને એકમેકની જોડે બોલવા ઠીક પડે છે. કેવી પણ સ્થિતિના લોક હો, પણ તેમનું એક બીજા જોડે બોલવું ચાલવું થવા લાગ્યું, એટલે એક બીજાને જોઇને તેઓ શાહાણા થવા લાગે છે. જે ચતુર તથા ઉદ્યોગી હોય છે, તેમના ઉપભોગ તથા સુખ કનિષ્ઠ સ્થિતિના લોકોના જોવામાં આવવા માંડે છે; તેથી તેઓને એવું લાગવા માંડે છે કે, તે સારાં સુખ આપણે પણ મેળવીએ; ને પછી તેઓ તે સુખ મેળવવાનો ઉદ્યોગ કરવા માંડે છે. આવું થવું એ માણસને એક શિક્ષાનો પ્રકાર છે; એણે કરીને લોકોનું અજ્ઞાન જતું રહીને તેઓનું મન ઉદ્યોગ તરફ લાગે છે, એવું તને પાછળ કહ્યું જ છે.

**ગોપાળ**—જ્યાંહાં કસબો ચાલતા હોય છે, એવાં શેહેરમાંહેના કનિષ્ઠ સ્થિતિના લોકોનો એક બીજા સાથે સહવાસ થાય છે. તેણે કરીને તેઓ એકમેકને જોઇને શાહાણા થાય છે; પણ તેવાં જ તેમનાં આચરણ બિગડતાં નથી કે ? જે શેહેરમાં લોકોની વસ્તી ઘણી, ત્યાંહાંના કનિષ્ઠ સ્થિતિના લોકોમાં ગેરચાલ પણ ઘણી નજરે આવે છે ને તે તેટલી ગામડાં ગામના લોકોમાં નજર આવતી નથી; શેહેરમાં જે ખટલાં બને છે, તે તે બિચારા ગરીબોનાં ઝુંપડાંમાં બનતાં નથી.

**મહેતાજી**—બન્ને જગાઓની વસ્તીમાં અંતર કેટલું, તેનો તું વિચાર કર. જ્યાંહાં શિલ્પ કર્મો થતાં હોય છે, એવાં એકાદાં શેહેરમાં જેટલી લોકોની વસ્તી હોએ છે, તેટલી ગાંમડાં ગામની પંદર ચોરસ કોસ જમીન ઉપર પણ હોતી નથી અને શેહેરમાં તો તેનો ફેલાવો હોએ છે. એમાટે બંને જગાના લોકોની જોકે ચાલ ચલગત સરખી જ હોય, તો પણ ગેરચાલની વાત ગામડા કરતાં શેહેરમાં વધારે નજર આવશે. પણ બંનેની સંખ્યા બરોબર હોઇને તેઓના ગુન્હાની સંખ્યાનો એક બીજા સાથે મુકાબલો કરી જોઈએ તો શિલ્પ કર્મ કરનારા લોકોના ગુન્હાની સંખ્યા વધારે છે, એવું કેવળ મ્હોટી માહિતગારીના લોકો કેહે છે. કોઈ એક ગામડિઆને ખરાબ લક્ષણને લીધે બદકામ કરવાની ઈચ્છા થઈ તો જોરાવરી, ચોરી, ખૂન એવી એવી વાતો ખુલ્લી રીતે કરવાને તેની સંસ્કાર વગરની બુદ્ધિને કાંઈ સંકોચ લાગવાનો નહીં: પણ તેવાં નિર્દય કામો કરવા વિશે શેહેરમાંહેના સુધરેલા લોકોનાં મન આગળ ડગલું ભરતાં નથી. એ લોકો પોતાની બરોબરીનાના જ લોકો જોડે નિત્ય સહવાસ થાય છે. તેણે કરીને એઓની ચાલ-ચલગત તથા બુદ્ધિ પણ સુધરે છે, જેણેકરીને ઘોર કર્મો તરફ તેઓની નજર દોડતી નથી ને અગર જો તેમનાથી ગુન્હો થયો તો તે કંઈ ન્હાની સરખી દગલબાજી, ચોરી એવો ગુન્હો બને છે. ફ્રાન્સ તથા ઈટાલી કરીને દેશો છે, ત્યાંહાં એવું જોવામાં આવ્યું છે કે, ગામડિઆ લોકોથી ઘણાજ ઘોર અપરાધો બને છે; એક પ્રાંતમાં જેટલા કારીગર

લોક, તેટલાજ બીજા પ્રાંતમાં ખેડુત લોક એવી બે સરખી સંખ્યાના બે પ્રાંતોની હાલ થોડુંક થયું તપાસ કરીને મુકાબલો કરી જોયો, તે ઉપરથી ખેતી કરનારા લોકોમાં ગુન્હાની સંખ્યા વધારે, એવું નજર આવ્યું.

**ગોપાળ**—તમારા બોલવા ઉપરથી મ્હને મ્હોટો ચમત્કાર લાગે છે ! ઢોર ઢાંખર પાળીને પેટ ભરનારા લોકો બિલકૂલ સાદા તથા નિર્દોષી એવું તો વર્ણન થયું છે, ત્યારે તમે કહો છો તેમ કેમ બને છે ?

**મહેતાજી**—તે વર્ણન કવિએ કરેલું છે. કંઇ વેહેવાર સ્થિતિ માંહેની કલ્પનાઓ વિચારમાં લઇને કર્યું નથી. કવિજનોની કલ્પનાશક્તિના આશ્રયવડે જ તેવું વર્ણન થાય છે. તેમાં જે તે મોહ પમાડનાર અને મન હરનાર કલ્પનાઓ હોય છે. ગામડાં ગામમાં વધારે સાદાઇ હોય છે; એમાં કંઇ શક નહીં. પણ લોકોએ તેટલા ઉપર જ બેસી રેહેવું નહીં; અમારો ઉત્તમ પ્રકારે સુધારો થાય અને તેવી જ અમારી ઉત્તમ બુદ્ધિ થાય તથા અમને સારા ગુણો પ્રાપ્ત થાય, એવી ઇચ્છા તેઓએ કરવી.

**ગોપાળ**—એવી ઇચ્છા કરવી તે તો ખરું, પણ જ્યાંહાં ઘણીક તરહેના કસબો બનતા હોય છે, એવા શેહેરો તથા મ્હોટાં મ્હોટાં નગરો ત્યાંહાં સદ્ગુણ કરતાં દુર્ગુણ વધારે એવું સાંભળ્યામાં આવે છે ને એ ખરું છે એવું તો તમે પણ કેહેશો.

**મહેતાજી**—ગુન્હાની ગર્દન ઉપર કાયદો કરી મુકયો છે, તેથી કરીને ગુન્હો બન્યો, એટલે તેની પ્રસિદ્ધિ થઇને તે લોકોના સાંભળ્યામાં આવે છે; પણ તેવી જ સદ્-ગુણની સર્વ લોકોમાં પ્રસિદ્ધિ થઇને વાહવા થવું, એ તે કોઇક જ વખત થાય છે. કોઇએ કોઇને ઠગ્યું અથવા કોઇએ કોઇના ઉપર બલાત્કાર કીધો, એ લાગલું જ આપણે કાને પડે છે; પણ કોઇની પ્રાણી ઉપર દયા કેટલી તથા પરદુઃખ જોઇને કોઇને કેટલી દયા ઉપજી તથા કોઇ ગરીબોએ એકમેકને કેમ અને શું આપીને એકમેકની વિપત્તિ મટાડી, એ ખબર સારા ભલા વૈદ્ય વગેરે જે કોઇ તે લોકોનાં ઘર ખટલાથી જાણીતા થાય છે, તેમને જ માત્ર જણાય છે.

**ગોપાળ**—વારુ પણ ગામડાં માંહેના ગરીબોની સ્થિતિ શેહેરીઓની સ્થિતિ કરતાં સારી, એવું તો તમારા દિલમાં વસ્તું જ નથી કે ?

**મહેતાજી**—તે બંને માંહેના દરેકને જેવું સારું, તેવું માઠું પણ છે; અને મ્હને લાગે છે કે, તે બંનેનાં સારાં નરસાંનું માન ઘણું કરીને સરખું જ છે. જેમ શેહેરમાં રેહેનારાઓને વધારે માહિતગારી હોય છે અને કેટલાંક સંસારનાં સુખો થોડી મેહેનતે મળે છે, તેમ ગામડાના લોકોને તેવું થતું નથી; પણ તેઓ વધારે જોરાવર તથા

નિરોગી રેહે છે. તેઓને ત્યાંહાં સંધુ સારું અને સાફ હોય છે, ને તેઓ જે પોતાની મેહેનતવડે પેદા કરે છે, તે પેદાયશને ઘણું કરીને હંમેશાં એક સરખી ઘરાકી મળે છે. તે પેદાયશને લઢાઇ, લોકોની ચાલ તથા તેવાં જ બીજાં કારણો, એઓ થકી ધોકો પોંહોંચવા જેવો વખત ઘણુંકરીને આવતો નથી. પણ એ સદરહુ કારણોને લીધે જ શિલ્પી લોકોને વારે વારે મ્હોટી વિપત્તિઓ આવી પડે છે.

મેહેનતની વેંહેંચણ થયાથી કનિષ્ઠ સ્થિતિના લોકોની બુદ્ધિ સારી થવાની નહીં, ને તે દબાઇને ટુંકી થઇ રેહેશે, એ મ્હોટો ગેરફાયદો. એવું જો ત્હારી નજરે હજી આવતું હોય તો એમ સમજવું કે, ઉદ્યોગની વેંહેંચણ થયાથી લોકોમાં ભોગ્ય સંપત્તિ ઘણી થઇ, એ કોઈ મ્હોટો જ લાભ ને એણે કરીને પેલો ગેરફાયદો દિસવો બાકી રેહેતોજ નથી. મેહેનતની વેંહેંચણ થયાથી ગરીબ ગુરબાંના સુખ વધ્યાં એટલું જ નહી, પણ જ્ઞાન મેળવવાનાં સાધનો સેહેલાં થયાં. તેણે કરીને ન્હાના મ્હોટા લોકોમાં જ્ઞાનની ઉઠાવણી થવાને સોઈ થઈ. વળી શિલ્પ કામો સારાં સુધરતાં ગયાં અને કેટલીએક નવી નિકળેલી જે યુક્તિઓ તેમના જ જેવી ગ્રંથ છાપવાની યુક્તિ જે પ્રગટ થઈ, તેણે કરીને સર્વ પ્રકારના જ્ઞાનનો ફેલાવો કરવા સારુ એક ચમત્કારિક સાધન થયું, એ સઘળા લાભ ઉદ્યોગની વેંહેંચણથી થયા.

ગોપાળ, આ ઉદ્યોગની વેંહચણની કલ્પના નિકળીને તેની લોકોમાં પ્રવૃત્તિ થયાને ઘણા દિવસ થયા. હાલમાં થોડુંક થયું વેકફીલ્ડ સાહેબે એ ઉપર એક નવી યુક્તિ રચી છે, તે ત્હારા સાંભળ્યામાં આવી છે કે?

**ગોપાળ**—ના, મહારાજ, પણ આપ જ્યારે તેનાં આટલાં વખાણ કરો છો ત્યારે તો, તે કેહેવા લાયક હોય તો, આપે જ જરા તસ્દી લઇને તે કેહેવી.

**મહેતાજી**—વેકફીલ્ડ સાહેબ એવું કહે છે કે, નવો દેશ જ્યાંહાં વસતો હોય ત્યાંહાં દસવીસ ગામડાંને લગતું એક શેહેર વસાવવું, એટલે તેણે કરીને ગામડાંના જે ખેડુત લોકો હોય તેમને પોતાના અનાજ વગેરેનો શેહેર માંહિના કારીગર લોકોની જિનસો સાથે બદલો કરવાનું મળે. એવું નહીં હોય તો તે ગામડાંના લોકોની નજરે તરેહ તરેહની ચમત્કારિક જિનસો પડવાની નહીં; તેથી કરીને તેઓ ખેતી કરી પેટ ભરીને બીજા કશાની ઇચ્છા ન કરતાં આળસુ જેવા અમસ્તા બેસી રેહેશે. શહેરો જ્યાંહાં ત્યાંહાં ઠેકાણે ઠેકાણે હોય એટલે ચોતરફથી જિનસો આવે, તે જોઇને આપણને આવું જોઇએ એવી એમને ઇચ્છા થશે. તેણે કરીને એઓ ઉદ્યોગી તથા હુશિઆર થશે.

**ગોપાળ**—મહારાજ, આપણા હિંદુસ્થાનમાં અને તેમાં મુખ્યત્વે કરીને મુંબઈ

ઈલાકામાં શેહેરોની તથા તેમાંના કારીગર લોકોના ધંધાની ઘણી કોતાઈ છે. એટલા જ માટે મ્હને લાગે છે કે, આપણી તરફનાં ગામડાંની તમે કહો છો તેવી સ્થિતિ બને છે.

મહેતાજી—ખરું, આપણી તરફ શેહેરો તથા વેપારની જગાઓ ઘણી થોડી; ને દસ પાંચ કોસમાં તો શું પણ ઘણુંકરીને પાંચ પચાસ કોસમાં પણ સારું શેહેર જડવાનું નહીં. જેવું શેહેર તેવી આસપાસનાં ગામડાંની સ્થિતિ હોય છે. મુંબઈની પાસેનાં મોહેમ, વાંદરા, પરેલ, કુરલું, વસઈ એ ગામો જોની કેવાં આબાદ છે. જ્યાંહાં જોઈએ ત્યાંહાં લોકો નાના પ્રકારનાં શાકપત્રો પકવે છે; અને બાગબગીચા શોભા આપે છે. વળી વર્ષાકાળમાં ખેતરો જ ખેડાતાં હોય છે; કેટલાએક શેરડી પકવવાના ઉદ્યોગમાં જ લાગેલા હોય છે; ને એ પ્રમાણે જ્યાંહાં ત્યાંહાં લોકો પોતપોતાને કામે વળગેલા હોય છે. એ લોકો હુશિઆર તથા એઓને વેપારી લોકોનો સહવાસ, તેથી બીજા ગામડાના લોકો કરતાં એમને વધારે જ્ઞાન પણ ખરું. જ્યાંહાં તરેહ તરેહની જિનસો પેદા થાય છે, તથા બાહારથી પણ આવે છે એવું મુંબઈ સરખું શેહેર તેમની પાસે પડયું, તેણે કરીને તેઓ જે જિનસ પેદા કરે છે તેનો ત્યાંહાં વકરો થાય છે તથા એમને પણ નાના પ્રકારના પદાર્થોનો ઉપભોગ મળે છે.

સારાંશ, ઘણાં શેહેરોએ ને તેમાં ઘણા કારીગર લોકો તથા વેપારી લોકો હોય, એટલે જેવો શેહેરની આજુ બાજુનો પ્રદેશ શોભાયમાન દિસે છે, તે પ્રમાણે સઘળો દેશ આબાદ દિસવા માંડે છે.

ગોપાળ—ત્યારે મહારાજ, એવું થવાને માટે ઉપાય શો કરવો?

મહેતાજી—એને માટે ઉપાય એટલો જ કે, પ્રથમ તો આપણી તરફ ઉદ્યોગની વેંહેંચણનો ચાલ નિકળ્યો જોઈએ. તે થયો કે સંપત્તિની સમૃદ્ધિ થઇને પછી જ્યાંહાં ત્યાંહાં શેહેરો વસવા લાગશે, વેપાર વધશે, નાના પ્રકારનાં યંત્રો અહિંઆં આવીને તેઓથકી લોકોનું કલ્યાણ થશે તથા અહિંઆં ગામડાની સ્થિતિ પણ સુધરશે. જે ગરીબ ગુરબાને હાલ પેટપુર અન્ન પણ મળતું નથી તેમને જોઈએ તેટલાં અન્ન વસ્ત્ર મળશે અને આળસુપણું તથા ધીમાપણું નાશ થશે. ઊદ્યોગની વેંહેંચણથકી દેશને એવા અનેક ફાયદા થશે. હવે આપણે આપણો આગળ કહેલો વિષય ચલાવીએ.

મ્હને લાગે છે કે, આપણે જંગલી અવસ્થાથી માંડીને તે માણસ ઉદ્યોગની વેંહેંચણ કરવાને લાયક બને છે ત્યાંહાં સુધી તેની ચાલ જોઇને છેલ્લે તેને ઉદ્યોગની વેંહેંચણથકી શા લાભ થાય છે તે પણ જોયું. આ સુખકારક ફેરફાર જે કારણ ઉપરથી થઈ, તેનું મ્હને થોડાકમાં એકદમ સઘળું કહી સંભળાવ્યા પછી આપણે બીજે સમાગમે તે જંગલી લોકોની આગળ કેવી ચાલ થઇ, તેનો આપણે શોધ કરીએ.

ગોપાળ—સંપત્તિને ઉત્પન્ન થવાનું સ્વાભાવિક અને પ્રત્યક્ષ કારણ ઉદ્યોગ દિસે છે. માલનું રક્ષણ કરવાને યોગ્ય એવાં રાજ્યનું સ્થાપન થઇને તેથી થનારા લાભનો વિસ્તાર થાય ત્યાંહાં સુધી અન્ન વસ્ત્ર વગેરે જે જરૂર જોઇએ તેટલું જ મળે છે. ત્યાર બાદ ઉદ્યોગની ઉઠાવણી જલદીથી થાય છે. એક માણસે જે વધારે પેદા કર્યું હોય તેને બીજાની પાસેથી વધારે થયેલી જિનસને બદલે આપે છે. એવી રીતે જિનસને જિનસ આપવાના વેપારની સોઈ થઈ એટલે મેહેનત અથવા કામ વેંહેચીને કરવાની રીત આપોઆપ ચાલૂ થાય છે. પછી જેની યોગ્યતા વિશે આપણે હમણાં જ ભાંજવડ કીધી, એવાં જે યંત્ર સાહિત્ય તે ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિ જલદી જ થાય છે.

મહેતાજી—ઘણું જ સારું કહ્યું. લોકો જંગલી અવસ્થામાં હતા, તેના કરતાં હવે તેઓ સારા તથા સુખી થયા, એવી તો આપણી ખાતરી થઈ. હવે આપણે લોકોને એમની સુધરેલી અવસ્થામાં રહેવા દઇને એઓની ખબર લઇએ.

## પૂર્વભાગ સંવાદ ૬ ઠ્ઠો

### ભંડોળ વિશે

**આમાં કોઈ માણસ *માતબર કેમ થાય છે-ગરીબ કેમ થાય છે-સંપત્તિનો જમાવ કેમ થાય છે-તેનો વહિવટ કેમ થાય છે-તેને માટે ગરીબ લોકો કેવી મેહેનત કરે છે-ભંડોળનો ધણી અથવા પુંજીવાળો તથા મજૂર એઓ વચ્ચે કામ વિશે કેવો કરાર ઠરે છે-ગરીબને ચાકર રાખવો એ માતબરને કેવું જરૂરીઆત છે-ભંડોળનું અથવા પુંજીનું લક્ષણ કેવું-પુંજી માંહેથી ઉપજ કેમ થાય છે-મજૂરોને ચાકરીએ રાખ્યાથી શો નફો થાય છે-ઉપજ કરનારા મજૂરો કેવા હોય છે-પુંજીવાળા માણસો ઘરના સુખી કેમ હોય છે, પુંજીના માન પ્રમાણે ઉદ્યોગની મર્યાદા કેમ થાય છે-પુંજી વધે છે તે પ્રમાણે ઉદ્યોગ કેમ વધે છે-સંપત્તિ ક્રમે કરીને મેળવ્યાથી જેવું સુખ થાય છે, તેવું સુખ સંપત્તિ આપણી પાસે સંચી મુક્યાથી કેમ થતું નથી, એ વગેરે કહ્યું છે.**

મહેતાજી—લોકોનો સુધારો કેમ થતો ગયો, એનો શોધ કરતે કરતે આપણે માલનું રક્ષણ તથા ઉદ્યોગની વેંહેચણ એઓથકી જે સુખકારક કામો થયાં, તે ધ્યાનમાં

* માતબર એટલે પુંજીવાળો તથા ગરીબ એટલે પુંજી વતાનો અથવા મજૂર.

લીધાં. હવે જ્યારથી તે કામો થવા લાગ્યાં, તે વખતથી એક ન્હાની અને એક મ્હોટી વગેરે ઘણી તરેહની પદવી અને એક માતબર અને એક ગરીબ એવી ઘણી તરેહની હાલત લોકોમાં ચાલૂ થઇ એમ સમજવું.

**ગોપાળ**—હા, અને તે ઘણી તરેહની પદવિઓ તથા હાલતો, ચાલૂ થયાના સબબથી જે ખરાબી થાય છે, તે પણ તે વખતથી જ થવા માંડી એમ સમજવું; ઘણી તરેહની પદવિઓ તથા હાલતો, માત્ર એક તરફથી જ સારી દેખાય છે; બીજી તરફથી જોઇએ છીએ તો તેઓ ઘણી ખરાબ માલુમ પડે છે.

**મ્હેતાજી**—લોકોમાં ઘણીક તરેહની પદવિઓ તથા હાલતો ચાલૂ થયાથી નરસું થવા લાગ્યું એવું મ્હને લાગતું નથી; તેથી ઘણું કરીને ઘણું જ હિત થાય છે. કેમ પૂછશો, તો ઉદ્યોગની પ્રવૃત્તિ કરવાને તથા માણસોના મન બુદ્ધિ વગેરેને કામે લગાડવાને ઘણા પ્રકારની પદવિઓ તથા હાલતો એ ઘણાં જ યોગ્ય છે. ગરીબ તથા માતબર એવો પ્રકાર જંગલી લોકોમાં હોતો નથી, કેમકે ત્યાંહાં બધા જ ગરીબ; તુરતના ગુજરાનને સારુ જેટલું જોઇએ, તેથી વધારે કોઇ મેળવી શકતું જ નથી, એટલે પછી માતબર ક્યાંહાંથી થાય. લોકો સુધરચા એટલે પછી માલનું રક્ષણ તથા ઉદ્યોગની વેંહેંચણ થાય છે; તેણે કરીને એવું થાય છે કે, પોતાની ગરજ અથવા ઇચ્છા પૂરી પાડીને, બાકી રેહેવા જેટલી વધારે સંપત્તિ મેળવવા માટે ઉદ્યોગી તથા ચતુર માણસ શક્તિવાન્ થાય છે, દરરોજ ઉદ્યોગ થતો ગયો એટલે તે ઉદ્યોગથી જે વધારે ઉત્પન્ન થાય છે તેનો જમાવ થતો જાય છે; એટલે કાળે કરીને મ્હોટો જમાવ થઇ આવે છે. એવો મ્હોટો જમાવ જેની પાસે થયો, તે ઘણી માતબર બને છે. પણ જે ઓછો ઉદ્યોગ કરે છે તથા જે ફક્ત પોતાના દરરોજના ગુજારા જેટલું મેળવે છે, તે ગરીબનો ગરીબ જ રહે છે, ઇઆને તેની પાસે કંઇ જમાવ થતો નથી અને જે ઉદ્યોગ વગરનો હોય છે તેને તો ખરેખરી ગરીબાઇ આવી જાય છે.

**ગોપાળ**—સંપત્તિ સ્થિર તો છે જ નહીં; તે કાંતો ખરચાઇને અથવા કાંતો જમીનમાં દટાએલી રહીને તે નહીં જેવી થઈ જાય છે. વળી જો ખરચાઈ તો ઘણું કષ્ટ કરનારો માણસ હોય તો પણ તે ગરીબ થાય છે; પછી તેની અને ઓછી મેહેનત કરનારો જે તેનો પાડોશી એ બંનેની એક સરખી જ અવસ્થા થાય છે; અને જો તે જમીનમાં દાટેલી જ રહી તો પછી તે તેનો જમાવ કોઇને ઉપયોગી પડતો નથી ત્યારે સંપત્તિનો જમાવ કર્યાથી ફળ શું?

**મ્હેતાજી**—આ શંકા તેં ભારે શોધી કાઢી. એમાં તેં બંને તરફથી અડચણ બતાવી. હવે એનો જવાબ એવો છે, સાંભળ, કે, સંપત્તિનો જેઠેકાણે વધારે ખરચ થાય છે

તે ઠેકાણે વધારે ઉપભોગ પણ થાય એ તો ત્હારા બોલવા ઉપરથી સિદ્ધ થાય છે. વળી સંપત્તિ જમીનમાં દાટેલી રહ્યાનું જે તું કહે છે, તે ઉપરથી એવું નિકળે છે કે દ્રવ્ય, પૈસા, એઓને તું આગળની પેઠે સંપત્તિ માનવા લાગ્યો. પણ રે ભાઈ! આપણે જે સંપત્તિ વિશે બોલીએ છીએ તે તો બદલે આપવા લેવાની સંપત્તિ, એટલે ખેતી અથવા શિલ્પ કળા કર્યાથી જે જિનસ પેદા થાય છે, તે જિનસો મળીને એ સંપત્તિ બની છેઃ એ તું વિસરી ગયો કે? એ સંપત્તિની ઘણી એક જિનસો તો એવી હોય છે કે, તેમને દાટી રાખી હોય તો તે રેહે જ નહીં. તેઓનો વહિવટ કરવાને ઘણી સારી યુક્તિ શોધી કાઢી છે, કે જેણે કરીને તેનું રક્ષણ થઇને વધારો પણ થાય છે.

**ગોપાળ**—ખરું જ શું? ત્યારે તે કેઇ યુક્તિ વારુ?

**મહેતાજી**—તે યુક્તિવિશે પેહેલાંથી તને કંઈ સમજાવીને કહ્યા વગર, તે ત્હારી નજરમાં ઉતરવી કઠણ છે.

માણસો જંગલી હાલતમાં હોય છે ત્યારે શિકાર કરીને અથવા જમીનમાંહેથી પોતાની મેળે પેદા થએલી ઉપજ લઇને પોતાનું પેટ ભરે છે. એવી રીતે તેઓ સુધરેલી રીતિમાં છતે પેટ ભરી શકતા નથી. કારણકે સુધરાવટ થઈ, એટલે જમીનની ખેડ થઇને રાન નહીં જેવું થઈજાય છે; તથા ફલાણી જમીન તે માલ, એવું થઈજાય છે.

**ગોપાળ**—જમીન માતબરોને સ્વાધીન થઈ એટલે પછી ગરીબોનું પેટ ક્યાંહાંથી ભરાય, એ તો ખુલ્લું જ છે તો.

**મહેતાજી**—વારુ, માતબરો પોતાની સંપત્તિને શું કરતા હશે?

**ગોપાળ**—ગરીબોને તો તે સંપત્તિમાંહેથી થોડો જ હિસ્સો મળતો હશે; કોઇ ગમે તેવો પરોપકારી હોય, તોપણ તેઓના પોતાના કામને સારુ કેટલો ખરચ થાય છે, તથા તેઓની તરફથી ધર્મ કેટલો થાય છે, એનો વિચાર કર્યો હોય તો ધર્મખાતે આપેલું ઘણું જ થોડું દેખાય છે.

**મહેતાજી**—ગરીબોએ પોતાના ગુજરાનને સારુ માતબરોના ધર્માદાયની ઇચ્છા કરીને બેસી રેહેવું એ ઠીક નહીં. સમજ્યો. ત્હારા મત પ્રમાણે તો ગરીબોએ ભિખારી જ થવું જોઇએ, ને એ વગર તેઓને માતબરોની સંપત્તિનો અંશ મળવાનો બીજો રસ્તો નથી કે શું?

**ગોપાળ**—ભીખ માગવી કે ચોરી કરવી એ સિવાય બીજો રસ્તો કયો? હાં હાં ઠીક, તેઓએ મેહેનત કરીને મેળવવું, એવો તમારા મનનો વિચાર હશે.

હેતાજી--હા, તેઓએ મેહેનત કરીને જ મેળવવું. મ્હને ભીખ આપો એવું ની પાસે ગરીબોએ બોલવું નહીં. પણ તમારે જે કંઇ જોઇએ તેના કરતાં પાસે વધારે છે, ને મ્હારી પાસે તો કંઇ જ નથી, માટે તમારી સંપત્તિનો અંશ મ્હને તમે આપો, ને તેને બદલે આપવાને મ્હારી પાસે મ્હારી મેહેનત બીજું કંઇ જ નથી, માટે તમે જે મ્હને આપશો, તેના બદલામાં હું તમને મેહેનતવડે વધારે મેળવી આપીશ ને તમે મ્હને પાળશો તો હું તમારું કામ એમ બોલવું.

ગોપાળ—મજૂરોને ન ખવાડતાં રોજમૂરો પણ આપે છે.

મહેતાજી—ખાવાને આપ્યું તે શું, અને રોજમૂરો આપ્યો તે શું. ફળ તો જ. મજૂરોને જે જિનસોની ગરજ હોય છે, તેને ઠેકાણે પેલો રોજમૂરાનો અવેજ વો; કારણ કે તે અવેજવડે ખાવાલેવાની જિનસો વેચાતી લેવાય છે.

ગોપાળ—ત્યારે તે મજૂર માતબરને આમ કેહેવાનો, કે તમે મ્હને ખોરાકી પોશાકી ને તેને બદલે હું તમને મ્હારી મેહેનતવડે બીજી વસ્તુઓ પેદા કરી આપીશ.

મહેતાજી—હા, તે તેમ જ બોલશે, અને જે કામ કરી લેવાનું હશે, તેને બદલે તબર માણસ પોતાની પાસે જે ઉત્પન્ન અથવા જિનસ થઈ હશે, તે તે મજૂરને ો. એ પ્રમાણે તે ગરીબની મજૂરી પોતાને સ્વાધીન કરી લે છે અને તેનાથી ને મળે છે, તે વડે તે પોતાની સંપત્તિ વધારે છે.

ગોપાળ—આ, ગરીબોને પોતાનું ગુજરાન કાઢી લેવાનું સાધન ખરું, પણ એથી પૂરેપૂરું સમાધાન થતું નથી; કેમકે માતબર દયા કરે તો ગરીબ જીવે, માત- ગરીબોને પોતાની પાસે કામે રાખ્યા નહીં તો પછી તેઓ ભૂખે મરે.

મહેતાજી--ખરું, પણ એમની મદદ વગર માતબરોથી શું થવાનું હતું?

ગોપાળ—માતબરોને ગરીબોની શી ગરજ! માતબરો પાસે જે સંપત્તિ હોય છે, તેઓનું ગુજરાન સારું સુકાળથી ચાલશે.

મહેતાજી—પેહેલ વેહેલું કદાચિત્ તેવું થાય. પણ કાળે કરીને તે સંપત્તિ ખર- જવાની. માતબરોનો પાક અને ઢોર એ નહીં જેવાં થઇ જશે; તેમનાં કપડાં વપરાઇને જશે અને ઘરો જરજર થઈ જશે.

ગોપાળ--પાક જે દર વરસે પેદા થાય છે તે, લુગડાં જે નવાં લેવાય છે તે, અને મરામત અથવા નવી બાંધણી થાય છે તે સર્વ વાતો દ્રવ્યવડે સેહેજ થઈ આવે છે.

**મહેતાજી**—વારુ, પણ નવો પાક કોણ પકવે છે; નવાં લુગડાં કોણ બનાવે છે અને નવાં ઘરો કોણ બાંધે છે? એ સઘળાં કામો ગરીબ મજૂરોથી જ થાય છે. નહીં?

**ગોપાળ**—હા તેઓવડે જ બની આવે છે; એ કામો કરવાને મજૂરોને કામે લગાડવા જરૂર છે ખરા. પણ ગરીબોને કામ કરવાનું કહ્યાથી એવું થાય છે કે, તેઓનું જીવવું ઘણું કરીને આપ અખ્તિઆરીથી થવા માંડે છે; ને તે માતબરોની જ મરજી ઉપર રાખતું નથી; ને એવી રીતે થઇને તે ગરીબોનું સારું થાય છે ને માતબરોનુંએ સારું થાય છે, એ મ્હારા ધ્યાનમાં આવ્યું નહીં.

**મહેતાજી**—માતબર અને ગરીબ એઓને એકમેકની જરૂર છે; એ વાત પેટ અને હાથ પગ એમની વાર્તાના જેવી છે.

**ગોપાળ**—માતબર પોતાની સંપત્તિ જમીનમાં પૂરી ન રાખતાં બચાવી રાખે છે એવી એક યુક્તિ છે એવું તમે પાછળ કહ્યું; ત્યારે તેથી મ્હને એવું લાગે છે કે, હાલ તમે જે બોલો છો તેમાં એ જ દેખાડ્યું.

**મહેતાજી**—હા, મજૂર લોક સંપત્તિનો ખરચ કરીને તેને પાછી પેદા કરે છે. કોઈ એક માણસ પોતાની સઘળી સંપત્તિ ન ખરચતાં તેનો કંઇક ભાગ બચાવી રાખે છે; અને મજૂર લોકોને કામ કરવાનું કહીને તેમને તે ભાગમાંહેથી રોજમુરો આપીને, તે વેહેવારવડે નફો મેળવે છે. એ સંપત્તિના ભાગને ભંડોળ અથવા પુંજી એમ કેહે છે. તે પુંજીવિશે આગળ સાંભળ્યું જ હશે.

**ગોપાળ**—મજૂરોનો મુસારો આપવા તરફ પુંજી લગાડી તો તેનો ખરચ થઇને તે જતી રેહેશે; તેથી આપણી પાસથી જોઇશું તો તોટો અને પુંજીદારે તે પોતાને માટે ખર્ચી તો પણ તોટો જ.

**મહેતાજી**—મજૂરોની મજૂરી આપવા તરપ પુંજી લગાડી તો તે તોટો નથી; કારણ કે તે એમ છે કે, જે પુંજીનો વહિવટ કરિએ તે પુંજીનો ખરચ થાય છે ખરો, પણ તે જતી રેહેતી નથી; આગળ ઉગીને વૃદ્ધિ કરનારું જે બી તે ભોંયમાં નાખ્યું હોય તો જતું રહ્યું એમ દેખાય છે; તેની પેઠે એ પણ જતી રહ્યા જેવી દેખાય છે. પણ તે જ બીની પઠેમ એ જો મજૂરોને આપી હોય તો એ જતી રહીને પેલા મજૂરોની મેહેનતવડે થએલા પદાર્થોને રૂપે વધતી કિંમતે ઉત્પન્ન થાય છે. જો કોઈ મજૂરે વીશ રોટલી જેટલું અનાજ પકવ્યું અને તેનો મુસારો દસ રોટલીની કિંમત જેટલો હોય; અથવા જો કે તેણે બે ડગલા પૂરતું કાપડ વણ્યું અને તેનો મુસારો એક ડગલાની કિંમત જેટલો હોય,

તો જે દસ રોટલી રહી અથવા જે એક ડગલો રહ્યો, તે લાભ થયો એમ સમજવું; તથા એ તે મજૂરોને કામે લગાડનાર ધણીની પેદાશનો હિસ્સો થાય છે. એ પ્રમાણે પુંજીનો વહિવટ કીધો હોય તો પેદાયશ થાય છે.

**ગોપાળ**--થાય છે: પણ એ પેદાયશ મેળવવાની જે રીત, તે વિશે મ્હારા મનમાં વેહેમ છે કે, મજૂરોનો જે મુસારો, તેના કરતાં તે પોતાની મેહેનતવડે વધારે પેદા કરે તો તેણે તે પોતાની સઘળી પેદાયશ લેવી, એ મ્હને ઠીક લાગે છે; તે પેદાયશ માંહેથી તેને કંઇક ભાગ પોતાને કામે લગાડનારને આપવો પડે છે. તેણે કરીને તેના ઉદ્યોગના હીરનો નાશ થાય છે.

**મ્હેતાજી**--પોતાના મુસારાની કિંમત જેટલી જિનસ મજૂરી કરનારે પુંજીવાળાને સારુ જો પેદા કરી તો ખર્ચ જેટલું જમા થશે; પુંજીવાળાએ જે તેને આપ્યું, તેટલું જ તેણે પાછું વાળ્યું એમ થશે. એવાં સાટાંથી તો તેને કંઇ નફો કે તોટો થવાનો નહીં; પણ માત્ર એટલું જ થવાનું કે, જેનો બિગડીને નાશ થઈ જાત તે ફરીથી ઉત્પન્ન કર્યાને લીધે જેમનું તેમ રેહેશે. એવા કરારને કોઈ પુંજીદાર, કબૂલ થવાનો નહીં, એમાં કંઇ જ કેહેવા જેવું નથી. એ માટે કોઈ ગરીબ માણસને માતબર પાસે પોતાના ગુજરાનને સારુ જઇને, હું એ મ્હારા ગુજરાનને બદલે તમારું કામ કરીશ એવું જ્યારે બોલવું પડે છે, ત્યારે, તમે આ વરસમાં જે અનાજ આપશો તેટલું જ અનાજ હું તમને બીજા વરસમાં પેદા કરી આપીશ, એવું તે બોલતો નથી; કારણ કે એવું બોલવાથી મ્હને કોઈ કામ આપશે નહીં એવું તે જાણે છે. વાસ્તે હાલ જે અનાજ ઉત્પન્ન થયું છે, તે આગળ થનારી જિનસને સારુ આપવા માટે પુંજીદારનું મન વળે એવી કોઈ હિતની આશા તેને દેખાડવી જોઇએ. સબબ તે ગરીબ એવું બોલે છે કે, હાલ તમે મ્હને જે અન્ન આપશો તેના બદલામાં આવતે વરસે હું તમને જ્યાસ્તી અથવા વધારે કીંમતનું ભરણું થાય, એવું કરી આપીશ.

**ગોપાળ**—ખરું પણ પુંજીદારોએ સઘળી જમીન આટોપીને પોતાની કરેલી લીધી છે. તે મજૂરોને વાસ્તે કષ્ટ સિવાએ બીજું કંઇ જ રેહેવા દીધું નથી, એવું છતાં તે કષ્ટ થકી જે ફળ થાય છે, તે સઘળાં જ ઊપાડી લેવાની તેમને છૂટ ન જોઇએ; એ તો મજૂરો ઉપર મ્હોટો જુલુમ નજર આવે છે. જો કદાપિ હું કાયદા કરનારો હોત તો મજૂરોની મેહેનત થકી જે ઉત્પન્ન થાય, તે સઘળું પુંજીદારોએ તેમને આપવું જોઇએ એવો કાનુન ઠરાવું. એવા કાયદાથી મજૂરોની હાલત સારી થવા માંડશે, એમાં કંઈ

સંદેહ નહીં. મહારાજ! તમને હસવું આવવા જેવું થાય છે; તેથી મ્હને લાગે છે કે, આ મ્હારી યુક્તિ તમને પસંદ પડતી નથી.

**મહેતાજી**—તેમાં મ્હારી તરફથી બીજું એક વધારે કરવું; તે એવું કે, મજૂરોને પુંજીવાળાઓએ કામ ઉપર રાખવા જોઈએ એવો એક કાયદો બાંધવો. તું કેહે છે કે તે બોલીથી તો તેમને કોઇ કામે રાખવાનું નહીં. ખેતરમાં ખપનારા મજૂરો જે પકવે, તે પાકની કીંમત જેટલો મુસારો તે ખપનારાઓને ખેતરના ધણીએ આપવો એવું થયું તો, તે ધણીને કંઈ ફાયદો થવાનો નહીં. એ વાસ્તે તે પોતાનાં ખેતર વગેરે ખેડેલાં રેહેવા દેશે. તેણે કરીને જમીન પડત પડી રેહેશે અને ખેતરમાં ખપનારા મજૂરો ભૂખે મરશે. ને એ જ કારણસર કસબી લોકો પોતાનાં કામ કરનારા માણસોને તથા વેપારી લોક પોતાના ગુમાસ્તાઓને રજા આપશે; ને ઘણું તો શું કહું પણ ઉદ્યોગ છેક ભાગી પડશે. દેશનો મારીને નાશ થાય, એવો કાયદો કરવાનો ત્હારો બેત હોય તો તું કહે છે, એ જ કાયદો કર્યો જોઈએ.

**ગોપાળ**—ખરું મ્હારા કહ્યા પ્રમાણે કાયદો થયો હોય તો તમે કહો છો તેમ જ થશે એ મેં વિચાર્યું હોત તો મ્હને આગમજથી જ માલુમ પડત—કારણ કે તમે પાછળ કહ્યું તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, મજૂરોને કામે રાખ્યાથી લાભ થશે, એવું જ્યારે પુંજીવાળાને લાગે છે ત્યારે જ તે તેમને કામ કહે છે.

**મહેતાજી**—ખરું, માતબર લોકો પોતાની પુંજીનો વહિવટ કરે છે, તે થકી તેમને જે લાભ થાય છે, તે તેમને પેદાયશ થઈ એમ જાણવું. એવી પેદાયશ ન થઈ તો આ વરસે જેટલો પુંજીમાંહેથી અવેજ ખર્ચ્યો, તેટલો જ બીજે વરસે જમા થશે. આ પ્રમાણે દર વરસે કદાચ થયું જાય; પણ પુંજી કરતાં વધારે પેદાયશ ન થયાના સબબથી પુંજીવાલો તે પુંજી પોતાના કુટુંબના રક્ષણમાં ખરચી ને કેટલેક દિવસે તે નહીં જેવી કરી નાખશે, તે દર વરસે ગરીબ થતો જશે, અને ગરીબોને પોતાની તરફથી કામ ઉપર રાખવાનું જે તેનું સાધન, તે દર વરસે ઓછું થતું જશે.

**ગોપાળ**—મ્હને બચપણમાં આ કલ્પના વારંવાર ગુંચવણમાં નાખતી. મ્હને એવું લાગતું કે, અમારો બાપ જેમ જેમ પોતાનો પૈસો ખરચે છે તેમ તેમ તે ગરીબ થવો જોઇએ; પણ જો વિચારીને જોયું હોય તો તેમ થવું ન જોઇએ. કારણ કે ગરીબની મેહેનતવડે સંપત્તિ ફરી પાછી ઉત્પન્ન થઇને વધે છે, એ મ્હને હમણાં જ માલુમ પડવા લાગ્યું.

**મહેતાજી**—પણ બીજું એવું છે કે, ગરીબોને કામ ઉપર રાખ્યા વગર બીજા કોઇ પણ ઉપાયથી પેદાયશ કરી લેવાતી નથી.

પુંજીવાળો પોતાના મજૂરોથકી પેદાયશ કરી લે છે એ અઘટિત છે એમ સમજવું નહીં. માતબરને પોતાની સંપત્તિ વધારવાને કાજે ગરીબોને કામે રાખવા પડે છે, એ એક ઇશ્વરના ઘરનું જ બંધારણ છે; ને જેઓ થકી પ્રાણીઓનું હિત થાય એવી જે યોજનાઓ છે, તે માંહેની જ આ એક સમજવી.

આ પ્રમાણે માતબરલોકો પાસે પોતાની પુંજી વધારવાની યુક્તિ હોય છે. તે પુંજીને ભોંયમાં દાટી મુકીને વધારે છે એમ સમજવું નહીં, પણ તે તે પોતાના મજૂરોમાં વ્હેંચે છે ને તેઓ તેને ખર્ચીને બીજી વધારે મ્હોટી પુંજી ઉત્પન્ન કરે છે. એ વાસ્તે તેમને કોઈ વખતે ઉપજ કરનારા મજૂરો એમ કેહે છે.

**ગોપાળ**—ત્યારે કોઈ એક માણસે યુક્તિથી ખરચ કરીને ચાર પૈસાનો જમાવ કીધો, અથવા તેને સારો વારસો મળ્યાથી તેની પાસે સારી પુંજી થઈ એટલે તેને પોતાના ગુજરાનને માટે પોતે જાતે કામ કરવું પડવાનું નહીં. તે પુંજી મજૂરોને આપી હોય એટલે તેઓ તેને સારુ મેહેનત કરશે, ને તે પેદાયશવડે તેનું પેટ ભરાશે.

**મહેતાજી**—તે તો તેની જેવી પુંજી હશે ને તેને જેવી ઇચ્છા હશે તે મુજબ થશે. જો તે પુંજીના આયપતવડે તેની ઇચ્છા પૂરી થાય અથવા તેના કુટુંબનું ગુજરાન સુખરૂપ થાય તો તેને જાતે કામ કરવાની ગરજ નહીં, પછી તેણે ઘેર બેઠે ખાવું. પુંજી જોઈએ તેટલી નહીં હોય તો તેને જાતે મેહેનત કરવી પડશે, અથવા તે નહીં તો પોતાના મજૂરોના કામની નિગેદારી પણ કરવી પડશે. ખેતીનું ખટલું ચલાવનારા તથા વેપાર તથા કસબોનાં કારખાના ચલાવનારા એઓ પોતપોતાનાં ખટલાની પોતે જાતે નિગેદારી કરે છે.

જેવાં પેદાશ થાય છે એવા ખટલામાં પુંજી વગર હાથ ઘલાવાનો નહીં; એ તું સમજ્યોની? મજૂરોને મજૂરી આપી જોઇયે, જિનસો ઉત્પન્ન કરવાનો માલ મસાલો, અને કામ કરવાનાં હથિઆરો તથા આયુધો એવાં એવાં વેચાતાં લીધાં જોઇએ. સારાંશ, મજૂરોને કામ ઉપર રાખવાનો સઘળો ખર્ચ નિપજ્યો જોઇએ; ને એ સઘળું કરવાને પુંજી જરૂર હોવી જોઇએ.

**ગોપાળ**—વારુ, પણ મજૂરોને ચાકરીમાં રાખ્યા વગર કોઈ એકાદું નફાનું કામ કોઇથી માથે લેવાય નહીં કે? અરે રડવડતાં આળવી કરમદાં જેવાં રાનફળો થાય છે તે કોઈ ભેગાં કરવા લાગ્યો તો તેને તે કામને સારુ મજૂર, ભંડોળ, આયુધ, હથિઆરો એવાં ખટલાંની શી જરૂર છે? આળવી વગેરે જે પોતાની મેળે જમીન ઉપર થાય છે, તે એક ટોપલી લઇને ગમેતેણે એકઠાં કરવાં. તે વિશે સઘળાની સત્તા સરખી જ છે.

**મહેતાજી**--લોકો જંગલી હતા, તેવારે તેઓ કંઈ મેહેનત ન કરતાં પૃથ્વીમાંહેથી આપોઆપ જે ઉત્પન્ન થતું, તે ઉપર પોતાના દાહાડા કાઢતા; એવી તેમની દાહાડા કાઢવાની જે યુક્તિ હતી, તે માંહેની તું કેહે છે, તે કંઇક બાકી રેહેલી છે. જેઓને પુંજીનો ખપ પડતો નથી એવાં કામ ઘણાં હલકાં હોય છે; અને વરસમાં તેમની મોસમ થોડા દિવસ હોય છે.

**ગોપાળ**--પણ કોળી લોકોનું માછલાં મારવાનું કામ તમે કહો છો તેવું નથી. તે કામ તો ઘણા દિવસ સૂધી ચાલવા સરખું હોઇને તેને પુંજીનો પણ ઓછો ખપ નથી પડતો. માછલાં મારવામાં ગરજ કહિયે તો ફક્ત મેહેનતની જ; ને ઘણું તો જાળ હોડી, એનો ખપ પડે છે અને ચોમાસાના દિવસમાં કોળી લોકોથી સમુદ્રમાં જવાય નહીં એવું થાય છે. તે વખતે પોતાનું ગુજરાન ચલાવવાને તેને કંઈ જોઇયે; માત્ર એટલી જ તેને અડચણ.

વારુ, પુંજી સિવાય વેહેવાર થવાનો નહીં જ કે? જેઓની પાસે કંઇપણ પુંજી નથી હોતી, તે પણ પોતાની પતીજ ઉપર ઉધાર વેહેવાર ચલાવે છે.

**મહેતાજી**—તે પણ એક જૂદી જ વાત હોય એમ નથી, કેમકે ઉધાર વેહેવાર કરવો, એટલે બીજાની પુંજી લઇને તેનો વહિવટ કરવો એમ થાય છે.

**ગોપાળ**—ત્યારે તો એમ જ થયું કે, કોઇપણ પાસે હોવું જોઇએ. નહીં તો તે વગર કાંઈ મેળવાઈ શકાય નહીં; એવી કલ્પના મનમાં આવી તો તે દિલગીરીનું કારણ થાય છે. સારાંશ એ જ કે વેહેવાર કરવાને જેની પાસે કાંઈ જ નથી, તેને ગરીબીના હાથ માંહેથી છૂટવાને કોઈ જ ઉપાય રહ્યો નહીં.

**મહેતાજી**—ગરીબી એટલે કોઈ પાસે બિલકૂલ કાંઇ જ હોય નહીં એવી હાલત; એવો જો ત્હારો બોલવાનો ભાવ હોય તો રોજની પોતાની રોટલી પેદા કરનાર જે મજૂર, તે વિશે તે ત્હારું બોલવું લાગુ પડવાનું નહીં. જેની પાસે સંપત્તિ એટલે પુંજીનો જમાવ નથી, એવી જેની હાલત તે ગરીબી એમ તું કેહેતો હોઇશ તો સઘળા મજૂરો તે હાલતમાં હોય છે એમ પણ સિદ્ધ થવાનું નહીં. મજૂર રોગ વગરનો અને કષ્ટ કરવાવાળો હોઇને સારો હુશિયાર હોય તો તે પોતાનું પેટ ભરીને કંઇ ઉંચું મુકવાને બાકી રહેવા જેટલો મુસારો તો ઘણું કરીને મેળવશે; પછી તે બચાવીને એકઠો કરેલો અવેજ પોતાનું આવવા જવાનું જે ઘર હોય ત્યાંહાં અથવા બીજી તરેહની મોજમાં મરજીમાં આવે તેવી રીતે ખરચે અથવા જો સંભાળીને ચાલવાનો તેનો સ્વભાવ હોય તો તે બચેલો અવેજ ખર્ચીને ઊડાવી દેવાનો નહીં. પણ તે અવેજ એક કોરે મુકીને ન્હાની સરખી

પુંજી જમાવવાનો તે આરંભ કરશે અને તેમાં બીજી શીલીક પડતી ગઈ, એટલે તેનો મ્હોટો જમાવ થવાનો.

**ગોપાળ**—ખરે માહાદુ કરીને અમારા માળીના હાથ નીચે એક કામ કરે છે ને તે ઘણો હુશિયાર તથા મેહેનતુ છે. તે એક દિવસ પોતાના બરોબરીઆ મજૂર જોડે બોલતો હતો કે, સંસાર માંડવાને મ્હારી પાસે થોડાએક પૈસા એકઠા થયા એટલે લગન કરવાનો મ્હારો ઇરાદો છે. મહારાજ, મ્હને એવું લાગે છે કે, જો અમારા બાપ તેને એક ન્હાનું સરખું ઘર તથા સુમારે એક બે વીઘાં ભોંય આપે તો, તેમાં બજારમાં વેચવા સારુ શાક ભાજીની ખેડ કરીને તે ઉપાયવડે તે પોતાનું અને પોતાના કુટુંબનું પેટ ભરે.

**મ્હેતાજી**—તેવું કીધું હોય તો ત્હારા બાપે પુંજી આપી એવું થશે. તે ન્હાનું સરખું ઘર તથા જમીન એ ભંડોળ છે, પણ તેટલા જ વડે તેનો ગુજારો ચાલવાનો નહીં. વાડીની અંદર કામ કરવાનાં હથિયારો અને જમીનની તૈયારી કરવાને ઘણાં નહીં તો એક પણ ચાકર એટલું તો માહાદુને જોઇએ જ જોઇએ. વાડીમાં ઉત્પન્ન થએલી જિનસો બજારમાં લઈ જવાને લાયક થાય ત્યાંહાં સૂધી પોતાનું તથા પોતાના કુટુંબનું ગુજરાન ચાલવાને સારુ માહાદુ પાસે કંઇ પણ જોઇએ. એ એટલું કરવાનું સામર્થ્ય તેનામાં આવવાને તેની પાસે ન્હાની સરખી પુંજી જોઇએ. તે તે પોતાની રોજની પેદાયશ માંહેથી એકઠી કરતો જાય તો, ત્રણ અથવા ચાર વરસમાં તે તે એકઠી કરે; પછી તે મજૂરીનો ધંધો કરે નહીં, ને પોતાની જાતનું કામ કરવા માંડે. એ પ્રમાણે સઘળી વાતનું મંડાણ થવું જોઈએ; જે ઘણી મ્હોટી દોલતો એકઠી થાય છે, તે સઘળીઓનાં મંડાણનાં સાધનો મ્હોટાં હોય છે એમ નથી.

હવે આપણે એમ ધારિયે કે, માહાદુની પાસે ૧૦૦૦ રૂપિયાની માયા થયા પછી એક વીઘું જમીન ગણોતે રાખવાનુ તેનામાં સામર્થ્ય આવ્યું; તો તેની પાસે ૧૦૦૦૦ રૂપિયાની માયા થએથી તેનામાં દસ વીઘાં લેવાનું સામર્થ્ય આવશે. તેનાથી વધારે જમીન લેવાવાની નહીં, ગણોત ભરવાનું જે તેનું સામર્થ્ય તેથી પેલીમેર તેનાથી પોતાની ખેતી વધારી શકાવાની નહીં. એ માટે તેની પુંજીના માન પ્રમાણે તેના ઉદ્યોગની હદ થવાની.

**ગોપાળ**—મ્હને એનો પૂરતી રીતે બોધ થયો નથી.

**મ્હેતાજી**—આપણે એમ ધારિયે કે, કોઈ એક કસબી માણસ છે; એમ જ ધાર કે તે એક મોચી જ છે. તેની પાસે જે પુંજી છે, તેણે કરીને પોતાની પાસે દસ માણસ રાખવા જેટલું તેનામાં સામર્થ્ય છે. બીજે વરસે તેને એવું માલુમ

પડ્યું કે, મજૂરોની મેહેનતવડે આપણને ૧૦૦૦ રૂપિયાનો ફાયદો થયો. એટલે એમ સમજવું કે ૧૦૦૦ રૂપિયા એ તેની પેદાયશ થઈ. હવે તેણે જો એ અવેજ ખર્ચી નાખ્યો તો પુંજી જેટલીની તેટલી જ રેહેવાની; પણ જો એ અવેજ તેણે પોતાની પુંજીમાં નાખ્યો તો વધારે મજૂર રાખીને પોતાનું કામ ચલાવવાનું તેનામાં સામર્થ્ય આવશે. હવે આપણે એમ માનિયે કે, તેની દસનાં બાર માણસ રાખવાની શક્તિ થઇ, તો એણે કરીને એવું થવાનું કે, એની પાસે આગળ કરતાં વધારે જોડા થશે અને તે વેચેથી વધારે પેદાયશ થશે. એ જો તેણે તે પુંજીમાં નાખ્યું તો કામ કરનાર માણસોને પોતાની પાસે રાખવાનું જે સામર્થ્ય તે આગળ કરતાં તેનામાં વધારે આવશે. એ પ્રમાણે જેમ જેમ પુંજી વધશે તેમ તેમ મજૂરી કરાવી લેવાનું એટલે ગરીબોને કામે લગાડવાનું વધશે, અને જેમ જેમ પુંજી ઓછી થશે તેમ તેમ તેઓને કામે રાખવાનું ઓછું થશે.

**ગોપાળ**—તે મોચીએ, જે પેદાયશ થઈ, તે માંહેથી પોતાનું અને પોતાના કુટુંબનું પેટ ભરચું જોઇએ, એ વાત આપણે ભૂલી જવી એ કામનું નહીં. ત્યારે એ સઘળી પેદાયશ પુંજીમાં દાખલ કરાવાની નહીં.

**મહેતાજી**—નહીંસ્તો. એમાં સંદેહ શો? માણસની પેદાયશનો ઘણો જ મ્હોટો ભાગ તો તેનાં કુટુંબના ખર્ચમાં જતો રેહે છે; પણ તે જો શાહાણો હોય તો જેટલું બચાવાએ તેટલું બચાવીને એક કોરે મુકે. એવી શિલક જમા કરી હોય તો તેણે કરીને તેને ગમે તેવા પ્રકારનો વેહેવાર આવી પડશે તો એ પણ તે વધારી સારી રીતે કરતાં આવડશે.

**ગોપાળ**—હા, કોઈ પાસે તેવી શિલક એકઠી થઈ હોય ને તે ખેતી કામ કરનારો હોય તો તે પોતાની પાસે ઝાઝા મજૂર રાખીને પોતાના ખેતરની ખેડ વધારીને સુધારશે; અને વેપારી હશે તો તે પોતાનું વેપારનું ખટલું વધારશે. એ માટે જેમ જેમ માણસ માતબર થતો જાય તેમ તેમ તેવામાં પોતાની સંપત્તિ વધારવાનું સામર્થ્ય આવે એમ જ નહીં?

**મહેતાજી**—હા, એમ જ, પેહેલ પ્રથમ હજાર રૂપિયા મેળવાને જે અડચણ પડે છે, તેના કરતાં બીજા દસ હજાર મેળવવાને ઓછી અડચણ હોય છે.

**ગોપાળ**—તો પછી જેની પાસે કાંઇ નથી તેવાને અવેજ મેળવવાની કેટલી અડચણ હશે. સારાંશ એ કે ગરીબો, કે જેની કઠણ અવસ્થા, તેમની જોડે વેહેવાર કરીને માતબર પોતાનું કામ કાઢી લે છે.

**મહેતાજી**—જે માણસ પોતાના ઉદ્યોગવડે ઘણી દોલત એકઠી કરે છે, તે તેણે કરીને કોઇનો બિગાડ કરે છે એમ નથી; તે ઉલટો લોકોનું સારું કરે છે; એ તને આગળ સમજાશે. હાલ તો હું તને એટલું જ જણાવું છઉં કે, સંપત્તિથી જે સુખ થવાનું તે જેટલું સંપત્તિ પેદા કરી લેવામાં થાય છે તેટલું સુખ સંપત્તિ પોતાની ગાંઠે હોવાથી થતું નથી. જેવી જેવી સંપત્તિ વધતી જાય છે, તેવો તેવો જીવને સુખનો અનુભવ થતો જાય છે.

તમારો માળી બે ત્રણ વરસે સંસાર માંડવાની આશાએ પોતાની પેદાયશ માંહેથી સંચી રાખે છે; માટે તેનો જમાવ જે સંપત્તિ થશે, તે વખત જે સુખ તેને થવાનું, તે કરતાં આગળ મળનારી જે સંપત્તિ તે લક્ષમાં લાવ્યાથી તેને હાલ વધારે સુખ લાગતું હશે. જ્યાંહાં સૂધી તે વરસેનો વરસે શિલક રેહેલો અવેજ પુંજીમાં મેળવતો જશે ત્યાંહાં સૂધી તેને સુખ થતું જશે; પણ પેહેલ વેહેલી વખતે જેવી તેને ખુશી થઇ હશે તેવી થનાર નહીં. વેપારીઓને જેવો પેહેલી પેદાશથી આનંદ થાય છે તેવો આનંદ પાછળથી જે તેઓ જમાવ કરે છે, તે સઘળા જમાવે કરીને પણ થતો નથી, એવું તે વેપારી લોકો જ કેહે છે. પોતાની ગાંઠે સંચેલી સંપત્તિ હોયા સતે જે સુખ થાય છે, તેના કરતાં રેહેતે રેહેતે સંપત્તિ મળી હોય તો વધારે સુખ થવું, એવી જે ઇશ્વરના ઘરની યોજના તે ઠીક જ છે. એ ઉદ્યોગની પ્રવૃત્તિ થવાનું કારણ. એ પ્રમાણે રેહેતે રેહેતે સમૃદ્ધિ મળી હોય તો તે દેશોને સુખ થવામાં પણ ઘણી જ ઉપયોગી પડે છે. એ આગળ આપણી નજરે પડશે.

## પૂર્વભાગ સંવાદ ૭ મો

### ભંડોળ વિશે (ચાલુ)

**એમાં, સ્થિર ભંડોળ અથવા પુંજી એટલે શું છે-સ્થિર પુંજી અને ફરતી પુંજી એ ક્યાં ક્યાં કારણો ઉપરથી જુદી જુદી છે-પુંજી જુદા જુદા પ્રકારની હોય છે, તે વિશે ક્યાં ક્યાં ઉદાહરણો છે-ગુલામની બાબતમાં શું કહ્યું છે-સ્થિર પુંજી અને ફરતી પુંજી એ બે પુંજીઓ મજુર લોકોને એક સરખી હિતકારક કેવી રીતે થાય છે-યંત્ર સાહિત્યથી જે લાભ થાય છે, તે બાબત મ્યાકફર્સન સાહેબના ગ્રંથમાં શું કહ્યું છે-સે કરીને સાહેબ થઈ ગયો, તેણે દેશવ્યવહાર-વ્યવસ્થા ઉપર ગ્રંથ બનાવેલો, તેમાં શું કહ્યું છે ઈત્યાદિ વિશે કહ્યું છે.**

**મહેતાજી**—પુંજી વિશે મ્હારે કંઈ વધારે બોલવાનું છે.

જમીનના ધણીને પેદાશ થાય છે, તેમાંથી શિલક રાખીને તે પોતાની સંપત્તિ વધારે છે; ને તેની પાસે પુંજી વધે છે, તે સઘળી પુંજી તે ખેતીની મજુરી કરનારા લોકોમાં નાખતો નથી; પણ તે પાકેલું અનાજ ભરી રાખવાના કોઠારો બાંધે છે, ઢોરોને રેહેવાના ગોઠા બાંધે છે. માટે તે કામમાં જે લોકો લાગે છે, તેમને તે પુંજી માંહેથી કંઇ આપે છે. લાકડાં પેદા કરવાને ઝાડો વાવે છે; ન્હાનાં ન્હાનાં ઘરો બાંધે છે, પોતાનાં ખેતરો માંહેની જે જમીન પડત હોય છે તે માંહેની કેટલીએક ખેડે છે; તેથી એવાં એવાં કામો તરફ પણ તેની પુંજીનો ભાગ લગાડ્યામાં આવે છે. એ જ પ્રમાણે શિલ્પ કામ, કારીગીરી કરનારા પોતાના યંત્ર સાહિત્ય, અથવા પોતાના ઉદ્યોગનાં આયુધ, હથિયારો વધારવામાં પોતાની પુંજી માંહેની કંઇક પુંજી રોકે છે.

**ગોપાળ**—મજુરો મેહેનત કરીને જે જિનસ બનાવે, તે જિનસોને બજારમાં વેચવાને લઈ ગયેથી તેઓ તાબડતોબ વેચાઇ જાય છે. માટે મજુરોમાં પુંજી નાખી હોય તો તે પુંજી માંહેથી સારું મળતર થાય છે. ને તેવું જ મળતર ઘર બાંધવામાં, તથા લોહોડાં અને યંત્ર સાહિત્ય કરવામાં પુંજી નાંખી હોય તો થતું નહીં હોય.

**મહેતાજી**—તેવી પ્રાપ્તિ તાબડતોબ તો થતી નથી, પણ કેટલાએક વખત પછી થાય છે. ઘરો વગેરે માંહેથી જો મળતરની આશા ન હોય તો તેઓમાં ખેતી કરનારો ખોત તથા કારખાનું ચલાવનાર શિલ્પી એઓ પોતાની પુંજી તેમાં નાખનાર નહીં. જો ખોત પાસે પોતાનું અનાજ રાખવા સારુ કોઠાર અથવા તેનો ભંડોળ ન હોય તો પાક આવતાં જ પોતાનું તે અનાજ તેને વેચી નાંખવું પડશે; પણ તે વધારે મુદ્દત સુધી રાખ્યાથી વધારે ફાયદા પડતું વેચાય છે. સબબ તે ભરી મુકવાને કોઠાર બનાવવામાં તેમને ફાયદો છે. શિલ્પિએ પોતાનાં યંત્ર સાહિત્ય સુધાર્યાં અથવા વધાર્યાં હોય તો થોડી મેહેનતે ઘણું કામ થવા લાગે અને એ પ્રમાણે તેને મળતર પણ થાય.

**ગોપાળ**—કોઇ કારખાનાવાળાએ કામ કરવાને માણસો ન રાખતાં યંત્રો જ રાખ્યાં તો માણસોનો પગાર આપવાનો જે ખર્ચ બેસે છે તે થવાનો નહીં. એ પ્રમાણે પુંજી બચી તો તે મળતર જ થયું એમ સમજવું.

**મહેતાજી**—જો વરાળ યંત્ર રાખ્યું, તો પછી માણસ તો શું, પણ તે યંત્ર ચલાવવાને ઘોડા પણ રાખવા ન પડે. તે યંત્ર વરાળના નિયમથી ચાલશે ને એ પ્રમાણે થયું સતે માણસો વગેરે રાખવાનો જે ખર્ચ, તે કરતાં અર્ધો ખર્ચ કમી થવાનો.

આ પ્રમાણે મજુરી, યંત્રો વગેરેના ખર્ચમાં જે પુંજી નાખ્યામાં આવે છે, તેને સ્થિર પુંજી કેહે છે; એ, જમીન, ઘરો, યંત્ર સાહિત્ય, અથવા કસબોનાં લોહોડાં એઓમાં

સ્થિરપણે હોય છે. એ પુંજી કોઇ પાસે હોય અને તેનો વહિવટ થતો ગયો હોય તો તેણે કરીને એમાંથી મળતર થાય છે. કામ કરનાર, જે જિનસો ઉત્પન્ન કરે છે, તે વેચાઇને તે માંહેથી તુરત પ્રાપ્તિ થાય છે. એવા કામ કરનારાઓના ગુજરાનને સારુ પુંજી રોકવામાં આવે છે, તેને ફરતી પુંજી એમ કેહે છે.

ખેતી કર્‌યાથી જે જિનસ પેદા થાય છે, અથવા શિલ્પી જે જિનસ બનાવે છે, તે બજારમાં આવીને વેચાય છે, અથવા બીજી જિનસના બદલામાં અપાય છે ત્યારે તેઓ માંહેથી પ્રાપ્તિ થાય છે; તેની અગાઉ તે કંઇ થતી નથી. એવાં કામોમાં જે પુંજી લાગે છે, તે હંમેશાં ફરતી હોય છે. એ પુંજી પેહેલાંથી પગાર તથા માલ મસાલા દાખલ ધણીની પાસેથી મજૂરો તરફ જાય છે. પછી આ તૈયાર થયેલી તથા વધારે કીંમતની જિનસની મારફત તે મજૂરો કનેથી ધણી પાસે ફરી પાછી આવે છે. પણ જે લોકોને તે જિનસોનો ખપ, તેઓને તે વેચાતી આપવામાં આવે છે; ને ત્યાર સુધી તેઓ માંહેથી ધણીને પ્રાપ્તિ થતી નથી.

**ગોપાળ**—સ્થિર પુંજી અને ફરતી પુંજી એઓનો ભેદ મ્હને સમજાયો એવું લાગે છે. પોત પોતાનાં ખેડુત કામનાં લોહોડાં પોતાની પાસે રાખીને તેમને વાપરે છે. તેણે કરીને તેમનાથી તેને પ્રાપ્તિ થાય છે. તે સ્થિર પુંજીની પ્રાપ્તિ જે પાક ઉત્પન્ન થાય છે તે વેચે તો તેમાંથી તેને પ્રાપ્તિ થાય છે. વાસ્તે ફરતી પુંજીની પ્રાપ્તિ એમ સમજવું. એ તો ઠીક, પણ ખેડુત કામનાં ઢોર કયા પ્રકારની પુંજીમાં મુકવાં.

**મહેતાજી**—તે જેવાં હશે તે પ્રમાણે તેઓ તે તે પુંજીમાં મુક્યામાં આવશે. જેવાં ખેડુત કામનાં લોહોડાં તેવાં જ મેહેનત કરનારાં ઢોર છે. સબબ તે ઢોર સ્થિર પુંજી છે. જેમ કે ઇંગ્લાંડ દેશમાં ઘોડા હોળે જોડે છે ત્યારે તે ઘોડા અને હોળ એ બન્ને સ્થિર પુંજી સમજવાં, પણ જે મેઢાં અને બળદો બજારમાં વેચવાને કાજે મુકેલાં હોય, તે ફરતી પુંજી સમજવાં.

**ગોપાળ**—કોઇ એક ઇજારદાર પાસે જ્યાંહાં સૂધી બળદો હોળ ખેંચે ત્યાંહાં સૂધી તેઓને સ્થિર પુંજી સમજવા; પણ તેમને બજારમાં વેચવાને લઈ ગયા, એટલે તેમને ફરતી પુંજી સમજવા.

**મહેતાજી**—એક વખત તેમને સ્થિર પુંજી ને એક વખત ફરતી પુંજી દાખલ સમજવા. ઇજારદાર તેમને પાળીને તેઓ થકી કામ લે છે ત્યારે તેઓ માંહેથી તેને પ્રાપ્તિ થાય છે અને તેમને વેચે છે ત્યારે પણ તેઓમાંથી એને પ્રાપ્તિ થાય છે.

**ગોપાળ**—જેવું મજૂર લોકોના ગુજરાનને જે લાગે છે તેને ફરતી પુંજી કેહે છે, તેમ જ જે ઢોરથી કામ લેવાનું, તેના પેટને અર્થે જે લાગે છે, તેને ફરતી પુંજી કેહેવી કે સ્થિર પુંજી કેહેવી?

**મહેતાજી**—મજૂરોના ગુજરાનને કાજે અને ઢોરના પેટને કાજે જે અવેજ લાગે છે, તેને ફરતી પુંજી કેહેવી. મજૂરોના અને ઢોરોના પેટને અર્થે જે લાગે છે, તે પ્રથમ જતું રહીને ફરી પાછું ઉત્પન્ન થાય છે ને તેમાંથી પ્રાપ્તિ થાય છે. ઢોરોની કીંમતને સ્થિર પુંજી સમજવી. જેવાં ઢોરો વેચાય છે તેવા જ જો મજુરો વેચાતા હોત તો તેઓને ખરીદ કરનારા જે ધણી, તેમને તે મજૂરોને મજૂરી આપવી ન પડત અને મજૂરો તે ધણીઓનો માલ થઇને સ્થિર પુંજી થાત.

**ગોપાળ**—હાલ તો ગુલામ વેચાતા લેવાની ચાલ બંધ થઈ છે, પણ આગળ જેઓની પાસે ગુલામ હતા, તે તેઓનો પોતાનો માલ, એમ સમજતા.

**મહેતાજી**—ગુલામોને તો શું પણ રુશિઆ તથા પોલાંડ એ દેશોમાં જમીનના ધણી પોતાના ખેડુત લોકોને ઘણું કરીને સ્થિર પુંજીની પેઠે માને છે. ગુલામ ઉપર જેવી સત્તા ચલાવવી, તેવી સત્તા તે ધણીઓ ખેડુત ઉપર ચલાવે છે. ખેડુત કહ્યો, એટલે તેના ઉપર તે જમીનના ધણીનો જેવો હક જ ઠર્યો. એવી સમજથી તેઓ તેમની પાસેથી વેઠ તથા બિગાર કામ વગર મજૂરીએ કરાવી લે છે. રુશિયા દેશમાં જમીનની કીંમત વીઘાં ઉપરથી થતી નથી, પણ તે જમીન ઉપર જે ગુલામો ખપતા હોય છે, તેમની ગણત્રી પ્રમાણે થાય છે. અમેરીકાખંડમાંનુ ઇસ્ટ ઇન્ડિયા. અહિંયાના કાફ્રી લોકોને હાલમાં છૂટાપણું મળ્યું છે. નહીં તો આગળ જ્યારે તેઓ ગુલામગીરી કરતા ત્યારે કોઇ જમીનના તૂક્ષની કીંમત કરવી પડે તો તે તૂક્ષને જેટલા ગુલામ લાગ્યા હોય તે પ્રમાણે કરતા. કેટલાએક વરસો ઉપર યૂરોપખંડના ઘણાએક ભાગોમાં જમીનોના ધણી વગેરે પોતાના તાબા માંહેલા લોકોને ગુલામ પ્રમાણે રાખતા. હાલ થોડુક થયું જ્યારે સુધારો ચાલુ થયો તેણે કરીને એવું થયું કે, રુશિયા તથા પોલાંડ એ બે દેશો બાદ કરતાં બાકીના સઘળા દેશોમાં મજૂર લોકો છૂટાપણાથી વર્તવા લાગ્યા. એવું જોવામાં આવ્યું છે કે, જે લોકો જેમ જેમ છૂટા તથા આપઅખ્તિયાર હોય છે, તેમ તેમ તેઓ વધારે ઉદ્યોગ કરવા માંડે છે અને તેમ તેમ જમીનની ખેડ સારી થતી જાય છે.

**ગોપાળ**—મ્હને પેહેલાં તો લાગ્યું કે, સ્થિર પુંજી અને ફરતી પુંજી, એઓ વચ્ચેનો ભેદ મ્હને સમજાયો; પણ વિચાર કરતાં, માલ, મિલકત, એવી એવી જે કેટલીએક જિનસો, તે શામાં મુકવી, તે મ્હને સુઝતું નથી. વારુ, પણ પૈસો જમીનને

વખાણવા લાયક રૂપમાં આણવાને વાપર્યો. તો તેને સ્થિર પુંજી કે ફરતી પુંજી સમજવો?

**મહેતાજી**—પડત જમીન ખેડાણ કરવી, વાડ બાંધવી, નીક ખોદીને પાણી લઇ જવું તથા જમીન ઉપર આયપત કરવા વગેરે કામે જે પૈસા નાંખવો, તેને સ્થિર પુંજી સમજવો. તે જ પ્રમાણે ખેડાણ થયેલી જમીન ઉપર વધારે આયપત કરવાને જે અવેજ ખર્ચવો, તેને પણ સ્થિર પુંજી સમજવો. જે જમીનનો ધણી પોતાની જમીન ઉપર પુંજી ખર્ચીને તે જમીન બાહાર કોઇને આપે છે, તેને તે જમીનનો વધારે ગણોતનો દર મળે છે અને જો તે પોતે જ ખેતી કરનારો હોય તો તેને વધારે પ્રાપ્તિ થાય છે. પણ હોળ હાંકવું ને તેને લણવું તથા એ વગેરે કરવું એવાં ખેતીનાં સરળ કામોમાં જે અવેજ વાપર્યો, તે તો આગળ કહ્યા પ્રમાણે કેટલોક સ્થિર પુંજી અને કેટલોક ફરતી પુંજી એમ સમજવો.

**ગોપાળ**—ફરતી પુંજીમાં સંપત્તિ લગાડવી એ ઠીક છે, પણ તે સ્થિર પુંજીમાં નાખવી એ ઠીક લાગતું નથી. અનાજના સંગ્રહસ્થાન, કોઠારો, યંત્રસાહિત્યો એ મ્હોટાં ખટલાંનાં કામનાં છે, પણ મજૂર લોકોને તો તેમાંહેથી તોટો છે. કેમ તો કે જેમ જેમ અવેજને સ્થિર પુંજીમાં નાખિએ, તેમ તેમ તે ફરતી પુંજીમાં નાખવાને ઓછો થાય છે; તેણે કરીને તે અવેજથકી થોડા મજૂરોની સંભાળ થાય છે.

**મહેતાજી**—એવું છે, કે કોઇ એક મુલ્કમાં જે જિનસોનો ખપ હોય છે, તે ઘણી જ ઉત્પન્ન કરી હોય તો, તે માંહેથી મજૂર લોકોનું ઘણું જ હિત થાય છે. અન્ન વસ્ત્ર વગેરે સંપત્તિ કોઇની પાસે ઘણી હોય અને તેણે તે જેમની તેમ જ રહેવા દીધી તો તે સંપત્તિથી તેના ધણીને કંઇ જ સારું થવાનું નહીં; પણ જો તેનો વહિવટ કરશે, એટલે ઉપજ કરનાર મજૂરોને તે પોતાની પાસે રાખશે તો જ સારું થવાનું. એ માટે સંપત્તિ જેમ વધારે હશે, તેમ વધારે લોકો કામે લાગવાના.

જેણે કરીને કામ સારું થાય છે, અથવા કામ કરવાને વધારે સુગમ પડે છે એવાં સાધનો હોય તો સઘળા મુલ્કમાંહેની પેદાયશ વધવા માંડે છે; એ વાત તો ઉઘાડી જ છે; અને ફરતી પુંજીના કરતાં સ્થિર પુંજીવડે વધારે પેદાયશ થઇ તો સ્થિર પુંજીથી પુંજીદારોને તથા મજૂરોને પણ વધારે સારું થવાનું.

**ગોપાળ**—તમે કહો છો તે કેમ થશે, એ મ્હારા ધ્યાનમાં ઉતરતું નથી. માણસો પાસેથી, જે કામ કરી લેવાનું તે પવન, વસ્તેવ, વગેરે થકી કરી લેવાનું થયું અથવા

વરાળના યંત્રવડે કરી લેવાનું ઠર્યું, એટલે માણસોને કામ થકી દૂર કરવાં પડે છે; ત્યારે માણસોને કામ ઉપર ન રાખિએ એવું કરનારી જે નવી યુક્તિ અને યંત્ર વગેરે સાધનો, એઓ થકી ગરીબ લોકોનું શી રીતે સારું થવાનું?

**મહેતાજી**—તે દેખાઈતું ઊલટું માલુમ પડે છે, પણ જે સાધનના યોગથી ઘણી મેહેનત ન પડતાં થોડી જ મેહેનતથી કામ થાય છે, તથા કામ કરવાને સેહેલું પડે છે, એવાં સાધનો થકી સેવટ વધારે મજૂરોને કામ મળવા માંડે છે.

**ગોપાળ**—તમે કહો છો તેવાં સાધનો ચાલૂ થયાં, એટલે પેહેલે તો લોકોને કામ ઉપરથી કાઢી મુકવા પડે છે. પછી મજૂરોને ધંધો મેળવી આપવાની ગોઠવણ તો જ્યારે થવાની હોય ત્યારે થાય. નવાં યંત્રો ચાલૂ કરવામાં એ જ મ્હોટી હરકત કે તેણે કરીને લોકોનો ધંધો ખુડે છે.

**મહેતાજી**—નવાં યંત્રસાહિત્યો ચાલૂ થયાં સતે તેમના થકી કેટલાએકોને કેટલાક વખત સુધી અડચણ થાય છે તથા હરકત પડે છે એ ખરું, પણ તેઓ થકી જે લાભ થાય છે તે કેટલા અને ક્યાંહાં સૂધી તેઓ ટકે છે, એની ઘણું કરીને ગણત્રી થતી જ નથી.

**ગોપાળ**—તે લાભ કદાચિત્ માતબરોને થતા હશે, પણ યંત્રસાહિત્ય ગરીબોને તો ધંધામાંહેથી ઉખેડી નાખે છે, માટે તેઓ થકી તેનું સારું ન થતાં ઉલટું માઠું થાય છે.

**મહેતાજી**—ઈંગ્લાંડ દેશમાં પગનાં મોજાં વણવાનું યંત્ર પેહેલ વેહેલું ચાલૂ થયું ત્યારે હાથવડે કામ કરીને પેટભરનારા લોકોને અડચણ થઈ એમ લોકો માનવા લાગ્યા. પણ કાપડ વણવાનાં સાળ ઉપર પગનાં મોજાં સેહેલી રીતે થવા લાગ્યાં તેણે કરીને તે એટલાં તો સસ્તાં થયાં કે, જેઓને આગળ તે વેચાતાં લેવાનું સામર્થ્ય ન હતું તેઓ તે મોજાં પોતાના પગમાં પેહેરીને સુખ ભોગવવા લાગ્યા; અને પગનાં મોજાંનો ખપ થવા લાગ્યો તેથી એવું થયું કે હાથેવતી વણીને પગનાં મોજાં બનાવનાર જે લોકો હતા, તેઓ સંધાજણ પગનાં મોજાંને સારુ સુતર, ઉન, વગેરે કાંતીને તૈયાર કરવા લાગ્યા ને તે કાંતવાના કામવડે તેઓ પોતાનું પેટ ભરવા લાગ્યા.

**ગોપાળ**—આપ કહો છો તે આગળ થયું હશે. પણ આર્ક રાઇટ સાહેબનું યંત્ર ચાલૂ થયું છે, તે થકી સુતર નિકળે છે. તેણે કરીને તે યંત્ર ચાલૂ થયું ત્યારથી એવું થયું કે, ઈંગ્લાંડ દેશમાં ઘેરે ઘેર જે સુતર કાંતવાનું કામ ચાલતું, તે હવે નજરે પડતું નથી. હવે સુતર કાંતનારાઓને ક્યાંહાં ધંધો મળવાનો સારાં યંત્રો થવા માંડ્યાં, તેથી મજૂર લોકો પેટ ભરવા સારુ એક નહીં તો બીજું એમ યુક્તિઓ કરવા લાગ્યા છે ને સેવટ એવું થવાનું જે તેઓએ હરકોઇ યુક્તિ કીધી સતે પણ તેઓનું પેટ ભરાવાનું નહીં.

**મહેતાજી**—યંત્રસાહિત્યના યોગથી દેશમાં જિનસો ઘણી થઇને દેશસંપત્તિ વધે છે, એ તો તું કબુલ કરે છે કે નહીં?

**ગોપાળ**—હા તે હું કબુલ કરૂં છઉં, પણ જો ગરીબોને કામ ઉપર રાખ્યા નહીં, તો તેમને તે સંપત્તિનો ભાગ કેમ મળશે, એ જ મ્હારી શંકાનો જવાબ મળવો જોઇએ.

**મહેતાજી**—જો જિનસો ઘણી જ પેદા થઈ અને તે માંહેથી ગરીબ લોકોને કંઈ મળ્યું નહીં તો તે જિનસો માંહેની જેટલી માતબરોમાં ખપવાની, તેટલી ખપીને બાકી વધારાની રેહે છે તે જાણવું. ઈંગ્લાંડ દેશમાં માન્ચેસ્ટર શેહેરમાં કાપડ બનાવે છે, લીડસ અહિંઆં સકલાત બને છે તથા બર્મિંગહામમાં લોહોડાનો માલ બને છે, તે માંહેનો કેટલોએક ખપીને બાકીની જિનસો તેમની તેમ જ રહે છે. ત્યારે એવો જે વધારે થએલો માલ, તેને માતબર લોકો શું કરવાના?

**ગોપાળ**—તે તો મ્હને ખબર નથી.

**મહેતાજી**—તે માલમાંહેથી જેટલાનો ખપ નહીં હોય, તેટલો એક કોરે મૂકીને તેનો પુંજીની પેઠે વહિવટ કરશે. એટલે બીજા માલ બનાવવાને અથવા જે જિનસના કામ ઉપરથી મજૂરોને કાઢી મુકયા હશે, તે જ જિનસ બનાવવાને ફરીથી મજૂર લોકોને કામ ઉપર રાખશે.

**ગોપાળ**—યંત્રસાહિત્ય આવ્યાની આગમજ જેટલા માણસો એકાદિ જિનસ બનાવવાને લાગતા હોય તેટલાં જ પાછળથી લાગવા માંડ્યાં તો પછી તે યંત્રસાહિત્ય થકી હિત શું થવાનું?

**મહેતાજી**—તે હિત એવું છે કે, એક ફલાણું કામ કરનારા માણસો એકલી હાથ મેહેનતવડે જે કામ કરશે તો તે જ માણસો યંત્રસાહિત્યવડે તે કામ કરતાં કદાચિત્ વીસગણું કામ વધારે કરશે, એ માટે લુગડાં તથા સંસારને જરૂરની તથા કામની જે જિનસ તે વીસગણી વધારે પેદા થશે. હવે એ સઘળી જિનસો યંત્રસાહિત્યવડે ઓછા ખરચથી થઇ, વાસ્તે એમની કીંમત પણ ઓછી થશે; ને એવું થયેથી એમને વધારે માણસો વેચાતી લેવા માંડશે. તેણે કરીને એમનો ખપ વધારે થશે ને એવો વધારે ખપ થયો સતે તે પ્રમાણે તે જિનસ પેદા કરવાનું કામ પણ વધાર્યું જોઇએ: વાસ્તે ઘણું ખરું એવું થાય છે કે, આગળ જે માણસો હાથ મેહેનતવડે જિનસો બનાવતા હોય છે, તેનાં કરતાં યંત્રસાહિત્યના યોગવડે વધારે માણસો કામે લાગે છે.

**ગોપાળ**—ઘણું સારું કહ્યું. એ ઉપરથી કંઇ શક રેહેતો નથી. હવે એ ઉપરથી એવું દેખાઇ આવે છે કે, યંત્રસાહિત્યવડે ગરીબોને ધંધો જ મળે છે એટલું જ નહીં પણ સસ્તી થયેલી જિનસો પણ વધારે મળવા માંડે છે.

**મહેતાજી**—એ માટે યંત્રસાહિત્ય થકી માતબરોનું સારું અને ગરીબોનું માઠું એવું કાંઇ નથી. એમાં બન્નેનું સારું થાય છે, અને યંત્રસાહિત્ય ઘણું જ ચાલ્યાથી અથવા તે સુધાર્યાથી પણ એવું થાય છે કે, સર્વને વધતી સંપત્તિનો ઉપભોગ થાય છે.

**ગોપાળ**—હા; કોઇ પણ ઠેકાણે પુંજી વધી એટલે ગરીબોને કોઇ પણ પ્રકારે ધંધો મળશે; અને યંત્રસાહિત્યવડે પેદા થયેલી જિનસોની કીંમત કમી થઇને તે જિનસો, ગરીબોને વેચાતી લેવાને સુતરુ પડીને તેઓનો સંસાર સારી રીતે ચાલશે.

**મહેતાજી**—જ્યાંહાં ઘણી સંપત્તિ હોય છે ત્યાંહાં મ્હોટાં મહાભારત કામ બની આવે છે. ડુંગર ફોડીને તે માંહેથી રસ્તો બંધાય છે; દૂર દૂરની નદીઓને મ્હોટી મ્હોટી નીકો બંધાઇને એક બીજા સાથે મેળવાય છે; મ્હોટા મ્હોટા સારા પૂલો તથા ઇમારતો બંધાય છે; અને ઘણા પ્રકારનાં સારાં ચમત્કારિક કામો બને છે. એ સિવાય ખેતી, શિલ્પ વહેવાર, એવાં એવાં કામોમાં પુંજીનો હમેશાં વહિવટ થાય છે; તેણે કરીને હજારો જણ ધંધે લાગે છે; એ એવું જે સઘળું થાય છે એનું કારણ શું ? માતબરોની તરફથી તેઓની પોતાની પુંજીનો વહિવટ થવો, એ જ એનું કારણ. કેમકે જે રાજ્ય સારું સુરક્ષિત હોય છે તથા જેમાં છૂટાપણું હોય છે ત્યાંહાં હરકોઇ માણસ પોતાની પુંજી માંહેથી, કાંઇક પણ પુંજીનો વહિવટર કર્યા વગર રેહેનાર નહીં. એટલા સારુ પુંજીની જેવી મર્યાદા તથા માન હોય છે, તે પ્રમાણે લોકોને ધંધો મળેછે. આપણે આગળ બોલી ગયા તે પ્રમાણે જોતાં એવું છે કે, પુંજીનું જેવું માન હોય છે, તે પ્રમાણે ઉદ્યોગનું માન થાય છે. જે પુંજીદાર નવું યંત્ર ચાલૂ કરે છે, તેને તો તે થકી તુરત લાભ થાય છે, પણ ઘણો સારો અને ઘણો ટકવા લાયક જે લાભ થવાનો, તે લોકોને થાય છે. યંત્રસાહિત્યવડે જે માલ ઉત્પન્ન થાય છે, તેની કીંમત ઓછી થાય છે. તેણે કરીને લોકોને ફાયદો થાય છે; જેના યોગથી હાથ મેહેનત ઓછી થાય છે. એવા વેપાર ચાલૂ થવાથી કામ કરનાર લોકોનું જેવું સારુ થાય છે, તેવું સારું બીજા લોકોનું થતું નથી; કેમકે માલ સસ્તો થયેથી ઘણું કરીને કામ કરનાર મજૂર લોકોને તે માલ વેચાતો લેવાને સુતર પડે છે.

**ગોપાળ**—મહારાજ, મ્હેં એવું સાંભળ્યું છે કે, યંત્રસાહિત્ય ચાલૂ થવાની આગમજ શિલ્પી લોકો જે કામ કરતા તથા તેની જે મજૂરી તેમને મળતી, તેવી મજૂરી હાલ મળતી નથી એ કેમ ?

**મહેતાજી**—તેવી મજૂરી તેમને મળવાની નહીં. જે કામનો કોઇએક ભાગ યંત્રસાહિત્યવડે બનતો હોય અને જે કાળ હાથ મેહેનતવડે કામ કરવાને લાગે છે; તેના કરતાં ચોથા હિસ્સાના કાળમાં યંત્રસાહિત્યવડે તે કામ પૂરતી રીતે બની શકે તો તે કામને વાસ્તે થોડી મજૂરી મળશે; કેમકે ફકત હાથ મેહેનતવડે કામ કરનારના જેટલી મજૂરી યંત્રસાહિત્યવડે કામ કરનારને આપવી એ ઠીક નહીં. હશે, પણ યંત્રસાહિત્યવડે કામ કરનારને જે મળે છે, તે જો કે તે કામ કરે છે તેના માન પ્રમાણે મળતું નથી, તો પણ તે આગળ ફકત હાથમેહેનતવડે કામ કરતો, તેના કરતાં તેને વધારે મળે છે, એવું નજર આવશે.

**ગોપાળ**—તે કામ કરે છે, તેના માન પ્રમાણે તેને મળે નહીં એ તો વાજબી નહીં.

**મહેતાજી**—કેમ વાજબી નહીં? વાજબી છે; કેમકે તેના કામનો ઘણોક ભાગ તો યંત્રસાહિત્યવડે થાય છે. સબબ તે યંત્રસાહિત્યને રોજમુરા માંહેથી કંઈ ભાગ આપવો જોઇએ. તે ભાગ તે યંત્રસાહિત્યને આગમજથી જ મળ્યો હોય છે; કેમકે યંત્રસાહિત્યમાં શિલ્પી જે સ્થિર પુંજી નાખે છે, તેને રોજમુરાનો જ અંશ સમજવો.

**ગોપાળ**—ત્યારે તો શિલ્પી પોતાની પુંજીના બે ભાગ કરતો દેખું; ને તે માંહેનો એક સ્થિર પુંજીના આકારમાં યંત્રસાહિત્યમાં નાખી મુકીને બીજો ફરતી પુંજીના આકારમાં રોજમુરો આપવાના કામમાં વાપરતો દેખું.

**મહેતાજી**—હા, ને વળી એવું પણ છે, કે મજૂર લોકો કેહે છે કે, યંત્રસાહિત્ય ચાલૂ થવાથી ધંધો બુડ્યો. યંત્રસાહિત્ય ન હોત તો સારું થાત, પણ હમે શું કહિએ છૈએ કે તેમનું તેમનેજ સમજાતું નથી; યંત્રસાહિત્ય થકી જે ફળો પ્રાપ્ત થાય છે, તેઓનો તેઓ ખરેખરો વિચાર કરી જોવે તો તેમને એવું માલુમ પડે કે, યંત્રસાહિત્યથકી, અમારું પોષણ થાય છે, એટલું જ નથી પણ જીવતાં રહેવાનાં પણ તેઓ કારણ થયા છે. કેમકે વસ્તેવ, પવન, વગેરે મૂળતત્ત્વો, પોતપાતાની ચમત્કારિક શક્તિવડે પરોપકારને સારુ યંત્ર ચલાવે છે. તે થકી જે કામો બની આવે છે, તેણે કરીને જીવનું રક્ષણ થાય છે. એવું જો થાત નહીં તો યંત્ર વેપાર ઉપર પેટ ભરનારાઓ માંહેથી ઘણાક જણ જીવ્યા ન હોત.

**ગોપાળ**—યંત્ર બાબત લોકો જે જે બાધો કાહાડે છે, તે સઘળા તમે સારા તોડ્યા. વાટસ સાહેબે વરાળનું યંત્ર બનાવ્યું, તે થકી જે હિતકારક કામો નિપજે છે, તે વિશે હમે જે શંકા લીધી હશે, તેમજ સર રિચ્યર્ડ આર્ક રાઈટ એણે તે યંત્રને

જે સંસ્કાર કીધા, તે વિશે મ્હેં દોષ મેહેલ્યો હશે તો તે અણસમજથી થયું. તે વિશે મ્હને માફ કરવી.

**મહેતાજી**—મ્યાક ફર્સન સાહેબે વ્યાપારવૃત્તાંત વિશે એક ગ્રંથ કર્યો છે. તે માંહેનો કંઇ ભાગ હું તને વાંચી સંભળાવું છઉં; એટલે સદરહુ ગ્રંથ બનાવનાર સાહેબ, આર્ક રાઈટ સાહેબે શોધી કાઢેલી યુક્તિઓને કેટલી મ્હોટી માને છે, એ તને માલુમ પડશે.

જો આર્ક રાઈટ સાહેબે ઘણી સંપત્તિ મેળવી હોય તો તે સંપત્તિને યોગ્ય હતો. તેણે પોતાનાં સારાં સારુ લોકોનું ઘણું જ સારું કર્યું; તેણે કરીને એને એવાં ફળ મળી આવ્યાં, કે મ્હોટા અને હજારો દિવસ લગણ કીર્ત્તિ રહે એવા હજારો જય મળ્યા સતે પણ તેવું ફળ મળત નહીં. તેણે મેહેનત ઘણી ઓછી કરી નાખી, તેણે કરીને ગરીબોનો ધંધો ન ખુડતાં, ઊલટું એવું થયું કે, કમી મેહેનત પડીને ઘણું જ કામ થવા લાગ્યું; ને અગાઉ જેટલા લોકો કામે લાગતા હતા, તેમના કરતાં વધારે લોક કામે લાગવા માંડ્યા. તેણે સુતર કાંતવાનાં યંત્રો ઉત્પન્ન કીધાં. ત્યાર પછી સુમારે પચીસ વરસે સન ૧૭૮૫ ઇસવીમાં એવું માલુમ પડ્યું કે, ઇંગ્લાંડ દેશમાં લાન્કાશૈર, ચેશૈર, ડર્બી, નાટિંગહામ અને લેસ્ટર એ શેહેરોમાંહેના સુતરના કામના કારખાનામાં પાંચ લાખ લોકો કામ કરવા લાગ્યાં. સર રિચ્યાર્ડ આર્ક રાઈટ સાહેબ ઇંગ્લાંડ દેશમાંહેના કસબી લોકોનો તથા વેપારી લોકનો અત્યંત હિત કરનારો, પૃથ્વી ઉપર ઘણું કરીને સઘળાં ઠેકાણા માંહેના રુ વાવનારા લોકોનો કલ્યાણ કરનારો અને જગતમાં જે ઘણા પ્રસિદ્ધ ઉપકાર કરનારા થઈ ગયા, તેઓના જેવો જ છે. સબબ તેમના નામની જોડે એના નામનું પણ સ્મરણ યોગ્ય છે.

**ગોપાળ**—સર રિચ્યાર્ડ આર્ક રાઈટ સાહેબનાં ઘણાં સારાં વખાણ થયાં એ એને લાયકજ છે. વારુ, પણ મહારાજ! શિલ્પી લોકો થકી ઘણો જ માલ ઉત્પન્ન નહીં થાય કે? અને એવું થયેથી ખપ કરતાં વધારે માલ પેદા થવાનો નહીં કે?

**મહેતાજી**—કહીં કહીં એમ થાય છે કે, એકાદો માલ ઘણો જ નિપજે છે. બજારમાં કોઈ વખતે શીનનું કાપડ, અથવા સણના દોરાનું કાપડ અથવા તેમજ એકાદિ બીજી જિનસ, ઘણી જ થઈ જાય છે. એવું થયું એટલે તે જિનસની રેલ થઈ એમ કેહેવાય છે; રેલ થયેલી જિનસ, બીજી જિનસો કરતાં ઘણી જ વધારે હોય છે; ને તે જિનસ વેચાતી લેવાને તે સઘળીને બદલે આપવાને તેની કીંમતની જિનસ ન મળે એવું થાય છે; સબબ તે ઘણી થયેલી જિનસ વગર વેચેલી રહે છે; પણ તે ઉપરથી

આપણુને સઘળી વસ્તુઓ ઘણી જ મળે, તથા તે સઘળીઓની જ રેલ થાય, એવું મનમાં લાવવું એ તો ઘેલાઇનું કામ.

**ગોપાળ**—એવી રેલ થઇ સતે સઘળા લોકોના જ હિતની વાત થશે એમ નથી.

**મહેતાજી**—કેમ નહીં ? તેમાં સઘળાનું સારું છે; ને તેમાં મજૂર લોકોનું તો ઘણું જ સારું છે. પોતાની મેહેનત સિવાય જેઓની પાસે બદલામાં આપવાને બીજું કંઈ જ નથી, એવા લોકો ખપ કરતાં વધારે થયેલી જિનસો કેમ લે છે, એ તો તેં હવડાં જ સાંભળ્યું; માટે સઘળામાં રેલમછેલ થઈ તો તે લોકોને ઘણું જ મળશે. સે સાહેબે દેશવ્યવહારવ્યવસ્થા ઉપર એક ઘણો જ સારો ગ્રંથ બનાવેલો છે. તેમાં છાપવાની યુક્તિ પ્રગટ કરચા બાબત જે પ્રકાર કહ્યો છે, તે તને સંભળાવીને યંત્રસાહિત્યના લાભ વિશે જે મ્હારું ભાષણ ચાલ્યું છે, તે પૂરું કરું છઉં.

છાપવાની હિકમત ચાલૂ થઇ ત્યારે એમ લાગવા માંડ્યું કે, ગ્રંથોની નકલ કરનારાઓ માંહેથી ઘણાએકોનો ધંધો બુડવાનો; કેમકે નકલ કરનારા ૨૦૦ માણસો હોય તો તેમના જેટલું કામ એકલા છાપનારને હાથે બને; ત્યારે ૨૦૦ માંહેથી ૧૯૯ માણસોએ એ ધંધામાંહેથી નિકળી જવું એમ થશે; પણ એવું થયું નહીં. લખેલા ગ્રંથો કરતાં છાપેલા ગ્રંથો વાંચવાને ઘણા સુગમ થયા તથા પેહેલાં કરતાં થોડે પૈસે મળવા લાગ્યા તથા જેણે કરીને મનને બોધ થાય, અને સારી ખુશી ઉપજે એવા ઘણા ગ્રંથ બનાવાની હોંસ, ગ્રંથ બનાવનારાઓને છાપવાની હિકમત ઉપરથી પેદા થઈ ને સેવટ થોડા વખતમાં એવું થયું કે, અગાઉ જેટલા ગ્રંથની નકલ કરનારા હતા તેમના કરતાં વધારે છાપનારા ધંધે લાગ્યા. હવે એવા લોકો જે છાપવાના કામમાં લાગેલા છે તથા છાપવાની હિકમત બાહાર પડ્યાથી જે બીજા લોકો કામે લાગેલા છે, તે માંહેના કેટલાક જણ છાપવાનાં બીબાં બનાવે છે, કેટલાક ગ્રંથોને પુઠાં બાંધે છે, કેટલાએક ચોપડિઓ વેચે છે ને કેટલાક જણ છાપવા સારુ ચિત્રના આકાર ધાતૂ ઉપર કોરી કાઢે છે. એ સઘળાની ગણત્રી કાઢી હોય તો, છાપવાની હિકમત બાહાર પડ્યાની આગમજ જે લોકો ગ્રંથ તૈયાર કરવાનો ઉદ્યમ કરતા હતા, તેઓના કરતાં સો ગણા વધારે માણસ તેજ ઉદ્યોગ કરે છે, એવું ઘણું કરીને નજરે પડશે.

**ગોપાળ**—ત્યારે ગ્રંથ વાંચનારાઓની સંખ્યા તો ઘણી જ વધી હશે. ઉદ્યોગ વેંહેંચાતો કરવા બાબત આપણો સંવાદ ચાલ્યો હતો ત્યારે, જ્ઞાનનો ફેલાવો કરવાને છાપવાની હિકમત ઘણી જ અનુકૂળ પડી છે, એવું જે આપનું બોલવું થયું હતું તે તો આપને યાદ હશે જ.

વારુ, પણ યંત્રસાહિત્યવડે જે જિનસ ઉત્પન્ન કરવાની તે કેવી પણ હોયની, તો પણ તેમાં આગળ કરતાં વધારે માણસ લગાડવાની મ્હને લાગે છે કે કંઈ જરૂર નથી.

**મ્હેતાજી**—નહીંસ્તો, એમાં શું કેહેવું. કોઇ એક કસબમાં યંત્ર ચાલૂ કરયું હોય તો તે કસબમાં અગાઉ જે માણસો લાગતાં, તે કરતાં વધારે માણસો લગાડવાની કાંઈ જરૂર પડતી નથી. આગળનાં જ માણસો યંત્રના યોગથી જે વધારે જિનસો પેદા કરે છે તે એટલી તો વધારે થાય છે કે, તેનો વધારે ખપ થયો સતે પણ કેટલેક વખતે તે જિનસ પૂરી પડે છે. એકાદિ જિનસ વધારે થઇ ને તેનો ખપ થતો નથી, ત્યારે તે વધારે ઉત્પન્ન કરતા નથી. તેણે કરીને મજૂરી થોડી પડે છે. ત્યારે પછી કેટલાક માણસોને કામમાંથી કાઢવાં પડે છે. તેણે કરીને પેહેલાંના જેટલી પુંજી લાગતી નથી. જે પુંજી બચે છે, તે બીજા કામમાં લગાડી હોય તો પુંજીદારને તથા લોકોને પણ સારું થાય છે ને પછી સંર્વાળે એવું થાય છે કે, જે માણસોને કામમાંથી કાઢી મુક્યા હોય છે, તેમને ધંધો મળે છે.

આ પ્રમાણે જોતાં પુંજી સ્થિર હો કે ફરતી હો, પણ તે દેશની ઊપજને વધારવાને હંમેશાં અનુકૂળ થાય છે. એ વાસ્તે મ્હને લાગે છે કે, પુંજીનું લક્ષણ આમ કરવું, કે ઉત્પન્ન કરવાના જે પદાર્થ તે ઉત્પન્ન કરવાને અવઘડ ન પડે એવું થવા સારુ જે ઉપજ એકઠી કરી મુકે છે તેનું નામ પુંજી. એવી દેશમાં સઘળા રહેનારા પાસે પુંજી એકઠી થઈ હોય તે ધ્યાનમાં લઇને બોલવું હોય તો દેશની પુંજી એમ બોલે છે. સારાંશ, રસ્તા, નેહેરો, પૂલ, ગોદીઓ, ચક્કીઓ, કોઠારો, કારખાનાં, દુકાનો, ભઠ્ઠીઓ, યંત્રો, વાહાણો, હોડીઓ, ગાડીઓ, બળદો, હોળ, પાણી છીપવાના કુઆ, તળાવો, વગેરે એ સર્વે સ્થિર ભંડોળના પ્રકાર જાણવા. તેમ જ, અનાજ, સઘળા પ્રકારની સામગ્રી, વહેવારમાં નાખેલો પૈસો, વેચવાનો માલ, વગેરે સઘળા ફરતા ભંડોળના પ્રકાર જાણવા. એ માંહેના કેટલાકનું આગળ વર્ણન થશે. હવે તે ભંડોળ ઉપર જે મજૂરોનું તુરત ગુજરાન થાય છે, તે મજૂર લોકો વિશે તથા તે પ્રકરણ સાથે જેનો ઘણો જ પાસેનો સંબંધ, એવું જે લોક સંખ્યા પ્રકરણ, તે બાબતસર પણ આપણે કાલે વિચાર કરીશું. સારાંશ, સંપત્તિ ઉત્પન્ન કેમ થાય છે, તે પ્રકાર કહીને પૂર્વભાગ પૂરો કર્યો. હવે ઉત્પન્ન થયેલી સંપત્તિની કેવી કેવી અને કયે, કયે, ઠેકાણે વેંહેંચણ થાય છે, એ બાબતનો જે ઉત્તર ભાગ, તેનો આરંભ કરીશું.

## ઉત્તરભાગ સંવાદ ૮ મો

—✲✲✲✲✲—

### રોજમુરો તથા લોક સંખ્યા વિશે

**આમાં રોજમુરાનું સર્વ થકી મ્હોટું માન કયું-લોક સંખ્યાના કરતાં કયાંહાંક ભંડોળ કમી હોય છે, કયાંહાંક વધારે હોય છે; તે પ્રમાણે રોજમુરાનું માન હોય છે-થોડી પુંજી હોય એટલે મજૂરીની થોડી ગરજ પડે છે-રોજમુરો કમી થાય છે, અને પુંજીદારોને ઘણો ફાયદો થાય છે-પુંજી વત્તી થઈ એટલે મજૂરીની ગરજ વધે છે અને પુંજીદારોને ઓછો ફાયદો થાય છે-બીજા કામોની પેહેલાં અન્નવસ્ત્ર વગેરે ગુજરાનનો સંગ્રહ કરી મુકવાની જરૂરછે-પુંજી ન વધતાં લોકોની સંખ્યા વધી હોય તો રોજમુરો કેમ કમી થાય છે-અનાજ વગેરેનું દુર્ભિક્ષ થએ સતે રોજમુરાને કેમ અને શું થાએ છે-દુર્ભિક્ષની વેળાએ રોજમુરો વધ્યો તો શું થાયછે-અનાજ વગેરેની ઘણી જ મ્હોટી કીંમત તે કેવી-રોગને લીધે લોકોની ઓછ થઈ હોય તો રોજમુરાના દરને શું થાય છે-કામ કરનાર લોકોને કામે રાખવા, એ પુંજી ને આધીન હોય છે, જે કામ કરવાનું તેને આધીન નથી હોતું-આયરલાંડ દેશમાં રોજમુરાનો દર કેવો હોય છે-શેહેર તથા ગામડાં ગામ એઓમાં રોજમુરા કેવા હોય છે-અદ્રવ્યમય પુંજી તે શું,એ વગેરે કહ્યું છે.**

**મ્હેતાજી**—આપણા પાછલા સંવાદમાં બોલવું થયું, તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, પુંજી જેવી માતબરોને હિતકારક છે, 'તેવી ઘણું કરીને ગરીબોને પણ હિતકારક છે. પુંજી જો જોઇએ તો માતબરોનો માલ છે, પણ તે માલવડે ગરીબોની સંભાળ થાય, એવો તે માલનો સ્વભાવ છે.

**ગોપાળ**—પુંજી મજૂરો પાસે તો રોજમુરાને રૂપે આવે છે; વાસ્તે મજૂર જે કામ કરે છે, તે માંહેથી પુંજીવાળાને કંઇ નફો થયો જોઇએ. વારુ મજૂરોને જે રોજમુરો આપે છે, તે રોજમુરાના માન પ્રમાણે નફો કેટલો થાય છે તે મ્હને કેહેવું.

**મહેતાજી**—તે નફો જુદા જુદા માન પ્રમાણે થાય છે. મજૂરોના રોજમુરાનું એક માન એવું છે કે, મજૂરોના પેટ પૂરતો રોજમુરો જાઇએ. તે કરતાં ઓછો હોવો ન જોઇએ; કારણ કે તે ઓછો હોય તો મજૂરોને હાથથી મેહેનત થવાની નહી

**ગોપાળ**—રોજમુરાનું બીજું એક માન એવું હોવું જોઈએ, કે મજૂર જે કામ કરે છે, તે કામની કીંમત જેટલો જ તે રોજમુરો હોવો ન જોઇએ. કેમકે જો તે મજૂરના ધણીને તેના યોગથી કંઈ પેદાયશ થઈ નહીં તો, તે તેને કામ ઉપર રાખવાનો નહીં.

**મહેતાજી**—આ આવાં મજૂરોના રોજમુરાનાં બે માનો છે, એના પેટામાં બીજા ઓછા વત્તા ભેદ ઘણા છે. જો મજૂરોના રોજમુરાથી તેમનું એકલાનું જ પેટ ભરાયું ને તેમનાં બઈરાં છોકરાંનું પેટ ન ભરાયું તો મજૂર લોકો ધીમે ધીમે ઓછા થતા જશે. તેમનું ઓછાપણું થયું, એટલે પછી રોજમુરો વધશે. તેણે કરીને વધારે સુખથી ગુજરાન કરી તેઓ પોતાના કુટુંબનું પોષણ કરશે, પણ પુંજીદાર તો જેટલો પોતાનાથી રોજમુરો ઓછો થઈ શકે, તેટલો ઓછો કરવાને જુએ છે, માટે જ મજૂરોને અને તેમનાં કુટુંબને અનાજ લુગડાં વગેરે નિર્વાહ પૂરતાં મળે છે, ને તે કરતાં વધારે મળે છે એવા તો કોઈક જ.

**ગોપાળ**—નિર્વાહ જેટલું મળવું, એ ઉપરથી શું સમજવું?

**મહેતાજી**—ઘણા જ ગરીબ લોકો જે દેશમાં હોય છે, તેમને ત્યાંહાં હવાની પ્રમાણે તથા રીતિ પ્રમાણે, તેઓના જીવનું તથા શરીરની પ્રકૃતિનું રક્ષણ થવા સારુ અને તે જોવામાં યોગ્ય લાગે તેટલા માટે આવશ્યક અન્નવસ્ત્ર, રહેવાની સોઈ, એટલું જો હોય તો પછી નિર્વાહ જેટલું મળ્યું એમ સમજવું. કાષ્ઠ તથા ગરમ કપડાં ઈંગલંડ સરખા થંડા દેશમાં જરૂરનાં છે. તેવાં તે આપણા આ દેશમાં અથવા આફ્રિકા ખંડમાં જરૂરનાં નથી. લોકોની હાલત સારી થઈ તેથી, તથા સંપત્તિથી તથા કળા કૌશલ્યની ચાલ થઈ તેથી, લોકોના નિર્વાહને જરૂરના એવા જે પદાર્થો તેમનું માન ઘણું વધ્યું. હાલમાં સણના દોરાનું વિલાયતી કાપડ વાપરવું જરૂર છે એવું સઘળા લોકોને લાગે છે. જોડા તથા પગનાં મોજાં એ પણ તેવાં જ લાગે છે, ઘરમાં ખુર્સિઓ, હાંડિઓ, એવો સામાન રાખવો, તેમ જ તેમાં કાચની બારિઓ તથા ધુમાડિઆં કરવાં જોઈએ એમ થયું છે. એ એવું કરવાની ઈંગલંડ સરખા દેશમાં ઘણી જરૂર છે. જો એવી રીતની રેહેવાની સોઈ તેમને ન હોય તો તેમનામાં મોત ઘણાં વધે. આયરલંડ દેશમાં ને તેમજ આ દેશમાં તો ખેડુત પોતાનાં છોકરાં છૈઆંને કંઈ જેવી તેવી બાંધેલી ઝુપડીમાં મ્હોટાં કરે છે, ને તે ઝુપડીને એક બારણું હોય તે જ તેને બારી અને ધુમાડિઉં.

**ગોપાળ**—વિપત્તિ કાળમાં રેહેવાની સારી સોઈ ન હોવાથી મોટું દુઃખ થાય છે. એ માટે સારા સુખવડે રેહેવું નહીં. કણબી તથા મજૂરોની પેઠે કષ્ટ તથા અડચણો ખમીને રહેવાની ટેવ પાડવી, એટલે પછી વિપત્તિ કાળમાં દુઃખ થવાનું નહીં.

**મહેતાજી**—પણ અનાજ અને કપડાં વગેરેની ઓછ ન જોઇએ. તે સારી પેઠે જોઇએ તેટલાં મળવાં જોઇએ. ઇંગલંડ દેશના ખેડુત લોકોની ઝુપડીમાં આરોગ્યતા, સ્વચ્છતા, શાહાણપણ તથા સુખ એ જેવાં હોય છે તેવાં આ દેશના કણબીની ઝુપડીમાં હોતાં નથી. ભાજી પાલો અથવા જાડું પાતળું ધાન ખાઇને રહેનારાઓના કરતાં, માંસ, રોટલા, દૂધ, ઘી વગેરે ખાનારાઓનું જોર, હુશિયારી અને ઉદ્યોગ વધારે હોય છે.

**ગોપાળ**—ગરીબ લોકોએ પોતાને જેટલું સુખ થાય તેટલું કરી લેવું એ ઠીક છે, પણ તેઓનો રોજમુરો ન્હાનો, સબબ તેઓથી તે સુખનો ઉપભોગ ઘણું કરીને થતો નથી. એટલા વાસ્તે તેઓએ તે સુખની આદત પાડવી નહીં એ જ સારું, એવું મ્હને લાગે છે.

**મહેતાજી**—ગરીબોને જે સુખ તથા રહેવાની સોઇની જરૂર છે, તેનું માન કમી કર્યું સતે, ફક્ત તે ગરીબોના ઉપભોગ ઓછા થાય છે એટલું જ નહીં, પણ વિપત્તિકાળમાં તેમને ગુજરાન ચલાવવાનો એક ઉપાય રેહેતો નથી. પેટને જરૂરના જે પદાર્થો, તેટલા જ ફક્ત મળવા માંડ્યા તો પછી તે કમી કરી શકાવાના નહીં. દુર્ભિક્ષ થયું તો નાશ જ થવાનો. જેઓ ફક્ત અનાજ ઉપર જ પોતાનો નિર્વાહ કરે છે, તેમને તે અનાજ મળે નહીં એવું થયું, એટલે તેઓ માંહેના હજારો મરવા માંડે છે.

**ગોપાળ**—કનિષ્ઠ સ્થિતિના લોકોને માત્ર પેટ કરતાં કંઈ વધારે મળે એવા દરનો સુસારો હોય તો ઘણું જ સારુ થાય.

વારુ પણ રોજમુરો અમુક દરનો જ જોઇએ, એવું શા ઉપરથી ઠરાવવું?

**મહેતાજી**—મુલ્કમાં મજૂર લોકોનું તથા પુંજીનું જેવું માન હોય છે, તે પ્રમાણે રોજમુરાનો દર ઠરાવવામાં આવે છે.

**ગોપાળ**—અથવા એમ કે, જે લોકોનું પેટ ભરવાનું તેઓનું અને જે પેટને વાસ્તે આપવાનું તેનું જેવું માન હશે, તે મુજબ રોજમુરાનો દર ઠરાવવામાં આવશે.

**મહેતાજી**—હા, મુસારાનો દર ઠરાવવા વિશે બીજા કશાનો આધાર ન હોય તો તે આ જ કારણથી ઠરાવ્યામાં આવે છે અને એ જ કારણસર મેહેનતની જરૂર પડે છે, અથવા તે ન પડવા જેવું થાય છે. એ પ્રકાર તને સારો સમજાય એટલા સારુ એનો આપણે થોડે માને વિચાર કરિયે. આપણે એવું ધારીએ કે, આપણે એક ઉજ્જડ બેટમાં વસ્તી કરી, ત્યારે ત્યાંહાં વસનારા લોકો પોતપોતામાં જમીન વેંહેંચી લઇને પોતાના ગુજરાન સારુ ખેતી કરવા લાગ્યા અને જમીનના ધણી પણ તેઓ અને મજૂર પણ

તેઓ જ. એટલે મેહેનતનું જે ફળ એટલે પાક તે તેઓ બધો લેવા લાગ્યા. એવી હાલતમાં રહેતાં એમના બંદરમાં એક વાહાણ ભાંગ્યું, અને તે ઉપરના કેટલાક ખલાસી લોકોએ પોતાના બચાવને સારુ એમનો કિનારો પકડ્યો, તો પછી આગળ શું થવાનું? તે ખલાસિઓ તો મજૂર થશે અને પોતાનું ગુજરાન તથા ધંધાને સારુ તેઓ, પેહેલા વસ્તી કરનારાઓના આસરાથી રેહેશે.

**ગોપાળ**—વારુ, પોતાના ગુજરાન કરતાં વધારે સાહિત્ય એ વસનારાઓએ મેળવી નહીં રાખ્યું હોય તો પછી એઓ પેલા નવા આવનારાઓની સંભાળ શી રીતે કરશે? પુંજી વગર એમનાથી તેમને કામ ઉપર રખાવાના નહીં, એ તો આપણને માલુમ જ છે.

**મહેતાજી**—તેં ઠીક કહ્યું. એ લોકોમાં જે ઘણા ઉદ્યોગી હશે, તેઓએ પોતાના રોજના ખપ કરતાં વધારે અનાજ મેળવી રાખ્યું હશે, તેમની પાસે કાંઇ થોડોક જમાવ બાકી વધી વધીને થયો હશે, તે જ એમની પુંજી. તેનો તેઓ વહિવટ કરશે. તેણે કરીને તે વાહાણ માંહેથી બુડતા બચેલાઓમાંહેથી થોડાએકની પણ સંભાળ એમનાથી થઇને તેઓને ધંધો મળશે. એમની પાસે જે કંઈ વધારે હશે, તે માંહેથી થોડું થોડું આપણે હાથ આવે એવી તે બીચારા આસરા વગરના માણસો ઇચ્છા કરવા લાગશે; અને પોતાના જીવના રક્ષણને સારુ થોડાં અનાજને માટે દરેક જણ પોતપોતાની મજૂરી જ બદલામાં આપવા લાગશે. એ પ્રમાણે તે બેટ માંહેલી પુંજી ત્યાંહાંના લોકોની સંભાળને પૂરી પડે તેવી ન થઇને મજૂર લોકોમાં ધંધાની ચઢાચઢી થશે; તેને લીધે મુસારો ઘણો ઓછો થશે; પુંજીદારને તે મજૂરોની મેહેનત થકી મ્હોટો ફાયદો થશે. એ વાસ્તે થોડી પુંજી હોય, એટલે મેહેનતની થોડી જરૂર પડે છે.

**ગોપાળ**—મેહેનતની જરૂર, એ ઉપરથી, મજૂર લોકોને, કયાંહાંપણ કામ મળે એવી જ ગરજ હોય છે તે; કે પુંજીવાળાને મજૂર લોકોનો ખપ હોય છે તે, સમજવું?

**મહેતાજી**—મજૂરોની મેહેનતની જરૂર પુંજીવાળાને હોય છે અને પુંજીવાળા પાસેથી મળવાનો જે મુસારો તેની અગત મજૂરોને હોય છે ને મુસારો કહ્યો એટલે તે કામ કર્યા થકી જ મળે છે; એ માટે ગરીબ લોકો કામ મળે તેવું જોતાં ફરે છે, એવી જે કામ મળવાની જરૂર, તે જ મેહેનતની અગત, એવો અર્થ દેશવ્યવહારવ્યવસ્થા ઉપરથી થતો નથી, એ ત્હારે ધ્યાનમાં રાખવું.

**ગોપાળ**—ત્યારે મજૂરોની જરૂર પડે છે, એમ બોલવું એટલે મ્હને લાગે છે કે, કંઇ વેહેમ પડવાનો નહીં.

**મ્હેતાજી**—હા, ખરું, મજૂરો પાસે થકી કામ કરાવીને તેને બદલે તેમને તે મુસારો, પેટીઉં અથવા બીજા કોઈ પ્રકારનું દેવું આપવાને જેઓ સમર્થ છે, તેઓને મજૂરોની જે ગરજ પડે છે, તેનું નામ મેહેનતની જરૂર, એમ સમજવું.

વારુ, પણ પેલી નવી વસ્તીમાં મજૂરોએ મેહેનત કરીને પોતાના ધણીને મ્હોટો ફાયદો કરી આપ્યો તો શું થશે?

**ગોપાળ**—તેઓએ સારો અને ઘણો પાક કરી આપ્યો તો તેમને સારું પેટીઉં મળશે.

**મ્હેતાજી**—જેઓએ તે પાક ઉત્પન્ન કરી આપ્યો, તે પાક કંઇ તેમનો નહીં. તે તો તેમને જેઓએ કામ ઉપર રાખ્યા હોયે તેમનો. ત્યારે તે મજૂરોને તે પાકમાંહેથી મ્હોટો હિસ્સો કેમ મળશે?

**ગોપાળ**—મ્હને લાગે છે કે, તે મજૂરોના ધણીની પાસે પુંજી વધારે થઇ તો તે માંહેથી તેમને વધારે આપવું, એવું તેના મનમાં આવશે.

**મ્હેતાજી**—મ્હારા મત પ્રમાણે તો એવું લાગે છે કે, મજૂરોની મેહેનત થકી જેટલો ફાયદો થશે તેટલો તે પુંજીવાળો કરી લેવાનો. તેની પુંજી વધી તો પોતાનું કામ કરનારા લોકોનો મુસારો ન વધારતાં તે મજૂરોની સંખ્યા વધારશે. વધારે મજૂર રાખવાનું સામર્થ્ય હોય એટલે મેહેનતની જરૂર વધે છે. તેણે કરીને મુસારો અથવા મેહેનતને બદલે જે આપવાનું તે વધારે આપવું એવું થાય છે, એ હું તને આગળ કહીશ.

પેલી વસ્તી કરનારા લોકોની પુંજી મજૂરોના ઉદ્યોગવડે એટલી તો વધશે કે પેલા નવા આવેલાની સંભાળ કરવાને કંઇ અડચણ પડવાની નહીં. એવી રીતે વધેલી પુંજીના ધણી પોતાની ચાકરીમાં મજૂરોને રાખવાને ખુશી થશે; તેઓમાંનો એક પોતાની ઝુંપડી બાંધવાને, એક પોતાનાં ખેતરને ફરતી વાડ નાખવાને અને એક પોતાની હોડી બાંધવાને તે રાખશે; કેમકે વધારે થએલી પુંજી વાપરયા વગર કંઇ ફાયદો કરવાની નહીં. તેથી મ્હને પેહેલાંથી કામ મળે, મ્હને પેહેલો કામે રાખે એવી મજૂર લોકોમાં પડાપડી થવાની નહીં, પણ મજૂર લોકોને પોતાની કને રાખવાની પડાપડી કામ ઉપર રાખનારા લોકોમાં થશે. તેણે કરીને રોજમુરાનો દર જરૂર વધવાનો, ને તેથી પુંજીદારનો નફો ઘટશે.

**ગોપાળ**—હાં હાં, એ તો છેક ઉઘાડું જ છે તો. જો વિઠ્ઠલ પોતાને ત્યાંહાં કામ કરાવવાને એક માણસને એક દિવસના આઠ આના આપવા લાગ્યો, પરસોતમ પોતાની હોડી કરવાને બાર આના આપવા લાગ્યો અને કલ્યાણ પોતાનાં ખેતરને વાડ કરવા

સારુ એક રૂપિઓ આપવા લાગ્યો તો મુસારાનો દર વધીને દર દિવસે એક રૂપિઆ પ્રમાણે થશે, અને જો વિઠ્ઠલ અને પરસોતમ એઓ કલ્યાણ જેટલું આપતો હોય તે પ્રમાણે નહીં આપે તો સઘળા મજૂરોને એકલો કલ્યાણ જ પોતાને ત્યાંહાં રાખી લેશે.

**મહેતાજી**—એવા એ માણસોની મેહેનતવડે જે પુંજી વધારે થઈ, તે પુંજીએ મેહેનતની જરૂર વધારે કરીને મુસારો વધાર્યો; એ વાસ્તે, મજૂરોની સંભાળ કરનારી પુંજી ઘણી થઈ, એટલે પુંજીદારોએ થોડા ફાયદાથી જ તૃપ્ત થવું જોઇએ; અને પોતાને ત્યાંહાં કામ કરનારા મજૂરોને મોકળે હાથે મુસારો આપ્યો જોઇએ.

**ગોપાળ**—અહા: એ તો આનંદ ભરેલી જ વાત! હું એવું જ ઇચ્છતો હતો. પણ મહારાજ, બીજે વરસે તે વસ્તી કરનારાઓએ પેલા મજૂરોને પોતાનાં ખેતર ખેડવામાં કામે ન લગાડતાં, ઘર બાંધવાને તથા ખેતરની વાડ બાંધવાને કામે લગાડ્યા, તો ફરી પાછી ઉદરપોષણની ઘટ પડવાની તથા તે મજૂરોના આગળ મુજબ હાલ થવાના. આગળ જે વિપત્તિ ભોગવેલી તે ઉપરથી તેઓ આવતા વખતને વિશે હુશિઆરીથી ચાલવા લાગ્યા તો જ માત્ર તેમને વેહેલા પડવાની નહીં.

**મહેતાજી**—ફલાણા કામ ઉપર લાગવું અને ફલાણા કામ ઉપર ન લાગવું, એ કંઈ મજૂરોની મરજી ઉપર નથી. તેમને જે કામ કરવાને રાખ્યા હોય તે પછી ગમે તેવું કાં નથી હોતું, તોપણ તેઓએ તે કર્યું જોઇએ. તેઓને કામ ઉપર રાખનારા તેમના પેટની તદબીરને સારુ હુશિયાર હોય છે. કેમકે તેઓને એમ માલમ હોય છે કે, આપણા માંહેથી જેઓ મજૂરોને માટે તદબીર કરી નથી રાખતા, તેમની ચાકરી આગળ જતાં તે મજૂરોના હાથથી બનવાની નહીં. પેટની તદબીર થયા વગર મજૂરોથી કામ બનવાનું નહીં અને તે વસ્તી માંહેના એકાદા પાસે પૂર્તી રીતે પેટીઆંને માટે આપવાનું હોય ને તે તેણે તેમને ન આપ્યું તો, તે મળ્યા વગર તેઓ કામે લાગનાર નહીં. જો કલ્યાણના જેટલો પાક વિઠ્ઠલે કર્યો નહીં તો, બીજે વરસે કલ્યાણનાં જેટલાં માણસ વિઠ્ઠલથી રાખી શકાવાનાં નહીં. એ વાસ્તે દરેક જમીનનો ધણી ગરજપૂર્તી પેટીઆંની તદબીર, પોતાની પાસે થાય એવું કામ પોતાના મજૂરોને કેહેવાનો; ને પછી તેમને બીજા કામ ઉપર લગાડવાનો. એવી પેટીઆંની તદબીર એકઠી થઈ એટલે મેહેનતની જરૂર પડે છે અને તે મેહેનતની જરૂર મુજબ ગુજરાનને સારુ કેટલું આપવું ન આપવું એ ઠરે છે.

હવે આપણે એમ ધારિએ કે, વાહાણમાંથી બુડતાં બુડતાં બચનારા માણસોએ પોતાની સાથે પોતાનાં બઇરાં છોકરાં પણ આણ્યાં હતાં, ત્યારે તેઓ જો પોતાનાં કુટુંબોનું પોષણ કરવા લાગ્યા તો તેને લીધે રોજમુરાના દરમાં કંઈ વધારે ઓછું થવાનું કે?

**ગોપાળ**—રોજમુરો તેમનો તેમ જ રહેવાનો, પણ તેમને પોતાનું અને પોતાનાં અધરાં છોકરાંનું પોષણ કરવું પડવાનું, તેથી તેમને આગળ મુજબ ખાવા, લેવાનું મળવાનું નહીં.

**મહેતાજી**—જો સંધાઓને પૂર્તી રીતે અન્ન મળ્યું નહીં તો કેવળ નુકસાન. એવાં જે છોકરાં, તેઓ તો મરવા જ માંડશે; ફક્ત ભૂખથી જ નહીં પણ પૂર્તી રીતે અને જોઇએ તેવું અન્ન ન મળ્યાથી જે રોગ ઉત્પન્ન થાય છે, તે રોગથી તેઓ મરશે; સબબ એવું નજર આવે છે કે, તમારા પેલા બાગના માળીની ગાંઠે કંઇ હતું, તેથી ઓછ પડતી નહીં હતી, તેવું ગાંઠે હોય નહીં તો પોતાનો મુસારો કુટુંબની સંભાળ થવા જેટલો થયા વગર મજૂરે પોતાનું લગન કરવું નહીં. હવે આપણે એવું ધારિએ કે, કેટલાંક વરસ સારાં સુખે જતે સતે એક વાદળ ચઢી આવ્યું. તેણે કરીને આપણી વસ્તી કરનારાઓના પાકનો બિગાડ થઇ ગયો; તે એવો કે, ગયે વરસે જે પાક થયો હતો તેનાથી અર્ધો પાક ઉત્પન્ન થયો. ત્યારે એવું થયું હોય તો મેહેનતને બદલે જે મુસારો આપવાનો, તેનું કેમ થશે?

**ગોપાળ**—તે તો ખચીત ઓછો થશે; કેમકે ખોરાકનું ભંડોળ જ કમી થયું; પણ તે કઇ રીતે ઓછો થશે, તે મ્હારી સમજમાં પૂરતું આવતું નથી.

**મહેતાજી**—તેનો શોધ ક્રમે કરીને કરવો. આપણે એવું સમજવું કે, આગળ જેટલા મજૂરો કામ ઉપર રાખ્યા હતા, તેમનાથી અર્ધાને સંભાળવા જેટલી પુંજી આપણી પાસે છે. એવું વિઠ્ઠલને લાગ્યા ઉપરથી તે દીલગીર થઇને અર્ધાને રજા આપશે. પછી તે બિચારા માણસો કામ ખોળવાને તે વસ્તીમાં ભટકવા માંડશે. તેમને કાંઇ કામ ન મળતાં, જે કારણથી તેમને રજા મળી, તે જ કારણથી કામ ઉપરથી નિકળેલાં બીજાં માણસો તેમની નજરે પડશે; પછી તેઓ લાઇલાજ થઇને પોતાના ધણી પાસે જઇને અમને ઓછે મુસારે રાખો, એવી વિનંતી કરશે. વિઠ્ઠલે તેમને કંઇ કામની કોતાઇને લીધે કાઢ્યા ન હતા, પણ તેની પાસે આપવાને ભંડોળ નહીં હતું માટે તેણે તેમને કાઢ્યા હતા. સબબ તે પોતાના આ તંગીના વખતમાં એઓને ઓછો મુસારો આપીને સુખે રાખશે. તે એમની સાથે નવો કરાર કરશે; અને એ જ કરાર પ્રમાણે રેહેવાને પોતાની પાસેનાં પ્રથમનાં રાખેલાં માણસો ના કબૂલ થશે, તો તેમને કાઢી મુકવાનો તે ઠરાવ કરશે; એટલે બીજે ઠેકાણે પણ આપણને કામ મળવાની અડચણ છે એમ સમજીને એ માણસોને પણ ઓછે મુસારે કામ કબૂલ કરવું પ્રાપ્ત થશે. એ પ્રમાણે આગળના કરતાં તે વસ્તીમાં મુસારાનો દર નામે ઓછો થશે.

**ગોપાળ**—એ એવું થશે એ તો સાફ છે. પણ એ વિશે મ્હને માત્ર એક શંકા છે; તે એવી કે, એ વાત એવી તે વસ્તીમાં બનશે, પણ બીજાં ઠેકાણાંમાં બનવાની નહીં. કારણ કે મ્હારા મત પ્રમાણે અન્નના દુકાળમાં રોજમુરો કમી થતો નથી પણ તે વધે છે. કેમકે જો તે ન વધ્યો તો ગરીબ લોકો ઘણો જ પોકાર પાડવા લાગે છે.

**મહેતાજી**—જે દેશમાં મુસારાને બદલે પૈસા જ આપવાનો શિરસ્તો હોય છે, ત્યાંહાં અનાજની તંગીને વખતે રોજમુરાનો દર ઓછો કરવાની જરૂર નથી. કેમકે અન્નના દુકાળને લીધે અન્નની કીંમત વધી, એટલે રોજમુરો ઓછો થયા જેવું જ થાય છે. જે ખાવાના પદાર્થો ઉપર મજૂર પોતાનું ગુજરાન કરે છે, તે પદાર્થોની કીંમત બમણી થઇ સતે તું તેને જો પહેલાજ દર પ્રમાણે રોજમુરો આપવા લાગ્યો તો તેને પદરે અર્ધો જ રોજમુરો પડશે. કારણ કે અન્નની તંગી થયાની આગમજ તે જેટલું લેતે, તેનું અર્ધ તે રોજમુરાવડે તેને મળશે.

**ગોપાળ**—એ તો તે બિચારા મજૂરોને ફસાવ્યા જેવું. કેમકે હું જેવો દેશવ્યવહાર-વ્યવસ્થા વિષયમાં અજાણ્યો, તેવાં જ તેઓ પણ; તેથી તેમને આઠ આના વડે વધારે જિનસ ક્યારે મળે છે ને ઓછી ક્યારે મળે છે, તે માલમ નહોતું. તેઓને સારી સમજ નહીં, એટલે અન્નની તંગી પડી હોય તો પણ તેઓ આગલા જ દર મુજબ રોજમુરો લઇ કામ કરવાને રેહે છે.

**મહેતાજી**—તેમને સારી સમજ હશે તો એવું લાગવા માંડશે કે, અન્નની તંગી વગેરેને લીધે વિપત્તિ આવી પડી સતે ધીરજ ન છોડતાં તે સોસવી, બીજો કંઇ ઉપાય નથી. કાંઇ પુંજી ઓછી થઇ હોય તો મજૂર લોકો ઓછા કરવા અથવા રોજમુરો એટલે મજૂરોનાં કામને બદલે જે આપવું પડે છે તે ઓછું કરવું. એ સિવાય પુંજીવાળા લોકોને બીજો એક રસ્તો નથી. પૈસાવડે જે રોજમુરો આપવાનો, તે પૈસા તો ઓછા ને તે વધારવા એ તો બનતું નથી; તે તો જેટલા હોય તેટલા જ રેહે છે. એવું સતે કેટલાક મજૂરોને પેટ પૂર આપીને કેટલાકને અપવાસી મારવા. એવું ન કરતાં સઘળા મજૂરોમાં પેટ પૂર ખોરાક જેટલું જ વેંહેંચી આપવું, એ ઠીક નહીં કે?

**ગોપાળ**—એ તો ઠીક, પણ મજૂરોને પેહેલાં જ પ્રમાણે ખોરાકી મળે, એ વાસ્તે અનાજની કીંમત વધી સતે, પુંજીવાળાઓએ રોજમુરાનો દર પણ વધારવો, એવી કાયદા કરનારાઓએ તેમના ઉપર જબરી કીધી તો ચાલશે કે નહીં? મ્હને લાગે છે કે, ગરીબોનું જીવવું એ ઘણું કરીને અનાજ ઉપર જ હોય છે. એ વાસ્તે અનાજની કીંમતના માન

**ગોપાળ**—એ એવું થશે એ તો સારૂ છે. પણ એ વિશે મ્હને માત્ર એક શંકા છે; તે એવી કે, એ વાત એવી તે વસ્તીમાં બનશે, પણ બીજાં ઠેકાણાંમાં બનવાની નહીં. કારણ કે મ્હારા મત પ્રમાણે અન્નના દુકાળમાં રોજમુરો કમી થતો નથી પણ તે વધે છે. કેમકે જો તે ન વધ્યો તો ગરીબ લોકો ઘણો જ પોકાર પાડવા લાગે છે.

**મહેતાજી**—જે દેશમાં મુસારાને બદલે પૈસા જ આપવાનો શિરસ્તો હોય છે, ત્યાંહાં અનાજની તંગીને વખતે રોજમુરાનો દર ઓછો કરવાની જરૂર નથી. કેમકે અન્નના દુકાળને લીધે અન્નની કીંમત વધી, એટલે રોજમુરો ઓછો થયા જેવું જ થાય છે. જે ખાવાના પદાર્થો ઉપર મજૂર પોતાનું ગુજરાન કરે છે, તે પદાર્થોની કીંમત બમણી થઇ સતે તું તેને જો પહેલાજ દર પ્રમાણે રોજમુરો આપવા લાગ્યો તો તેને પદરે અર્ધો જ રોજમુરો પડશે. કારણ કે અન્નની તંગી થયાની આગમજ તે જેટલું લેતે, તેનું અર્ધ તે રોજમુરાવડે તેને મળશે.

**ગોપાળ**—એ તો તે બિચારા મજૂરોને ફસાવ્યા જેવું. કેમકે હું જેવો દેશવ્યવહાર-વ્યવસ્થા વિષયમાં અજાણ્યો, તેવાં જ તેઓ પણ; તેથી તેમને આઠ આના વડે વધારે જિનસ ક્યારે મળે છે ને ઓછી ક્યારે મળે છે, તે માલમ નહોતું. તેઓને સારી સમજ નહીં, એટલે અન્નની તંગી પડી હોય તો પણ તેઓ આગલા જ દર મુજબ રોજમુરો લઇ કામ કરવાને રેહે છે.

**મહેતાજી**—તેમને સારી સમજ હશે તો એવું લાગવા માંડશે કે, અન્નની તંગી વગેરેને લીધે વિપત્તિ આવી પડી સતે ધીરજ ન છોડતાં તે સોસવી, બીજો કંઇ ઉપાય નથી. કાંઇ પુંજી ઓછી થઇ હોય તો મજૂર લોકો ઓછા કરવા અથવા રોજ-મુરો એટલે મજૂરોનાં કામને બદલે જે આપવું પડે છે તે ઓછું કરવું. એ સિવાય પુંજીવાળા લોકોને બીજો એક રસ્તો નથી. પૈસાવડે જે રોજમુરો આપવાનો, તે પૈસા તો ઓછા ને તે વધારવા એ તો બનતું નથી; તે તો જેટલા હોય તેટલા જ રેહે છે. એવું સતે કેટલાક મજૂરોને પેટ પૂર આપીને કેટલાકને અપવાસી મારવા. એવું ન કરતાં સઘળા મજૂરોમાં પેટ પૂર ખોરાક જેટલું જ વેંહેંચી આપવું, એ ઠીક નહીં કે?

**ગોપાળ**—એ તો ઠીક, પણ મજૂરોને પેહેલાં જ પ્રમાણે ખોરાકી મળે, એ વાસ્તે અનાજની કીંમત વધી સતે, પુંજીવાળાઓએ રોજમુરાનો દર પણ વધારવો, એવી કાયદા કરનારાઓએ તેમના ઉપર જબરી કીધી તો ચાલશે કે નહીં? મ્હને લાગે છે કે, ગરીબોનું જીવવું એ ઘણું કરીને અનાજ ઉપર જ હોય છે. એ વાસ્તે અનાજની કીંમતના માન-

**ગોપાળ**—રોજમુરો તેમનો તેમ જ રહેવાનો, પણ તેમને પોતાનું અને પોતાનાં અઠરાં છોકરાંનું પોષણ કરવું પડવાનું, તેથી તેમને આગળ મુજબ ખાવા, લેવાનું મળવાનું નહીં.

**મહેતાજી**—જો સંધાઓને પૂર્તી રીતે અન્ન મળ્યું નહીં તો કેવળ નુકસાન. એવાં જે છોકરાં, તેઓ તો મરવા જ માંડશે; ફક્ત ભૂખથી જ નહીં પણ પૂર્તી રીતે અને જોઇએ તેવું અન્ન ન મળ્યાથી જે રોગ ઉત્પન્ન થાય છે, તે રોગથી તેઓ મરશે; સબબ એવું નજર આવે છે કે, તમારા પેલા બાગના માળીની ગાંઠે કંઇ હતું, તેથી ઓછ પડતી નહીં હતી, તેવું ગાંઠે હોય નહીં તો પોતાનો મુસારો કુટુંબની સંભાળ થવા જેટલો થયા વગર મજૂરે પોતાનું લગન કરવું નહીં. હવે આપણે એવું ધારિયે કે, કેટલાંક વરસ સારાં સુખે જતે સતે એક વાદળ ચઢી આવ્યું. તેણે કરીને આપણી વસ્તી કરનારાઓના પાકનો બિગાડ થઇ ગયો; તે એવો કે, ગયે વરસે જે પાક થયો હતો તેનાથી અર્ધો પાક ઉત્પન્ન થયો. ત્યારે એવું થયું હોય તો મેહેનતને બદલે જે મુસારો આપવાનો, તેનું કેમ થશે ?

**ગોપાળ**—તે તો ખચીત ઓછો થશે; કેમકે ખોરાકનું ભંડોળ જ કમી થયું; પણ તે કઇ રીતે ઓછો થશે, તે મ્હારી સમજમાં પૂરતું આવતું નથી.

**મહેતાજી**—તેનો શોધ ક્રમે કરીને કરવો. આપણે એવું સમજવું કે, આગળ જેટલા મજૂરો કામ ઉપર રાખ્યા હતા, તેમનાથી અર્ધાને સંભાળવા જેટલી પુંજી આપણી પાસે છે. એવું વિઠ્ઠલને લાગ્યા ઉપરથી તે દીલગીર થઇને અર્ધાને રજા આપશે. પછી તે બિચારા માણસો કામ ખોળવાને તે વસ્તીમાં ભટકવા માંડશે. તેમને કાંઇ કામ ન મળતાં, જે કારણથી તેમને રજા મળી, તે જ કારણથી કામ ઉપરથી નિકળેલાં બીજાં માણસો તેમની નજરે પડશે; પછી તેઓ લાઇલાજ થઇને પોતાના ધણી પાસે જઇને અમને ઓછે મુસારે રાખો, એવી વિનંતી કરશે. વિઠ્ઠલે તેમને કંઇ કામની કોતાઇને લીધે કાડ્યા ન હતા, પણ તેની પાસે આપવાને ભંડોળ નહીં હતું માટે તેણે તેમને કાઢ્યા હતા. સબબ તે પોતાના આ તંગીના વખતમાં એઓને ઓછો મુસારો આપીને સુખે રાખશે. તે એમની સાથે નવો કરાર કરશે; અને એ જ કરાર પ્રમાણે રેહેવાને પોતાની પાસેનાં પ્રથમનાં રાખેલાં માણસો ના કબૂલ થશે, તો તેમને કાઢી મુકવાનો તે ઠરાવ કરશે; એટલે બીજે ઠેકાણે પણ આપણને કામ મળવાની અડચણ છે એમ સમજીને એ માણસોને પણ ઓછે મુસારે કામ કબૂલ કરવું પ્રાપ્ત થશે. એ પ્રમાણે આગળના કરતાં તે વસ્તીમાં મુસારાનો દર નામે ઓછો થશે.

**ગોપાળ**—એ એવું થશે એ તો સારૂ છે. પણ એ વિશે મ્હને માત્ર એક શંકા છે; તે એવી કે, એ વાત એવી તે વસ્તીમાં બનશે, પણ બીજાં ઠેકાણાંમાં બનવાની નહીં. કારણ કે મ્હારા મત પ્રમાણે અન્નના દુકાળમાં રોજમુરો કમી થતો નથી પણ તે વધે છે. કેમકે જો તે ન વધ્યો તો ગરીબ લોકો ઘણો જ પોકાર પાડવા લાગે છે.

**મહેતાજી**—જે દેશમાં મુસારાને બદલે પૈસા જ આપવાનો શિરસ્તો હોય છે, ત્યાંહાં અનાજની તંગીને વખતે રોજમુરાનો દર ઓછો કરવાની જરૂર નથી. કેમકે અન્નના દુકાળને લીધે અન્નની કીંમત વધી, એટલે રોજમુરો ઓછો થયા જેવું જ થાય છે. જે ખાવાના પદાર્થો ઉપર મજૂર પોતાનું ગુજરાન કરે છે, તે પદાર્થોની કીંમત બમણી થઇ સતે તું તેને જો પહેલાજ દર પ્રમાણે રોજમુરો આપવા લાગ્યો તો તેને પદરે અર્ધો જ રોજમુરો પડશે. કારણ કે અન્નની તંગી થયાની આગમજ તે જેટલું લેતે, તેનું અર્ધ તે રોજમુરાવડે તેને મળશે.

**ગોપાળ**—એ તો તે બિચારા મજૂરોને ફસાવ્યા જેવું. કેમકે હું જેવો દેશવ્યવહારવ્યવસ્થા વિષયમાં અજાણ્યો, તેવાં જ તેઓ પણ; તેથી તેમને આઠ આના વડે વધારે જિનસ ક્યારે મળે છે ને ઓછી ક્યારે મળે છે, તે માલમ નહોતું. તેઓને સારી સમજ નહીં, એટલે અન્નની તંગી પડી હોય તો પણ તેઓ આગલા જ દર મુજબ રોજમુરો લઇ કામ કરવાને રેહે છે.

**મહેતાજી**—તેમને સારી સમજ હશે તો એવું લાગવા માંડશે કે, અન્નની તંગી વગેરેને લીધે વિપત્તિ આવી પડી સતે ધીરજ ન છોડતાં તે સોસવી, બીજો કંઇ ઉપાય નથી. કાંઇ પુંજી ઓછી થઇ હોય તો મજૂર લોકો ઓછા કરવા અથવા રોજમુરો એટલે મજૂરોનાં કામને બદલે જે આપવું પડે છે તે ઓછું કરવું. એ સિવાય પુંજીવાળા લોકોને બીજો એક રસ્તો નથી. પૈસાવડે જે રોજમુરો આપવાનો, તે પૈસા તો ઓછા ને તે વધારવા એ તો બનતું નથી; તે તો જેટલા હોય તેટલા જ રેહે છે. એવું સતે કેટલાક મજૂરોને પેટ પૂર આપીને કેટલાકને અપવાસી મારવા. એવું ન કરતાં સઘળા મજૂરોમાં પેટ પૂર ખોરાક જેટલું જ વેંહેંચી આપવું, એ ઠીક નહીં કે?

**ગોપાળ**—એ તો ઠીક, પણ મજૂરોને પેહેલાં જ પ્રમાણે ખોરાકી મળે, એ વાસ્તે અનાજની કીંમત વધી સતે, પુંજીવાળાઓએ રોજમુરાનો દર પણ વધારવો, એવી કાયદા કરનારાઓએ તેમના ઉપર જબરી કીધી તો ચાલશે કે નહીં? મ્હને લાગે છે કે, ગરીબોનું જીવવું એ ઘણું કરીને અનાજ ઉપર જ હોય છે. એ વાસ્તે અનાજની કીંમતના માન

પ્રમાણે રોજમુરાનો દર જોઇએ. એટલે અનાજની કીંમત કેવી પણ થઈ હોય તો એ મજૂરોને રોજના જેટલું અન્ન વેચાતું લેવાને ઠીક પડશે.

**મ્હેતાજી**—અથવા, અનાજ પણ થોડું પાક્યું હોય તો એ દરેક માણસને રોજના જેટલું અનાજ ખાવાને ઠીક પડે એવું કાં નથી કહેતો. એમ છે ભાઇ, કે જો અનાજ વધે, એવી કંઇ તદબીર ન થઈ તો રોજમુરો વધાર્યાથી કંઇ થવાનું નહીં.

**ગોપાળ**—પણ અર્ધે રૂપિએ જે અનાજ મળે તેનું બમણું રૂપિઆવડે મળશે, એ પણ મહારાજ ખરું છે કે નહીં? તમે કહો છો તે અને આ એ બંને વાતો ખરી હોઇને એક બીજાને વિરુદ્ધ છે.

**મ્હેતાજી**—તો તે માંહેથી એકમાં ચૂક જોઇએ. રોજમુરો બમણો થયો, તો એ અર્ધા રૂપિઆવડે જે અનાજ મળવાનું, તેનું બમણું રૂપિઆવડે મળવાનું નહીં; કેમકે જેવો રોજમુરો વધ્યો, તેવી જ અનાજની કીંમત પણ વધી.

**ગોપાળ**—તો પછી ખેડુતોને પોતાનાં અનાજ વગેરેની કીંમત વધારવાની મનાઇ કરવી; એટલે ભઠિઆરા તથા બીજી જિનસવાળા લોકોને કીંમત વધારવાની જરૂર પડવાની નહીં. ખેડુતે પોતાનો પાક સારો ન થયાને લીધે પોતાનું નુકસાન લોકો ઉપર નાખવું, તથા પોતાનું પણ માઠું થવા દેવું નહીં એ ઠીક નહીં; જેમ જેમ અનાજનો તોટો પડતો જશે, તે પ્રમાણે તે પોતાના માલની કીંમત વધારતો ગયો તો તેને કંઇ થવાનું નહીં; ફક્ત લોકોનું જ માઠું થવાનું.

**મ્હેતાજી**—ખેડુત કને જેવું અનાજ પેદા થાય છે, તેવો તે અનાજનો ખર્ચ પણ થાય છે, માટે અનાજની કીંમત વધેથી લોકોની પેઠે તેનું પણ માઠું થવાનું. જો તે પોતાનું અનાજ હંમેશ કરતાં બમણી કીંમતે વેચશે તો તેના ઘરમાં અનાજનો જેટલો ખપ હશે તે અનાજની બમણી કીંમત બેસશે. હા તેણે તે અનાજ ઘરમાં ન ખપાવીને બજારમાં વેચ્યું તો તેને તે અનાજની કીંમત મળશે.

વારુ, પણ અનાજની તંગી પડેથી કીંમત વધારવી નહીં એવું ઠરાવ્યું તો શા પરિણામો થવાનાં? હવે મોસમમાં જે પેદાયશ થવાની તેના કરતાં અર્ધી પેદાયશ થઈ છે, એ તું ધ્યાનમાં રાખજે. ત્યારે જો મજૂરોનો રોજમુરો અને અનાજની કીંમત એ જેમનાં તેમ જ રહ્યાં તો મજૂરો રોજના જેટલું અનાજ લઈને ખપાવશે અને છ મહિનાની આખરે....................

**ગોપાળ**—મહારાજ, તમારે એ વાક્ય પૂરું ન કરવું. છ મહિનાની આખરે અનાજનો સઘળો ભંડોળ ખપી જશે અને જે લોકોની મ્હેને આગળ દયા આવી હતી, તે લોકો ભૂખે મરવા લાગશે.

**મહેતાજી**—તું કહે છે તેવું કીધું તો એમ બનવાનું; કેટલાક રાજા જેવા પરોપકારી હતા તેવા વિચારવાળા ન હતા. તેમણે અનાજની કીંમત અમુક હોવી જોઇએ, એવો નિયમ કરવાનો ઉદ્યોગ કર્યો. તે થકી ઘણી ખરાબી થવા લાગી તથા તેવો નિયમ થવો અસાધ્ય તથા તે થકી માત્ર ખરાબી જ થશે એવું નજર આવ્યાથી તે કીંમત બાબતનો નિયમ કાયદા બનાવનારાઓએ રદ કર્યો. સન ૧૩૧૫ ની સાલમાં ઇંગ્લંડ દેશમાં દુકાળ પડ્યો, તે એવો કે તેના જેવો દુઃખકારક દુકાળ આગળ કદી પડ્યો નહોતો; ને તેણે કરીને અનાજની કીંમત એટલી તો ચઢી કે, તે મધ્યમ સ્થિતિના લોકોને મળે નહીં તેવું થયું. તેવારે ચોતરપ વિપત્તિ જોઇને રાજ્ય સભાને દયા આવી ને તેના સભાસદોએ એવો હુકમ કર્યો, કે હમે જેવી કીંમત ઠરાવિયે તે મધ્યમ કીંમતો ખાવા કરવાના પદાર્થો વેચવા. તેનો પરિણામ એ થયો કે, તેઓએ જે ઓછી કીંમત ઠરાવી હતી, તે કીંમતે કોઈ પણ પદાર્થ કોઈ માણસે ન વેચ્યાથી તે પેહેલાં કરતાં ઉલટો મોંઘો થયો; અથવા બજારમાં બિલકૂલ કોઈ લાવે જ નહીં એવું થયું. કુકડાં, બકરાં, એ કોઈ-કજ નજરે પડવા લાગ્યાં. મેઢાં તો રોગે કરીને મરવા લાગ્યાં ને સઘળી જાતનાં અનાજ ઘણી મ્હોટી કીંમતે વેચાવા માંડ્યાં. તે વખતે બીજું વર્ષ બેસતાં જ સભાસદોએ પોતાની ચૂક થઈ એવું સમજીને અનાજની કીંમત ગમે તેવી પોતે પોતાની મેળે ઠરાવ્યાં જવું એવું કીધું.

એ એમ છે એ સારુ દુકાળ થકી જે ખરાબી થનાર, તેને દૂર કરવાનો સ્વાભાવિક ઉપાય કહિયે તો અનાજની કીંમત વધવી જોઇએ. કીંમત વધારવી, એ અનાજના થોડાક ભંડોળનો સારો વહિવટ કરવાનો તથા બીજો પાક આવે ત્યાંહાં સુધી અનાજ પોંહોંચાડવાનો ઉપાય છે. એણે કરીને કણિઆઓને પરમુલ્ક માંહેથી જથાબંધ અનાજ લાવિયે એવું લાગે છે. તેણે કરીને અનાજની તંગી ઓછી થાય છે; પણ અનાજની કીંમત અથવા રોજમુરાનો દર ઓછો વત્તો કરવામાં સરકારે કદી પડવું નહીં. એઓને જેમના તેમ રેહેવા દીધાં સતે તેઓ પોતપોતાના પાક પકડીને રેહે છે, હશે.

હવે પેલી વસ્તીની વાત ચાલવા દઇએ. હવે ધારિએ કે, ત્યાંહાં એક ઔપસર્ગિક રોગ ઉત્પન્ન થઇને તે માંહેલાં અર્ધાં માણસો મરી ગયાં સતે રોજમુરાનું શું અને શી રીતે થવાનું.

**ગોપાળ**—ત્યારે પછી જેઓ રહ્યા, તેમની મેહેનતની જરૂર વધારે થઇને તેઓને રોજમુરો વધશે.

**મ્હેતાજી**—માટે આપણે ઘણું કરીને એમ કહેવું કે, મજૂર લોકોની સંખ્યા જેમની તેમ જ હોય અને પુંજી વધી એટલે રોજમુરાનો દર વધે છે; અને પુંજી ઓછી થઇ એટલે ઘટે છે તથા પુંજી જેમની તેમ જ હોય ને મજૂરોની સંખ્યા વધી એટલે રોજમુરાનો દર ઘટે છે, તથા તે સંખ્યા ઓછી થઇ એટલે વધે છે. અથવા કોઈ હિસાબી માણસ બોલવા લાગ્યો તો આમ બોલશે કે, રોજમુરાનો દર પુંજીના માન પ્રમાણે સરળ રીતે ઓછો વત્તો થાય છે; અને મજૂરોની સંખ્યા પ્રમાણે ઉલટી રીતે ઓછો વત્તો થાય છે.

**ગોપાળ**—નીકો ખોદી કાઢવી, ડુંગર વગેરે ફોડીને નવા રસ્તા કરવા, એવાં જે કરવાનાં કેટલાંએક મ્હોટાં કામો હોય છે, તેઓને લીધે મેહેનતની ઘણી જરૂર પડે છે; એવું મ્હને રોજ લાગતું, પણ તેમ નથી. મજૂરોને જે પેટને અર્થે આપવાનું, તેને જેટલો સંગ્રહ હોય, તે પ્રમાણે મજૂરીની જરૂર હોય છે.

**મ્હેતાજી**—મજૂરીની જરૂર હોવાને જે કામ કરવાનું હોય તે તો દેખાઇતું કારણ છે; એવું જે કરવાનું કામ તે કેટલુએ મ્હોટું હોય, તથાપિ તેને સિદ્ધ કરવાનું કહ્યું, એટલે તો જેટલી પુંજી હશે તેટલું જ તે સિદ્ધ થવાનું; એટલે કે કોઇએક પાસે પોતાના મજૂરોને પોષવાને અથવા આપવાને જેવું ભંડોળ હશે તે પ્રમાણે તે કામ થશે. આ જ વિચાર દેશની પુંજી વિશે સમજવો. એક એક માણસની પુંજી એકઠી કરીને તેનો એક જમાવ ધારવો, એટલે તેનું નામ દેશની પુંજી. એવી પુંજીનામાં પોષવાનું જેટલું સામર્થ્ય હોય, તે કરતાં વધારે લોકોને ધંધે લગાડવા, એ તેવડે થવાનું નહીં. ખેડાણ કરવા લાયક દેશમાં જે પડત જમીન હોય તેની ખેડ કરવી, એ પણ એક એવું કામ સમજવું; તે કામ કરવા સારુ કોઇએકની પાસે જોઇયે તેટલા મજૂરો હોવા જોઈએ, એટલું જ નહીં પણ તેઓની સંભાળ થયા જેટલી ખોરાકીનો ભંડોળ પણ હોવો જોઇએ. પુંજી વિશે આપણું ભાષણ ચાલ્યું હતું ત્યારે એવું બોલવું થયું હતું કે, જે દેશની પુંજી મ્હોટી તે દેશમાં પ્રસિદ્ધ ઇમારતો, પૂલો, વરાળની ગાડીઓ, ચાલવાના લોહોડાના રસ્તા, બાંધીને લઇ ગયેલા એવી નીકો વગેરે મ્હોટાં મ્હોટાં કામો થાય છે. વાસ્તે એવી સઘળી વાતો બનવી, એ સંપત્તિની ભરાભરી થયાની નિશાની સમજવી.

**ગોપાળ**—મ્હારા સાંભળ્યામાં એવું આવ્યું છે કે, મજૂરોને ઇંગલંડમાં જે રોજમુરો મળે છે, તે કરતાં આયરલંડમાં ઘણો કમી મળે છે; ત્યારે તે દેશની પુંજી ત્યાંના લોકોનું પોષણ કરવા સારુ સારી પેઠે પૂરી પડતી નહીં હોય, માટે જ ત્યાંહાં રોજમુરો એટલો; કેમ એમજ ની?

**મહેતાજી**—તે દેશમાં મેહેનતનો પાક ઓછો થવાનાં જે મુખ્ય કારણો તે માંહેનું તેં કહ્યું તે એક કારણ છે. ત્યાંહાંના રાજ્યમાં કેટલીએક વાતની ખામી છે. તેને લીધે મેહેનતનો પાડ ઓછો કરવાવાળાં કારણો ઘણાં છે. ઈંગ્લિશ લોકોના કરતાં આઈરિશ લોકોનો ઘણો કમી ઉદ્યોગ હોય છે. આર્થરયંગ સાહેબે આયરલંડ દેશમાં મુસાફરી કીધી. તે વિશે તેણે એક ગ્રંથ બનાવ્યો છે; તેમાં એવું કહ્યું છે કે, ખેતીની મજૂરી ઓછા પાડની છે પણ સોંગી નથી. આયરલંડમાં કોક કરીને છે, ત્યાંહાં દરરોજ એક પાવલું આપવું, તેનાં કરતાં ઇંગલંડમાં સાફેક કરીને છે, તેમાં દરરોજ રૂપિયો આપવો તે સસ્તો. અમેરિકામાં હ્યારન કરીને જંગલી લોકો વસે છે, તેમાંનો એકાદો જણ દરરોજ ચાર પૈસા લઈને જમીન ખેડશે તો તે આઇરિશ માણસને જે પાવલું આપવું પડે છે તેના કરતાં મોઘું.

**ગોપાળ**—મહારાજ, જુદા જુદા મુલકમાં મેહેનતનો પાડ જુદા માનનો હોય તે તો ઠીક; પણ એક જ મુલકના જુદા જુદા પ્રાંતમાં તે પાડ ઘણા જુદા જુદા માનમાં હોય છે એ નવાઇ. લુહારે બનાવેલી કેટલીએક જિનસો હું થોડા દિવસ ઉપર લેવા ગયો, તે વખતે મ્હને છરી, ચાકૂ, કાતર, એવી એવી જિનસો દેખાડી. તે માંહેની આ શેહેરની બનાવેલી, અને આ પ્રાંતની બનાવલી જિનસો એવું કહ્યું. તે દેખાવામાં તો એક સરખી જ લાગી, પણ તેમની કીંમતમાં તો સારોજ તફાવત નજર આવ્યો; તેનું કારણ પૂછ્યા ઉપરથી મ્હને એવું કહ્યું કે, પ્રાંતોના કરતાં લંડન શેહેરમાં ઘણો રોજમુરો આપવો પડે છે. સબબ મૂલમાં આટલો તફાવત છે.

**મહેતાજી**—લંડન શેહેરમાંહેના કામં કરનારાઓને એટલો મ્હોટો રોજમુરો આપવાનું કારણ શું, એવું જો તેં પૂછ્યું હોત, તો તેઓ સારા કામ કરનારા છે. સબબ એવું છે, એમ તેં સાંભળ્યું હોત. હમારી કારીગીરીની પિછાન લંડનમાં ઘણી સારી રીતે થશે, અને ત્યાંહાં અમને ચાકરીએ રાખનાર લોકો અમને સારી પેઠે મુસારો આપી શકશે, એવું જાણીને ફક્ત હુશિયાર જે કારીગરો હોય છે, તેઓ ઘણું કરીને ત્યાંહાં જાય છે.

મેહેનત કરનારાઓની હુશિયારી પ્રમાણે તેમને આપવું એ ઠીક છે. તમારા મુખ્ય માળીના હાથ તળે જે માણસો છે, તેમના માંહેના એકના જેટલું કામ તે માળી કરતો નથી. તો પણ તેની હથોટી અને સમજણ જોઇને તમે તેને પેલાં બીજાં માણસો કરતાં વધારે રોજમુરો આપો છો. એ કારણ સારુ ઇંગલંડ દેશમાં સોનીને તથા ઘડિયાળ બનાવનારને દરજી અથવા સુથારના કરતાં મ્હોટો રોજમુરો મળે છે

જેમાં કૌશલ્યની જરૂર નથી, અને જે ઘણાં જ મેહેનત ભરેલાં તથા કંટાળો આપવાવાળાં એવાં જે લુહારનાં લોહોડું સાંચામાં ઢાળવાનાં, ને તેવાં જ ખાણમાંથી કોયલા કાઢવા વગેરેનાં કામો, એઓને વાસ્તે સારો જ મુસારો મળે છે.

રંગ લગાડવા, ખાણમાં કામ કરવું, બંદુકનો દારુ બનાવવો, વગેરેનાં કામો તંદુરસ્તીને બિગાડ, મનને કંટાળો, ને ઘણું તો શું પણ જીવને જોખમ કરનારાં હોય છે, તે જોઈને લોકો તે કસબોને વાસ્તે સારો જ રોજમુરો આપે છે.

**ગોપાળ**—સારું મહારાજ, જે સાહેબ લોકો વૈદું અથવા વકિલાત વગેરેના ધંધા કરે છે, તેઓને જે લોકો કામ કહે છે, તેમાં તેમના વખતની તથા બુદ્ધિ કૌશલ્યની યોજના થઇ હોય છે; ત્યારે તેમને પણ એક ઉત્તમ પ્રકારના ચતુર મજૂર સમજવા. તેમને સર્વ કરતાં રોજમુરો સારો મળે છે. તેથી મ્હને એવું લાગે છે કે, શરીરના સામર્થ્ય કરતાં મનનું સામર્થ્ય મ્હોટું. તેથી મનની શક્તિવડે કામ કરનારો તે ઉત્તમ પ્રકારની મેહેનત કરે છે એટલું જ. બાકી જોતાં તો એ પણ શરીર સામર્થ્ય વડે જે મેહેનત કરે છે, તેના જેવો જ એક મજૂર છે.

**મહેતાજી**—એ ત્હારું બોલવું હું સંધુ કબૂલ નથી રાખતો. તું કેહે છે તેવા વિદ્વાન વકીલો, વ્યવહાર શાસ્ત્ર જાણનારા ચતુર વૈદ્યો અથવા વખાણએલા કારીગીરો વગેરેની બુદ્ધિને જે શિખવું જરૂર છે, તે મેળવવાને ઘણો મ્હોટો ખર્ચ લાગે છે. ત્યારે એવું જે મ્હોટા ખર્ચનું શિખવું તે એક પુંજી સમજવી; એ શિખવાની એ તેમની બુદ્ધિમાં સ્થાપના કરેલી હોય છે; તેથી તેમને જે તેને બદલે મળે છે, તે સ્થિર પુંજીની પેદાયશ. એને રોજમુરો ન સમજવું.

**ગોપાળ**—એ તો વળી એક બિલકૂલ નવી તરેહની જ સ્થિર પુંજી; જે સાધારણ પુંજી છે, તેનાથી કયે નામે આપણે એને જુદી ઓળખાવીશું?

**મહેતાજી**—એને કોઈ વખત બુદ્ધિરૂપ, અને કોઇ વખત અદ્રવ્યમય પુંજી કેહે છે. એણે કરીને એ દ્રવ્યમય પુંજીથી જુદી એવો બોધ થાય છે. સિનિઅર સાહેબે એવું કહ્યું છે કે, લોકોમાં જેમ જેમ સુધરાવટ વધતી જશે, તેમ તેમ દરેક માણસ શિખતો જશે; અને તેણે કરીને ઉત્પન્ન કરવાનું જે તેનું સામર્થ્ય, તે સારું જ વધશે. ફક્ત શરીરના વ્યાપારવડે બનનારી ઘણું કરીને હરકોઇ વસ્તુ, તેને પશુ અને યંત્રસાહિત્ય બનાવશે; પણ જે કંઇ બુદ્ધિ વ્યાપારથી બનવાનું, તે તો બુદ્ધિને જેવો બાળપણામાંથી તથા વિચારપૂર્વક સંસ્કાર મળ્યો હશે, તે પ્રમાણે થશે. હાલના વખતમાં આપણને સુશિક્ષિતાવસ્થા

પ્રાપ્ત થઇ છે, એ જોતાં સારી જ માલુમ પડે છે; પણ જે સહુથી સરસ અવસ્થા તે કેવી, એ સેહેજમાં મનમાં આણી શકાય છે; અથવા તે મળી આવશે એવો ભરોસો લાગે છે. તે અવસ્થાના કરતાં આ હાલની અવસ્થા ઘણી ઉતરતી છે, તથાપિ આ આવી અવસ્થામાં પણ ગ્રેટબ્રિટન દેશની જે બુદ્ધિરૂપ તથા નીતિરૂપ પુંજી, તે દેશની સઘળી દ્રવ્યમય પુંજી કરતાં ઘણી જ વધારે છે. એ માત્ર મ્હોટાઇએ કરીને ઘણી વધારે છે, એમ નહીં; પણ તે ઉત્પન્ન કરવાના સામર્થ્યમાં પણ વધારે છે. જેઓને રોજમુરો જ મળે છે એવાં માણસ જોઇએ તો ત્યાંહાંના સઘળા લોકોનો તેઓ ચોથો હિસ્સો છે. એટલે જે તેઓ–તેમને મળવાની જે રોજમુરાની રકમ, તે સારી મ્હોટી જ હોય છે. પણ ત્યાંહાંના લોકોમાં જે ઘણા વિદ્વાન છે, તેઓ પોતાની પુંજીવડે તથા કૌશલ્યવડે તે રોજમુરો લેનારાના ઉદ્યોગને અનુકૂળ થઇને તેમને પ્રવૃત્ત કરે છે, ત્યારે જ ઘણું કરીને તે રકમ તેમને પદરે પડે છે. સ્થાવર મિલકતથકી જેઓને આયપત આવે છે, એવા લોકો તો રોજમુરા લેનારા કરતાં થોડા છે. એવી રોજમુરાની પ્રાપ્તિ જ્ઞાનને તાબે હોય છે, ને તેના જેવી જ ઇશ્વરે જે કંઈ આપ્યું હોય તેની યોજના અને વહિવટ કરનારું જે જ્ઞાનમય, તે જ્ઞાનને તાબે ઉત્પન્નની પ્રાપ્તિ હોય છે. દેશમાં જે ઉત્પન્ન થવાનું, તેનો મુખ્ય ભાગ પ્રાપ્તિ છે. એ પ્રાપ્તિમાં સ્થાવર માલનું ઉત્પન્ન અથવા દ્રવ્યમય પુંજી ઘણું કરીને ત્રીજે હિસ્સે પણ હોતી નથી; ત્યારે બાકીની જે પ્રાપ્તિ થવાની, તે આંગિક સંપત્તિ માંહેથી એટલે વિદ્યામાંથી થાય છે.

**ગોપાળ**—આ તો બુદ્ધિરૂપ પુંજીનું તમે સારું સ્તવ કીધું. પણ મહારાજ, આ પુંજીને સિનિઅર સાહેબે નીતિરૂપ અને આંગિક એવાં બે વિશેષણો આપ્યાં છે, એનું કારણ શું?

**મહેતાજી**—એ પુંજી, જેની પાસે હોય છે, તેના અંગમાં રહી હોય છે. સબબ એનું નામ આંગિક પુંજી અને બુદ્ધિની પ્રવત્તિ થઈ સતે નીતિ અને સારાં આચરણ એવાં એવાંની તરફ જે બુદ્ધિનું સબળ વલણ હોય છે, માટે તે બુદ્ધિ નીતિરૂપ એવું નામ છે.

**ગોપાળ**—ત્યારે સંપત્તિ ન હોય તો જેમ દેશસંસ્થા થતી નથી, તેમ જ જ્ઞાન ન હોય તો દેશસંસ્થા થવાની નહીં.

**મહેતાજી**—હા, લોકોને સંપત્તિની પ્રાપ્તિ વિશે ઉપાય દેખાડવા તથા સામર્થ્ય આપવું એ જ્ઞાનવડે થાય છે. વિદ્યાભ્યાસવડે પ્રાપ્ત થાય છે એવું જે જ્ઞાન તે જો ન હોય તો ઘણી જ રસાળ જમીન, સહુથી સરસ હવા ને ઘણું તો શું પણ ઘણા હુશિયાર લોકો હોય

તો પણ તેઓ હમેશાં ગરીબ જ રેહેવાના. એનો ઉઘાડો દાખલો આયરલંડ દેશ છે. તે સિનિઅર સાહેબે ઘણું સારી રીતે દેખાડયું છે; તે તેના જ શબ્દોમાં તને કહી સંભળાવું છઉં. જમીન, અથવા હવાના ગુણ અથવા પદાર્થ ઉત્પન્ન કરનારાં દ્રવ્યમય સાધનોનો જમાવ એને આધીન દેશની સંપત્તિ હોતી નથી, પણ તે અદ્રવ્યમય પુંજીના માન તથા પ્રસારને આધીન હોય છે. આયરલંડની જમીન, હવા અને દિશા એ ઘણી સરસ જાતનાં છે, તથા તેઓ ઇંગલંડની જમીન, હવા, તથા દિશાના કરતાં ઘણાં ઉતરતાં નથી, એવું છતાં એ દ્રવ્યમય પુંજી ન હોયાના સબબથી તે દેશમાં ગરીબી આવી ગઈ છે એવું કેહે છે. પણ જો આયરલંડ માંહેના સઘળા લોકો ઇંગલંડમાં ગયા અને ઇંગલંડના ઉત્તર તરફના પ્રાંતોમાં રેહેનારા સિત્તેર લાખ લોકો આયરલાંડમાં ગયા તો, તેઓ જે પુંજીનો અભાવ છે, તેને તેઓ જલદી જ પેદા કરશે અને આયરલાંડના પશ્ચિમ તરફના ભાગ માંહેના દસ લાખ કુટુંબ આવીને જો ઇંગલંડમાંહેની ટ્રેંટ નદીની ઉત્તરે રહ્યા તો તેઓ લાંકાશૈર, તથા યોર્કશૈર કરીને ઇંગલંડના પ્રાંતો છે તેમની અવસ્થા આયરલંડના કાનાટ પ્રાંતના જેવી ઘણી જ જલદીથી કરી નાખશે. આયરલાંડમાં દ્રવ્યમય પુંજીનું દરિદ્ર છે, તેનું કારણ એ કે તે દેશમાં બુદ્ધિરૂપ પુંજી તથા નીતિરૂપ પુંજીનું દરિદ્ર છે, અને એ દરિદ્ર હોવાનું કારણ એ જ કે, તે દેશને નીતિરૂપ, તથા બુદ્ધિરૂપ શિક્ષા પ્રાપ્ત થઈ નથી, તથા તે દેશ શિક્ષા વગર રેહેલો છે, અને અજ્ઞાન તથા બળાત્કાર એઓને લીધે ત્યાંહાંના લોકોનું તથા માલનું રક્ષણ થતું નથી. એથી પુંજીના જમાવને અટકાવ થઈને તેની ચાલ ન થાય એવું થાય છે. એવી હાલત છતે, દરિદ્રને, કમર બાંધીને હલકું કરવા જેવા કાયદાવડે કંઈ બનશે, એવું કોઇને લાગશે. પણ શરીરના અંદરના ભાગમાં રોગ પ્રકુપિત છતે બહારના વિકારનું ઉપશમન કરવું તેવું માત્ર થવાનું. હમેશ સુધીનું હિત થવાનું નહીં, એ તો ખચીત જ. જ્ઞાન એજ શક્તિ એવું કહેવાય છે. તેના કરતાં જ્ઞાન એ સંપત્તિ છે, એમાં તો સંશય નહીં જ. એશિઆ મૈનર, સિરિઆ, મિસર, તથા આફ્રિકાની ઉત્તર તરફના કાંઠાનો મુલક એઓ આગળ પૃથ્વી ઉપરના ઘણાજ માતબર દેશોમાં ગણાતા, પણ હાલમાં તેઓની ગણતી ઘણા જ વિપત્તિમાં આવેલા એવા દેશોમાં થાય છે. એનું કારણ એટલું જ કે દ્રવ્યમય સંપત્તિ પૂરી પાડવા જેવી અદ્રવ્યમય સંપત્તિનાં સાધનો પૂર્તી રીતે જેઓની પાસે નહીં હતાં એવા લોકોના હાથમાં તે મુલકો છે.

ગોપાળ—મહારાજ, તમે અદ્રવ્યમય પુંજીનું વર્ણન કીધું, તે જોઇને મ્હને ઘણો જ આનંદ થયો, અને એવું લાગવા માંડયું કે, એના મ્હોટપણાની આગળ બીજું વર્ણન કંઇ જ નથી. વાસ્તે દ્રવ્યમય પુંજી એ શો પદાર્થ છે તે મ્હને કહો.

મહેતાજી—અદ્રવ્યમય પુંજી એટલે જ્ઞાનના જે પ્રકાર છે તે સઘળા પ્રાપ્ત થયા સતે તેઓ થકી શ્રીમંતોને આનંદ પ્રાપ્ત થાય પણ ગરીબોને દ્રવ્યમય સંપત્તિ ઉત્પન્ન કરવાની હિકમતો મળે છે. એ જ એ પુંજીનો સહુથી સરસ ઉપયોગ છે એ તું વિસરીશ મા; ઉત્તમ કળા, શિલ્પ વગેરે વિષયો સંબંધી શાસ્ત્રો અથવા વિદ્યા, એઓના વ્યાસંગથી જે શુદ્ધ આનંદ થાય છે, તેના ઉપભોગ કરતાં અન્ન વસ્ત્રની સમૃદ્ધિનો ઉપભોગ લેવો, એ ગરીબોના સુખને વધારે જરૂરનું છે, સમજ્યો.

---

## ઉત્તરભાગ સંવાદ ૯ મો

### રોજમુરો તથા લોક સંખ્યા વિશે (ચાલુ)

**એમાં, ભંડોળ મ્હોટો હોય એટલે રોજમુરો હમેશાં મ્હોટો હોય એવું નથી, ચિન દેશમાં ભંડોળ મ્હોટો છતાં રોજમુરો ન્હાનો હોય છે. અમેરિકામાં ભંડોળ થોડો છતે રોજમુરો મ્હોટો હોય છે-નવી વસ્તીના લોકોના મુલ્કને ફાયદો થાય છે-લોક સંખ્યાના વધારાને દરિદ્ર એ એક સ્વાભાવિક અટકાવ છે-સમૃદ્ધિ છતે, લોક સંખ્યા મ્હોટી થઈ તોજ તે હિત કરનારી છે.-હરકોઈ એક ભંડોળ જેમનો તેમ રેહે તેના કરતાં તે સંપત્તિ વધે એવી રીતે મુકવો એ સારું છે-લોક સંખ્યાના વધારાને ઉત્તેજન આપવું એ ભૂલ છે-ઉદ્યોગ-ખેડકામ વગેરે આમાં કહ્યાં છે.**

ગોપાળ—મહારાજ, પાછલા સંવાદ વિશે મ્હેં ઘણો જ વિચાર કરીને એવો સિદ્ધાંત કર્યો કે, જે દેશમાં ભંડોળ મ્હોટો, તે દેશમાં ઘણા લોકોનું પેટ ભરાશે તથા મેહેનતને બદલે ઘણો રોજમુરો મળશે.

મહેતાજી—ખોરાકીનો ભંડોળ વધારે હશે તો વધારે લોકોનું પેટ ભરાશે એમાં કંઈ શક નહીં; પણ તેથી મ્હોટો રોજમુરો મળશે એવું સિદ્ધ થતું નથી. ચિન દેશ એ મ્હોટો માતબર મુલક છે એવું છતાં, ત્યાંહાં જેવો રોજમુરો ઓછો છે તેવો મ્હને લાગે છે કે તે બીજે કોઈ ઠેકાણે ઓછો નથી. ત્યાંહાંના કનિષ્ટ સ્થિતિના જે લોકો તેમની વિપત્તિ વિશે હાલના દેશોમાં મુસાફરી કરનારાઓ કેહે છે તે સાંભળીને દિલગીરી થાય છે. તેઓને, આળસને લીધે ગરિબાઈ આવી ગઈ છે એમ નથી, તે તો તેઓ પોતાનાં હથિઆરો લઇને કામને વાસ્તે યાચના કરતા કરતા રસ્તામાં ભમતા હોય છે.

**ગોપાળ**—ચિન દેશમાં લોક સંખ્યા ઘણી જ મ્હોટી છે, વાસ્તે તેવું થાય છે. તે દેશની પુંજી યદ્યપિ મ્હોટી હોય તો પણ તે ત્યાંહાંના સઘળા રેહેનારાઓના ગુજરાનને પુરી પડવાની નહીં.

**મ્હેતાજી**—માટે તારે એવું ધ્યાનમાં રાખવું કે, પુંજીનું માન હોય તે પ્રમાણે રોજમુરાનું માન હોતું નથી, પણ જે લોકોનું પોષણ થાય છે, તેમની સંખ્યાના ખેત સુજબ પુંજીનું જે માન હોય છે, તે પ્રમાણે તે દર હોય છે, એ સાધારણ નિયમ સમજવો. મજૂરોનું ઉત્પન્ન કરવાનું જેવું સામર્થ્ય હોય છે તે પ્રમાણે રોજમુરાનો દર હોય છે. એ તારતમ્ય ધ્યાનમાં ન રાખ્યાથી દેશવ્યવહારવ્યવસ્થામાં અગણિત ચૂકો થાય છે. ચિન દેશમાં જે સંપત્તિ હાલ જોતાં છે તેના કરતાં દશગણી વધારે થઈ, અને લોકોની સંખ્યા પણ છે તે કરતાં દશગણી વધારે થઈ તો લોકોને અન્ન સારી પેઠે મળવાનું નહીં.

અમેરિકા કહિએ તો થોડી પુંજીનો મુલક છે, તો પણ ત્યાંહાં રોજમુરો ઘણો મ્હોટો હોય છે.

**ગોપાળ**—તમે તેનું કારણ શું બતાવશો વારુ? કેમકે પુંજીનું જેવું માન હશે તે પ્રમાણે મેહેનતની જરૂર પણ હશે?

**મ્હેતાજી**—યૂરોપખંડમાંહેના દેશોની સાથે મુકાબલો કરતાં અમેરિકાની પુંજી ન્હાની છે, પણ તે પુંજીવડે જે લોકોની સંખ્યા પોષવાની, તેના માન પ્રમાણે જોતાં તે પુંજી ભલી જ મ્હોટી છે. અમેરિકામાં તથા નવા વસાવેલા સઘળા મુલ્કોમાં લોકોની વસ્તી થોડી થોડી હોય છે; તેથી ત્યાંહાં મેહેનત બદલ રોજમુરાનો દર ઘણો મ્હોટો હોય છે. કેમકે પુંજી ઘણીજ જલદીથી વધે છે. ત્યાંહાં જમીન ઘણી તથા સારી, અને પાકવાળી હોય છે; અને તે ખેડવાને મજૂરોની કમતી હોય છે, વાસ્તે ત્યાંહાં મજૂરો મેળવવાને ઘણી અડચણ પડે છે; તેને લીધે મજૂરોને જમીનના ધણી પાસેથી મ્હોટો રોજમુરો માગવાને ફાવે છે; અને રોજમુરો મજૂરોને જેમ જેમ મ્હોટો મળે છે, તેમ તેમ તેઓને જમીન વેચાતી લેવાને તથા પોતે જાતે જમીનના ધણી થવાને જલદીથી બની આવે છે. એ પ્રમાણે મજૂર લોકો હંમેશાં માલીક થતા જાય છે અને જે નવી ઓલાદ થાય છે અને જેઓ પરમુલ્ક માંહેથી આવે છે, તેઓને મજૂર થવાને ઠીક પડે છે.

**ગોપાળ**—ત્યારે મ્હોટો રોજમુરો અને જમીનની ઓછી કીંમત એવા અમેરિકામાં બે ફાયદા છે; એવું છતાં તે મુલ્કની ચઢતી દશા થઈ છે, એવું જે હું સાંભળું છઉં તે થાય તેમાં નવાઈ શી?

**મહેતાજી**—સુશિક્ષિત લોકોની નવા મુલકમાં વસ્તી થયેથી ત્યાંહાં સંપત્તિ અને સુધરાવટ જેવી જલદીથી ચાલ કરે છે, તેવી તેઓ ક્યાંહાં પણ કરતી નથી. માત્ર એટલું જ કે, તેઓએ માલના રક્ષણને સારુ કાયદો કરવો; પછી તેમને ઉદ્યોગ કરવા સારુ બીજી કોઇ પ્રેરણાનું કામ ન પડે. જ્યાંહાં નવી વસ્તી થઈ હોય છે તથા જ્યાંહાં સારી માહિતગારીવાળા ખેતી કામ ચલાવનારા છે, અને જ્યાંહાં યૂરોપખંડ માંહેની ખેતી કામનાં હથિઆરોવડે જમીન હંમેશાં ખેડાણ કરતા જાય છે, ત્યાંહાં અનુપપત્તિ તે શું, એ ઘણું કરીને માલુમ જ નથી હોતું; સઘળે ઠેકાણે સંપત્તિ જ ઉછળે છે. તેઓની લોક સંખ્યા જલદીથી વધે છે; એ ઉપરથી પુંજી કેવી ઝડપથી વધે છે, તેની અટકળ થઇ શકશે. અમેરિકાખંડમાં રેહેનારાં કુટુંબોનું પોષણ પૂરતી રીતે કરવાને સેહેલું હોય છે. તેને લીધે તેઓને જલદીથી લગ્ન કરવું એમ લાગે છે. તેઓને ઘણાં છોકરાં હોય છે; તે છોકરાંનું સારી પેઠે પોષણ થઇને તેઓ વધતાં જાય છે તથા તેઓ નિરોગી રેહે છે. એ વસ્તીને યુનૈટેડ સ્ટેટસ એમ કહે છે. ત્યાંહાંના લોકોની સંખ્યા સુમારે ત્રેવીસ વર્ષે બમણી થાય છે; તે ઉપરથી તેઓ માંહેથી કેટલાં થોડાં મરે છે, તેની અટકળ સેહેજ થઇ શકશે.

**ગોપાળ**—આવી રીતે લોકોની સંખ્યા વધતી જાય છે, ત્યારે તેણે કરીને રોજમુરાનો દર ઓછો થતો નથી કે ?

**મહેતાજી**—નહીં, લોકોની સંખ્યાના માન પ્રમાણે તેઓની પુંજી વધારે જ થતી જાય છે, અને એવું જો થતું હોય તો પછી રોજમુરો ઓછો ન થતાં વધતો જશે. મ્હેં જે કંઇ અમેરિકાખંડ વિષે કહ્યું, તે ફકત તે ખંડનો યુનૈટેડ સ્ટેટસ કરીને જે વસાવેલો ભાગ તે વિશે જ જાણવું. એ પ્રાંતમાં સરકાર તરફથી છૂટ હોઇને સઘળા પ્રકારના લોકોના માલનું રક્ષણ થાય છે, એ એક કલ્યાણની વાત છે. સ્પેન દેશના લોકોએ વસાવેલી જગાઓ છે, પણ ત્યાંહાં ઘણી જુદી તરહેની સરકાર છે, સબબ લોકોની વૃદ્ધિ ઘણી ઓછી થાય છે. અમેરિકામાં સ્પાનિશ લોકોના જે સહુથી સરસ સંસ્થાનો છે, તે માંહેનું જ મેકિસકો કરીને એક સંસ્થાન છે, ત્યાંહાંની લોકસંખ્યા ઉડતાલીસ વર્ષે બમણી થાય છે.

**ગોપાળ**—અમેરિકામાં પુંજી થોડી છતે તથા ઇંગ્લાંડમાં પુંજી વધારે છતે ઇંગ્લાંડના ગરીબ લોકોની વિપત્તિ અમેરિકનોના કરતાં વધારે શા વાસ્તે જોઇએ, એ હજી મ્હારા ધ્યાનમાં ઉતરતું નથી.

**મહેતાજી**—તેનું કારણ એ કે, કામે લગાડનારા તથા પોશિંદા લોકોની સંખ્યા ધ્યાનમાં લઇને પુંજીના માનનો વિચાર કરતાં રેહેવું, એ જે મુખ્ય નિયમ મેં તને કહ્યો છે, તે તું પાછો વીસરી ગયો. જે મુલ્કમાં વસ્તી થઈ હોય તેઓમાં પુંજીનો વધારો થવાને સેહેલ પડે છે, તેવું યૂરોપમાંહેના ઇંગ્લાંડ તથા બીજા સઘળા જુના વસેલા મુલક એઓમાં થતું નથી. જો લોકોની સંખ્યા વધતી ગઈ અને તે પ્રમાણે સંપત્તિ વધી નહીં તો મેહેનતને બદલે આપવાનો જે મુસારો તે વધવાનો નહીં; ઉલટો તે ઓછો થશે અને તે સાથે ગરીબ લોકોને વધારે ગરિબાઈ આવશે.

**ગોપાળ**—વારુ, લોકો તો ખાવાનું હોયા વગર જીવતા નથી; એવું છતાંએ પેટિઆના માન કરતાં લોક સંખ્યા વત્તી થશે કે?

**મહેતાજી**—લોકોની પ્રકૃતિ સારી રેહે તથા તેમના અંગમાં સામર્થ્ય આવે, એટલે અન્ન તેમનું પોષણ કરવાને જરૂરનું છે; એ કરતાં ઓછું હોય તો તેટલા ઉપર જ દાહાડા કાઢશે; ને માબાપને યદ્યપિ છોકરાંનું પોષણ કરવાનું સામર્થ્ય નહીં હોય તથાપિ તેમને છોકરાં થવાનાં. એવે પ્રસંગે લોકસંખ્યા વધવાની જ નહીં, એવું કેવળ થવાનું નહીં; પણ લોકો હળવે હળવે નાશ પામતા જશે.

એવી દશા કોઇ એક દેશની એક સરખી જ ચાલતી હોય તો તેનું થોડા દિવસમાં સત્યાનાશ વળે છે. એ પ્રમાણે જે ઠેકાણે મરજીમાં આવે તે પ્રમાણે તે કરનારા હોય છે તથા માલનું રક્ષણ થતું નથી, તેણે કરીને ઉદ્યોગ તુટી જાય છે. એમ જે પૂર્વ તરફના ઘણાક દેશ છે ત્યાંહાં બને છે.

**ગોપાળ**—પણ જે ઠેકાણે સુધરાવટ સારી જ થઈ છે તથા માલનું રક્ષણ થાય છે, એવા જે ઈંગ્લાંડ વગેરે દેશો ત્યાંહાં તમે કહો છો તેમ થવાનું નહીં; ઉલટી સંપત્તિ અને સમૃદ્ધિ ઈંગ્લાંડમાં તો વધતી જાય છે.

**મહેતાજી**—હા ખરું, ત્યાંહાં લોકસંખ્યા પણ વધતી જાય છે અને સંપત્તિનો ઘણો ખરો ભાગ વધારવાનું પ્રત્યેક જણને હિસ્સે વેહેંચાતું આવ્યું છે, તેથી સંપત્તિ અગાઉ કરતાં જાસક વધારે થતી ચાલી જાય છે. આગળ કેટલીએક સદી ઉપર ત્યાંહાંના લોકોના બાપદાદાઓને સણનું કાપડ, જોડા, પગનાં મોજાં મળતાં નહીં; અને માનકરીના ઘરમાંહેનો સામાન હાલની એક ઝુપડીના સામાનના જેવો પણ કોઈકમાં જ. સારાંશ, જે દેશમાં બઢતી ચાલેલી હોય છે ત્યાંહાં સંપત્તિ વધે છે. લોકસંખ્યા અતિશય વધવી, એ આગંતુક પ્રસંગે કરીને તથા થોડો વખત રેહેવા જેવાં કારણો ઉપરથી માત્ર થાય છે.

**ગોપાળ**—ઘણું સારું કહ્યું. લોકોની સંખ્યા મ્હોટી થાય, એ જ સંપત્તિનું કારણ એવું મ્હને હંમેશાં લાગતું હતું. જોતાંમાં તો માતબર તથા આબાદાન એવા જે મુલ્કો, તે સઘળામાં લોકો ઘણા હોય છે; મ્હોટાં મ્હોટાં શેહેરોમાં પણ લોકો ઘણા હોય છે; દેશને સંપત્તિ થકી મ્હોટું હિત થાય એવું આપ માનો છો, એવી જે આ સંપત્તિ, તે લોકસંખ્યા વધારવામાં ઉપયોગી પડે છે અને લોકસંખ્યા સંપત્તિને વધારે છે. કારણ કે મજૂરોને ખર્ચને માટે જે લાગે તે કરતાં તે વધારે ઉત્પન્ન કરે છે. વાહાણ ઉપરથી બુડતા બચેલા આસામિઓને મજૂરી મળ્યાથીં આપણી તે વસ્તી કેવી માતબર થઇ, તે તો તમને યાદ જ હશેં. તેઓ પેહલા આવ્યા, તે ઉપરથી કંઈ અડચણ તો થઈ ખરી, પણ તમે જેવું યંત્રસાહિત્ય વિશે કહો છો તેવું હું પણ કહું છઉં કે, તે અડચણ થોડી અને થોડો વખત રેહે, એવી છતાં જે લાભ થયો તે મ્હોટો તથા નિરંતર ચાલે એવો થયો.

**મ્હેતાજી**—પોતાનાં છોકરાંની તબિયત સારી રહીને તેઓને સુખ થાય એવે પ્રકારે તેઓનું પોષણ કરવા જોગો મુસારો મજૂરોને આપનારી પુંજી જે દેશમાં હોય છે, તે દેશને મ્હોટી લોકસંખ્યા ઘણી હિતકારક હોય છે. પણ આપણી તે નવી વસ્તીમાં જેમ થયું, તે પ્રમાણે સારા જોરાવર મજૂરો મળ્યા એટલે લોકસંખ્યા વધે છે એવું ઘણું કરીને નથી, પણ જેઓનું પોષણ માબાપ કરે તો જ થાય એવાં જે ન્હાંનાં બાળક તે જન્મ્યાં જોઈએ. એ બાળકોના પોષણની તદબીર ન હોય, એટલે તેઓ થોડાં વરસ દરિદ્રમાં કાઢવાને માત્ર જન્મ્યાં એવું થાય છે અને અનુપપત્તિ અને વિપત્તિ એઓએ કરીને થનારા જે રોગ, તે તેમને ઝટ લઈ જાય છે. એવો વખત આવ્યો સતે દેશનું બળ, સંપત્તિ અથવા સુખ એઓ માંહેથી એક પણ વધતું નથી ને ઉલટું તેનુ બળ ઓછું થાય છે, તે ભીખ માગતો થઈ જાય છે અને તેને વધારે વિપત્તિ આવી લાગે છે. ચેં, પેં, કરનારાં છોકરાં એઓ થકી કંઈ ઉત્પન્ન ન થતાં, ઉલટાં તેઓ ખર્ચનું કારણ થાય છે, એઓ સુખ ભોગવ્યા સિવાય દુઃખ ભોગવી લે છે અને તેમનું જતન કરનારાં જે માબાપ તેઓના પાડ વાળવા જોગી વયમાં આવ્યા વગર તેમની દિલગિરી અને શોકનાં તેઓ કારણ થાય છે. જેણે કરીને પેટ ભરાય તેના માન કરતાં જ્યાંહાં લોકસંખ્યા વધારે હોય છે, ત્યાંહાં આ પ્રમાણે ઘણાં ખરાં છોકરાંની દશા થાય છે, ને એવું ઈંગ્લાંડમાં પણ વારે વારે થતું હશે.

**ગોપાળ**—કેટલી ભયંકર આ કલ્પના. પણ કોઈ છોકરાં ભૂખ થકી જ મુઆં, એવું તો તમને લાગતું નહીં હોય ?

**મ્હેતાજી**—એવી રીતે તો કોઈ મુઆં નહીં હોય. પણ જોઈએ તેવું જતન

અને પેટપૂર અન્ન ન હોવાના સબબથી જે છોકરાં હળવે હળવે ક્ષીણતા પામીને મરે છે, તેઓ દૈવહીણાંની દશા ભૂખે મરનારાં જે છોકરાં, તેમના જેવી દિલગિરીનું કારણ થાય છે. જે કુટુંબમાં ઘણાં ન્હાનાં ન્હાંનાં છોકરાં હોય છે, તે કુટુંબમાં માએ તેમના જતનને સારુ પોતાનું સઘળું લક્ષ લગાડયું જોઇએ. પરંતુ તેમને જે આછું પાતલું, પેટને સારુ જોઇએ તે કષ્ટે કરીને મેળવવું પડે છે. તે મેળવવા સારુ તે છોકરાંની માને તેમને ઘરમાં મુકીને બાહાર જાવું પડે છે. સંભાળ, સ્વચ્છતા, છૂટી હવા તથા પુષ્ટિકારક ખોરાક એ નહોય તો અનેક જાતના રોગ પેદા થાય છે, તે તે છોકરાંને લઇ જાય છે અથવા તેમને એટલાં તો અશક્ત કરી નાખે છે કે ઔપસર્ગિક રોગ તેમને પહેલે તડાકે જ મારી નાંખે છે. એવું દુર્બળ-પણું, તથા વૈદ્યોની તથા વિવેકપૂર્વક ઉપાયોની પણ કમતી હોયાના સબબથી કનિષ્ઠ સ્થિતિના લોકનાં છોકરાં શીતલાથી તથા ગોબરુથી મ્હોટા લોકોનાં છોકરાં કરતાં ઘણાં જ વધારે મરી જાય છે.

લોકસંખ્યા અતિશય થયાનો પરિણામ છોકરાંઓમાં જ જણાઇ આવે છે એવું નથી. એકાદો માણસ માંદો થયો તો તેને ઓસડ વેસડ તથા સારું કરીવાળું ખાવાનું મળ્યું તો તે સાજો થાય છે, ને એ તેને મેળવવાની શક્તિ ન હોય એટલે મરી જાય છે. એકાદી સ્ત્રી નાજૂક અથવા અશક્ત હોય તો તેને વિશ્રાંતિ તથા તેની ઇચ્છામાં આવે તે પદાર્થ મળવો જોઇએ, પણ એવું મેળવી લેવા તેને અનુકૂળતા હોતી નથી. મુલ્કની જેવી હવા તથા રીત અને હાલત હોય, તે પ્રમાણે જ અનાજ અને કપડાં વગેરે હોવાં જોઇએ અને તે જેવું વય તથા ત્યાંહાંના રેહેનારાઓની સ્ત્રી પુરુષાદિ વ્યક્તિ તથા શરીર વિકાર તેને અનુસરીને હોવાં જોઇએ અને જ્યાંહાં એ જરૂરના પદાર્થો કમી હોય છે, ત્યાંહાં મોત વધે છે. ગુજરાનના પદાર્થોના માન કરતાં લોકસંખ્યા કદી કદી વધીને ઘણી જ થઈ હોય તો તે મ્હોટા લોકોની અવિચારી ચાલથી થઈ એમ નથી, પણ તે કનિષ્ઠ સ્થિતિના લોકોના અવિવેકથી થઇ એમ સમજવું.

**ગોપાળ**—ગરીબ લોકોમાં ઘણી જ ન્હાની ઉમરમાં લગ્ન થાય છે, તે વિશે તમે બોલો છો કે ?

**મ્હેતાજી**—હા, પાછળ એવું ભાષણ થયું કે, લોકોને અન્ન વગેરે પૂર્તી રીતે મળ્યા ઉપરથી, લોકસંખ્યા ઘણી વધે છે. તેણે કરીને દેશનું સહુથી સરસ કલ્યાણ થાય છે. સમૃદ્ધિમાં મ્હોટાં થયલાં એવાં જે છોકરાં, તેઓના સારા નિરોગી તથા જોરાવર પુરુષો બનીને તેઓ પોતાના બળવડે પોતાના દેશને બચાવે છે તથા પોતાના ઉદ્યોગવડે સમૃદ્ધ કરે છે. આ ઉપર જેઓએ વિચાર કર્યો નથી, તેઓ જે કારણ તેને કાર્ય

માનીને તું જેમ બોલે છે, તે પ્રમાણે વારંવાર બોલ્યા છે કે, ગમે તે હો પણ લોકસંખ્યા મ્હોટી હોય, એટલે તે જ સમૃદ્ધિ થવાનું કારણ થાય છે. અને ન્હાનપણે લગ્ન થયેથી આપણો દેશ સુખી તથા સમૃદ્ધ થશે, એવી સમજથી લગ્ન ન્હાનપણમાં થાય અને કુટુંબો મ્હોટાં થાય, એ વાસ્તે લોકોએ તથા કાયદા કારનારાઓએ ઘણા પ્રયત્નો કર્યા.

**ગોપાળ**—તે તો એક ચૂક મ્હોટા કમનસીબથી થઈ; પણ લોકસંખ્યા ઓછી થઈ એટલે તે અપાય પોતાની મેળે સમી જતો હશે; કારણ કે લોકોની કમતી થયાને લીધે કમી થયેલા લોકોનું પોષણ જે પુંજી હશે, તે વડે પૂર્તી રીતે થવા માંડશે. તેણે કરીને મેહેનતને બદલે જે રોજમુરો આપવાનો, તેનો દર વધશે.

**મ્હેતાજી**—હા ખરું, પણ એ ધીમી અને ભયંકર યુક્તિની પાછળ કેટલાં દુઃખ છે તે જુઓ! એ યુક્તિ ચાલૂ કરી સતે આવું થાય છે કે, મજૂર લોકોની કમતાઇ કરીને અથવા કંઇ નવા પ્રકારના ઉદ્યોગવડે પુંજી વધારીને મજૂરોનો સંસાર સારો ચાલવા માંડે છે, એટલે પાછાં ઘણાં લગ્ન થવા માંડે છે, છોકરાં પુષ્કળ વધવા માંડે છે, અન્નાદિકના માન કરતાં લોકસંખ્યાનું માન ફરી પાછું વધારે થાય છે. તેને લીધે એવું થાય છે કે, ગરીબોનો જે સંસાર થોડા દિવસ સારો ચાલ્યો હોય, તે પાછો આગળની પેઠે ગરિબાઇમાં આવી પડે છે.

**ગોપાળ**—અમે રહિએ છૈએ તે ઠેકાણા પાસે એક ગામ છે. ત્યાંહાં તમે કહો છો તેવું થયું. મ્હારા સાંભળ્યામાં એવું આવ્યું છે કે, એ ગામ આગળ એક ન્હાનું સરખું ગામડું હતું અને ત્યાંહાંના લોકો ખેતની (ખેતીવાડીની) મજૂરી કરીને પેટ ભરતાં. ઘણાંક વરસે તે ગામની નજદીક એક સુતરાઉ કામ કરવાનું કારખાનું ચાલૂ થયું. તેને લીધે ગરીબ લોકોને પૂર્તી રીતે કામ મળવા લાગ્યું અને આગળ આળસુની પેઠે બેશી રેહેતાં એવાં જે છોકરાં, તેઓ પણ પોતાના પેટને સારુ કંઈ મેળવવા લાગ્યાં. એવું કંઈ વરસો સુધી ચતું ગયું. તેણે કરીને તે મજૂર લોકોનો સંસાર સારી રીતે ચાલવા લાગ્યો. તે ગામ ઘણું જ જલદીથી જમી ગયું. તેમાં ન્હાનાં ન્હાનાં નવાં ઘર ઘણાં થયાં તથા કુટુંબો વસવા લાગ્યાં. એવું જોઇને ઘણું તાજુબ લાગે છે એવું મ્હેં મ્હારા દાદાને બોલતાં સાંભળ્યા. પણ કેટલેક દિવસે તે ગામ મજૂરોથી ઘણું જ ભરાઈ ગયું. હાલ તે ગામમાં લોકસંખ્યા સારી જ છે, પણ જે ગરીબ દશામાંથી તે ગામની ચઢતી કળા થઈ હતી, તે જ દશામાં તે હવે બુડી ગયું છે.

**મ્હેતાજી**—તો પછી તુંજ જોની કે જે કારખાનું તે ગામને પહેલાં હિતકારક થયું હતું, તે જ તે મજૂરોના અવિચારીપણાને લીધે અહિતકારક થયું. જો તે લોક

શાહાણા અને લાંબી નજરના હોત તો તેઓ મજૂરીને જેટલા જરૂરના હતા, તે કરતાં વધારે થયા ન હોત અને તે કારખાના માંહેથી જે લાભ થતા, તે હજી સુધી થાત.

મજૂર લોકો ઉપર હંમેશાં ઉપકાર થવો એવું જો મનમાં હોય તો, ઉદ્યોગને પ્રવૃત્ત કરીને સુખે બેશી રેહેવું નહીં; પણ તે લોકોને જેવું પાસેનું હિત તેવું જ દૂરનું પરિણામ જણાવા લાગે એવી રીતે તેમની બુદ્ધિ જાગૃત કરવા સારુ શિખવવાનો પ્રયત્ન કરવો. તેઓના મનમાં એવું લાગવા માંડયું જોઇએ કે, પહેલાં આપણો સંસાર સારો સુખરૂપ ચાલે એવું કરી લીધું જોઇએ, ને તેવું થયા વગર આપણી સંખ્યા અનાજ વગેરેની પ્રાપ્તિના કરતાં વધારવા માટે ન્હાનપણામાં લગ્ન કરવાં ન જોઇએ.

**ગોપાળ**—વારુ, અન્નાદિકનું જે માન હોય તેથી ઓછી લોકસંખ્યા રાખી તો તે હંમેશાં એક સરખી રેહેશે નહીં કે?

**મહેતાજી**—નહીં રેહે. જ્યાંહાં લોકો ઉદ્યોગી છે ત્યાંહાં પુંજી વધશે અને પુંજી વધી એટલે લોક સંખ્યાને પણ વધવાને અનુકૂળ પડશે; પણ એટલું જ કે, પુંજીને વધવાની જે ગતિ, તે ગતિને અનુસરીને લોકસંખ્યા હોવી જોઇએ. તેનાથી બાહાર ડગલું ભરવું નહીં.

**ગોપાળ**—જ્યાંહાં અનાજ વગેરેની મ્હોટી સમૃદ્ધિ તથા ધંધો પુષ્કળ હોય એવે ઠેકાણે જ લોકસંખ્યાનો વધારો કરવો, બીજે કાંઈ ઠેકાણે કરવો નહીં. એવું મ્હને હવે સાફ જણાવા લાગ્યું.

**મહેતાજી**—તું કેહે છે તેવે ઠેકાણે લોકસંખ્યાનો વધારો કરવો પડતો નથી. ત્યાંહાં તે પોતાની મેળેજ વધશે. કુટુંબને સારુ કંઈ તદબીર કર્યા વગર લગ્નો કરવાં એવું જે લોકોને ઘણું કરીને લાગે છે તે માત્ર ખોટું; પણ ગુજરાન જેટલું સેહેલી રીતે મળતું હોય તો લગ્ન કરવામાં કંઇ ભય નથી. જ્યાંહાં અનાજનો સુકાળ છે, ત્યાંહાં છોકરાંનું જેવું પોષણ થશે, જેવાં તે ઓઢશે પેહેરશે તથા જેવું તેમનું જતન થશે, તેવું તેમનું આરોગ્ય અને આયુષ્ય વધશે. એવું જે ઠેકાણે છે, તે ઠેકાણે લોકસંખ્યા વિશે નિયમ કરવાની જરૂર નથી. કનિષ્ઠ સ્થિતિના લોકને વિદ્યા પ્રાપ્ત થવી અને તેઓની ઉદ્યોગ તથા વિચારમાં પ્રવૃત્તિ થવી, એવો માત્ર કાયદા કાનુન કરવાવાળાઓએ બંદોબસ્ત કરી રાખવો. જેવી લોકસંખ્યાની વૃદ્ધિ કરવાની લોકોની પ્રવૃત્તિ સ્વાભાવિક હોય છે, તેવી જ જેઓ શિખીને સારા થાય છે તેમની પ્રવૃત્તિ પોતાના સંસારને સુધારવા વિશે હોય છે. તેણે કરીને એવું થાય છે કે, લોકસંખ્યાની નિયમ પ્રમાણે વૃદ્ધિ થઇનેસારી આબાદાની થવા લાગે છે.

**ગોપાળ**—ગુજરાનના માન કરતાં લોકસંખ્યા વધારે હોવી ન જોઇએ, એવું જે તમારું બોલવું તેનો મતલબ શો?

**મહેતાજી**—હા, જે સારો સંસ્થાપિત અને સારો શિખેલો દેશ હોય છે, ત્યાંહાં લોકોની સંખ્યા સંપત્તિના માન પ્રમાણે હોય છે, કદાપિ આગળ ડગલું ભરતી નથી.

ઉપજીવિકાના માન કરતાં લોકસંખ્યા વધારે થવા માગે છે, પણ સારા શિખેલા જે માણસો તેઓ લોકસંખ્યાને નિયમ પ્રમાણે રાખે છે. લોક જેવા સારા શાહાણા અથવા મૂર્ખ હોય છે, તે પ્રમાણે તેઓ લોકસંખ્યાને નિયમ પ્રમાણે રેહેવા દેય છે અથવા મનમાં આવે તેમ વધારે છે.

**ગોપાળ**—આ વિષયનો ખરો બોધ થઇને મ્હારું સમાધાન થયું; પણ મ્હેં જે જ્ઞાન મેળવ્યું તેથી આનંદ થતો નથી. કારણ કે, લોકસંખ્યા ઘણી થએથી લોકોને દુઃખ પ્રાપ્ત થાય છે, એ વાતથી મ્હારા મનમાં મ્હોટી ખેદકારક વૃત્તિ પેદા થઈ છે.

**મહેતાજી**—એવું છે કે, ઉપજીવિકાના માન કરતાં આપણી સંખ્યા વધારે થવી, એવું માણસોને સ્વાભાવિક રીતે લાગે છે, તે એક ઈશ્વર તરફનો જ નિયમ છે. તેણે કરીને આપણી ઉદ્યોગ તરફ પ્રવૃત્તિ થાય છે તથા આપણી જે અનેક પ્રકારની શક્તિઓ, તે જાગૃત થાય છે. ઉપજીવિકાના માન કરતાં લોકસંખ્યા વધારે થવા લાગી, માટે જ આપણે જમીન પોતાને સ્વાધીન કરી લીધી. (તેણે કરીને અનેક પ્રકારની પદવિઓ અને પ્રપંચ સ્થિતિઓની પ્રવૃત્તિ થઇ, ક્રમે કરીને લોકોની સુધરાવટ થવા માંડી; જંગલી લોકોની જ્યાંહાં ત્યાંહાં ફરનારી જે ન્હાની ન્હાની જાતિ, તેના મ્હોટા મ્હોટા સુશિક્ષિત દેશો થયા). જ્યાંહાં રાજ્યનો બંદોબસ્ત નથી ત્યાંહાં કદાચિત્ લોકસંખ્યા વધ્યાને લીધે લોકોને દુઃખ થતાં હશે; પણ સંસ્થાપિત લોકોમાં તેવું થતું નથી. ત્યાંહાં લાખો ઉદ્યોગી તથા સુખી એવા પ્રાણીઓનાં પોષણ થાય છે. લોકો જેમ જેમ સારા શાહાણા થતા જાય, તેઓમાં જેમ જેમ વિદ્યા વગેરે ગુણોની પ્રવૃત્તિ થતી જાય તેમ તેમ લોકસંખ્યા વધ્યાથી થનારાં દુઃખ ઓછાં થાય છે.

**ગોપાળ**—લોકો શિખીને સારા શાહાણા થયા તેણે શું, પણ તેમની સંખ્યા જેમ જેમ વધતી જશે તેમ તેમ ઉપજીવિકા મેળવવાને કઠણ પડતું જશે.

**મહેતાજી**—આગળ એવું થશે કે, આ પૃથ્વીની જીરાયત તથા વસ્તી પૂર્તી રીતે થશે; લોકસંખ્યાની વૃદ્ધિ અથવા ઉપજીવિકાની વૃદ્ધિ પણ પુર્તી રીતે થશે; પણ તે વખત આવ્યાની આગમજ કેટલી પેઢિઓ ગુજરી જશે, એની અટકળ કરવી અશક્ય

છે. સબબ, એવી કલ્પના કરવી કે ઉત્તમ આચરણ તથા જ્ઞાન એઓની પ્રવૃત્તિ થઇને કેવળ સરસમાં સરસ અવસ્થા પ્રાપ્ત થશે ત્યારે તે વખત આવશે. પછી લોકસંખ્યા કેટલીએ વધી તો પણ તે ઉપજીવિકાના માન કરતાં વધારે થવાની નહીં.

લોકોની હાલમાં એવી અવસ્થા છે કે, ઉપજીવિકાના માન કરતાં લોકસંખ્યા વસ્તી થતી જાય. પણ તેવું થયા થકી જે અનુપપત્તિ આવી લાગે છે, તે મ્હોટા મ્હોટા દેશોમાં તથા લોકોથી ભરેલાં પ્રાંતોમાં ઘણું કરીને નથી હોતી, પણ જંગલી લોકમાં હોય છે. તેઓને જેવું દુઃખ થાય છે તેવું કેથે થતું નથી. શિકાર કરવો, માછલાં મારવાં, અથવા જમીન માંહેથી આપો આપ થાય તે લેવું, એવે પ્રકારે જંગલી લોકો પોતાનું ગુજરાન કરે છે, અને તેમાં કંઇ ઓછું થયું એટલે તેઓ લાચાર થાય છે. આ દેશમાં પણ જે લોકો એક જ અનાજ ઉપર નિર્વાહ કરે છે, તે માંહેના હજારો જણ દુષ્કાળની વેળાએ મરી ગએલા સંભળાય છે. જેમ જેમ લોકો સુધરતા જાય છે, તેમ તેમ તેમને દુઃખ થોડાં આવી લાગે છે. જ્યાંહાં નવી વસ્તી થએલી, જ્યાં અપ્રતિબંધક રાજ્ય એવા જે અમેરિકાખંડ માંહેના પ્રાંતો સરખા મુલ્ક, ત્યાંહાં જ માત્ર ગુજરાતની અનુપપત્તિ બિલકૂલ નથી, એવું કહીશું તો ચાલશે.

માલથસના દેશવ્યવહારવ્યવસ્થાના ગ્રંથમાંહેનો કંઈ ભાગ વાંચીને આપણે આ વિષય પૂરો કરિએ.

"મ્હોટો મુસારો તથા અનાજ કપડાં વગેરે પુષ્કળ મેળવવાનું જે સામર્થ્ય, એ થકી બે ઘણાં જૂદાં પરિણામો થાય છે. એક તો એવું કે લોકસંખ્યાની ઘણી ઉતાવળી વૃદ્ધિ થાય છે, ને તેવું થયા સતે મ્હોટાં તથા વધનારાં એવાં કુટુંબોની સંભાળ કરવામાં તે મ્હોટા મુસારાનો ઘણું કરીને ખર્ચ થાય છે. બીજું એ કે ગુજરાન ચલાવવાની રીતિઓ ખચીત સુધરે છે, અને સારી સમૃદ્ધિ જો કે ન થઇ, તોએ સોઈ (સારી વ્યવસ્થા) અને સુખ એમનો ઉપભોગ થાય છે."

"આ જૂદા જૂદા પરિણામો જોયા હોય તો, જૂદા જૂદા દેશની તથા જૂદા જૂદા વખતની જે લોકોની સ્થિતિ તથા રીતિ, એ જ એ પરિણામોનાં કારણો એવું સાફ નજર આવે છે. એ જૂદી જૂદી સ્થિતિ તથા રીતિનાં કારણો વિશે શોધ કરવા લાગ્યા તો એવું ઘણું કરીને નજર આવે છે કે, કેટલીએક વાતો એવી છે કે તેઓએ કરીને કનિષ્ઠ સ્થિતિના લોક ઉદાસી જેવા થાય છે, અને થયલી વાતો ઉપરથી આગળ થનારી વાતો વિશે તર્ક ચલાવવાને અસમર્થ હોય છે, અથવા એવું મનમાં લાવે છે કે એવો તર્ક કીધાથી ફળ શું; હાલ જે મળે છે તે થોડું ઘણું હોય તો તે વડેજ ચલાવવું, મ્હોટાં સુખો

તથા માન માન્યતા, આપણને તે ક્યાંહાંથી મળવાનાં, એવું ઉદાસપણું જે વાતોમાં આવે, તે પેહેલા પરિણામનાં કારણો જાણવાં. કેટલાંએક કારણો એવાં છે કે, તેઓએ કરીને કનિષ્ઠ સ્થિતિના લોકોને મ્હોટપણું મળવા માંડે છે, તેઓ આગળ પાછળ જોઇને ડગલું ભરનારા પ્રાણીના જેવા સાવધ થાય છે, આપણને તથા આપણાં છોકરાંને માન્યતા, સદ્ગુણ અને સુખ થવાં, એવું મનમાં આણીને તે જેણે કરીને મળે તે ઉપાયો વિશે તેઓ મંડે છે, ને તે આપણને ન જોઇએ એવી કલ્પના તેઓનાથી ખમાતી નથી. એવું જે વાતોથી થાય છે, તે બીજા પરિણામનાં કારણો જાણવાં.

"કનિષ્ઠ સ્થિતિના લોકોમાં ઉદાસપણું આવે છે, તેને મરજી મુજબ રાજ્ય રૈયતને દુઃખ દેવું તથા અજ્ઞાન એ કારણો છે. કનિષ્ઠ સ્થિતિના લોકોની અંદર મ્હોટપણું આણવા સારુ જન વ્યવહાર, તથા રાજકીય વ્યવહાર, એ સારા ખુલાસાથી થવા દેવા તથા વિદ્યા વગેરેની પ્રવૃત્તિ કરવી, એ કારણો છે."

જ્યાંહાં મ્હોટી પુંજીનો સંગ્રહ ઘણા દિવસ થયાં થતો આવ્યો છે, જ્યાંહાંની સંપત્તિની ગતિ મંદ છે, એવા ઇંગ્લાંડ સરખા દેશમાં મજૂરોને મુસારો મળે છે અને અમેરિકા જેવા ત્વરાથી માતબર થનારા જે મુલ્ક, તે માંહેના મજૂરોને પણ મુસારો મળે છે, પણ તેઓના કરતાં આઓનો મુસારો વધારે શા માટે? તથા તેમની સંસાર સ્થિતિ વધારે સારી શા માટે? એ તને હવે સમજાવા માંડ્યું કે નહીં?

**ગોપાળ**—હા, પુંજીનો વધારો જલદીથી થવા લાગ્યો, એટલે મજૂરીની ઝાઝી ગરજ પડે છે અને મુસારો સારો મળે છે. સંપત્તિ કેટલીએ મ્હોટી હોઇને મંદ ગતિએ વધવા લાગી તો લોકસંખ્યા પણ તે જ ગતિએ વધવા લાગશે, અથવા ઉપજીવિકાના માન કરતાં વધારે થવા લાગશે. તેણે કરીને મુસારો ઓછો થઇને વિપત્તિ આવી મળશે.

**મહેતાજી**—આજ જ્યારે આગળ દેખાડ્યું હતું, ત્યારે એવું કહ્યું હતું કે, કોઈ માણસ કને કંઈ પુંજી વધ્યા વગરની રહી હોય તો તે તેમની તેમ રાખ્યાના કરતાં સંપત્તિનો વધારો કરવો, એ તે માણસને તથાં તે દેશને ઘણું હિતકારક થવાનું.

એ બાબત પેલી સાહેબે સારું નિરૂપણ કર્યું છે, તે માંહેથી તને કંઈ ભાગ વાંચી સંભળાવું છઉં.

"મેહેનતને બદલે જે કીંમત આપવાની, તેનું જેવું માન હશે અથવા અન્ન વગેરેની કીંમતનું જેવું માન હશે તે પ્રમાણે ગુજરાન મેળવવું સેહેલ પડવાનું તથા ઉદ્યોગને મદદ થશે એવું કેટલાક કહે છે, પણ તે તેવું થવાનું નહીં. મેહેનતની કીંમત

અનાજ વગેરેની કીંમતના એતથી રહે એવો બંદોબસ્ત હશે તો તેમ થવાનું. એવો બંદોબસ્ત સારો રેહેવો, એ હરકોઇ દેશમાં સંપત્તિની ભરતી થાય તેને આધીન છે. એટલે જેમ જેમ સંપત્તિ વધતી જશે તેમ તેમ અનાજ વગેરેનો કીંમત વધ્યાની આગમજ મેહેનતની કીંમત વધતી જશે. એવું છે માટે ઉદ્યોગને તથા લોકને હીતકારક થવું તે વાત દેશમાં સંપત્તિનો જે જમાવ થયો હોય છે તે વડે થતું નથી, પણ તે સંપત્તિ વધતી ગયાથી એટલે સંપત્તિનું નવું નવું મળતર થયાથી થાય છે. જે જે દેશમાં સંપત્તિની ભરતી તથા ઉત્પત્તિ હમેશાં થાય છે, તે તે દેશમાં હમેશાં સારું થાય છે. ઇંગ્લાંડ દેશની પુંજી જેમની તેમ જ રહી છે એવું ત્હારે માનવું નહીં. નવા વસેલા મુલકોની જે ચાલ તે જ ચાલે જો કે ઇંગ્લાંડ દેશની સંપત્તિની ચાલ થતી નથી. તથાપિ ત્યાં સંપત્તિનો વધારો જલદીથી જ થાય છે એમ સમજવું.



## ઉત્તરભાગ સંવાદ ૧૦ મો



### મજુરોની સ્થિતિ વિશે

**આમાં, ગૌચરો તથા પડત જમીન ખેડાણ કરવી–પારકા મુલ્કમાં વસવા જવું—કનિષ્ઠ સ્થિતિના લોકોને વિદ્યા શિખવવી–ઉપયોગી મંડળિઓ જમાવવી–અવેજ અનામત મુકવા સારુ પેઢિઓ કાઢવી—આમખાતાના અવેજ માંહેથી ગરીબોને મદદ કરવી–ભીખ આપવી તથા ગૃહસ્થોની તરફથી ધર્માદાય કરવો–બક્ષીસ આપવા વગેરેનું નિરૂપણ કરેલું છે.**

**ગોપાળ**—મજૂર લોકોને પોતાની સંસારસ્થિતિ સુધારવા બાબત કંઇ જ ઉપાય રહ્યો નથી કે કેમ? એવો વીચાર હું તમને મળી ગયા પછી કરવા લાગ્યો. તે ઉપરથી એવું મનમાં આવ્યું કે, બીજા દેશમાં જેટલી જીરાયત જમીન છે તેટલી જો કે આપણી પાસે નથી તોપણ આપણી પાસે પુષ્કળ પડતર જમીન છે, તેની ખેડ થઇ હોય તો અનાજ વગેરે ઉપજીને ભંડોળ વધારે થશે.

**મહેતાજી**—પુંજીનું માન હોય તે પ્રમાણે જ ઉદ્યોગ થાય છે. વાસ્તે મજૂરોને પેટીઉં આપવાનું જેટલું સામર્થ્ય હોય, તે કરતાં વધારે મજૂરોને કામે લગાડાતા નથી. સમજ્યો, તેઓ પોતાના રોજના અનાજને માટે કામ કરે છે. તે જ જો તેઓને મળ્યું નહીં તો તેમનાથી કામે લગાવાનું નહીં. ઘણું તો શું પણ તે લાગવાના જ નહીં. કોઇ એક દેશ માંહેની પુંજીથી જેટલાં મજૂરોની સંભાળ થવાની, તેટલાં સઘળાં

મજૂરો કામે લાગ્યાં જ હોય છે, ત્યારે જે જમીન ખેડાણ થઇ છે ત્યાં તેઓએ કામ કરવું કે નવી જમીન ખોદીને કેળવવા માંડવી, એ વાતનો માત્ર વીચાર કર્યો જોઇએ ને એ વાત જમીનદારને સોંપવી અને તેઓ જે ઠરાવે તે સાંભળી લેવું. કેમકે જેટલું ઉત્પન્ન કરાવી શકાય તેટલું કરી લેવું, એ જેવું મજૂર લોકોના સારાને અર્થે છે તેવું જ જમીનદારોને પણ છે. ઘણું કરીને જૂની જમીનની કેળવણી સુધારવા સારુ પુંજી નાખવી એથી જેવો ફાયદો થાય છે, તેવો નવી જમીનની ખેડ કરવામાં પુંજી લગાડ્યાથી થતો નથી. કેમકે ઘણા દિવસથી ખેડાણ થએલી એવી જે સહુથી સરસ જમીન, તેના કરતાં જે રહેલી પડત જમીન હોય છે, તે ઘણી રસ વગરની તથા ઉજડ હોય છે અને તેના ઉપર જ્યારે ઘણો ખર્ચ કરીએ ત્યારે તે દેવા માંડે છે. એવું છતાં એ સદરહૂ બંને જમીનોની ખેડ કરવા સારુ લોકો પાસે પુંજી હોય છે, અને હાલમાં એવું નજર આવે છે કે, પ્રાંતો માંહેની ખેતીનો ઘણો સુધારો થયો છે. એટલું જ નહીં પણ ઘણાએક ગૌચરોને વાડ ઘાલીને તેમની ખેડ થતી જાય છે.

**ગોપાળ**—મ્હારું બોલવું આપને વિસંગત લાગતું હોય તો લાગો, પણ ગૌચરને વાડ ઘાલ્યાથી માઠું થયું એવું મ્હારાથી બોલ્યા વગર રેહેવાતું નથી. ગામડા ગામમાં રેહેનારાઓનાં દુબળાં એવાં જે થોડાં સરખાં ઢોરો તેઓની સંભાળ થવાને જે તે ગૌચરનો જ આસરો હતો, તે હવે નહીં જેવો થયો. એ બાબત ગોલ્ડ સ્મિથ સાહેબ કરીને એક સુરસ કવિ થઈ ગયો, તેનાં બે વાક્યો પ્રાકૃતમાં રચેલાં છે તે એવાં કેઃ—

### શાર્દૂલ વિક્રીડિત છંદ

"વસ્તી દેશ વધી પડે પિડ કરે, કંગાલ દારિદ્રને ।
શ્રીમંતો ધનને મદે લઈ લિયે, કબ્જે જમીનો અરે ॥
નીસાસા પડિ બંધ ઢોર ચરતાં, ભારી સુકે છે ખરે ।
વાસો કહાં કરિયે હવે દિન વદે, શોકે જ ભર્વાડરે ॥૧॥
થોડી એક જ લાકડી બળતરો, દૂધો દહીંમાં સરે ।
જે તે આજિવિકા હતી ગઈ હવે, રેહે નહીં સ્વાસરે ॥
રેકે ભૂમિ ઘણીજ બાગ બગિચે, ખેડાવિ પાકો જમે ।
પૈસાદાર સુખેથિ ડાચું ભરિકાં, હીણા હમોને દમે ॥૨॥"

ન૦ લ૦

**મહેતાજી**—કવિનું બોલવું દેશવ્યવહારવ્યવસ્થા શાસ્ત્રમાં એક સારું પ્રમાણ એમ માનતા નથી. ગૌચરોને વાડ વગેરે નાંખ્યાથી થોડાંક દુબળાં ઢોરોનો ચારો બંધ થશે,

પણ તે ગૌચરોવડે ઘણાં સારાં ઢોરોનું પોષણ અથવા સારી ખેતી થવા માંડશે. તેણે કરીને અનાજ વગેરેનું માન વધશે; અનેક ગરીબોને કેવળ સાક્ષાત્ સંબંધવડે પ્રાપ્તિ યદ્યપિ થઈ નહીં, તો પણ સેવટ સારું જ પેટીઉં મળવાનું. ગૌચરોને વાડ નાખવા સારુ તથા તેમને ખેડાણ કરવા સારુ મજૂરો જોઇએ, તેણે કરીને ગૌચરોની આજુ-બાજૂનાં પાસેનાં ગામડાંના લોકોને એક નવું કામ જાગે છે. એ પ્રમાણે તેમની મેહે-નતની વધારે ગરજ પડે છે. ગૌચરો ઉપરથી તેમનો હક ખુબ્યાને બદલે તેમને પૈસા મળે છે અને જે ઢોર તેમનાથી પળાતાં નથી, તેઓને જમીનને નવી વાડ વગેરે નાખ-નારા વેચાતી લે છે.

**ગોપાળ**—લોકસંખ્યા વધી સતે જે લોકો વધારે થાય તેમની પાસે પડત જ-મીનની ખેડ કરાવવી એ ઠીક, પણ તેવું કરાવ્યાથી પણ તેમનું પેટ ન ભરાતું હોય તો કેમ કરવું. જે ઠેકાણે પેટીઉં મળવું સેહેલું તથા જ્યાંહાં મેહેનતની વધારે ગરજ એવા દેશમાં આપણી તરફનાં ઉદ્યોગ વગરનાં માણસોને શા સારુ મોકલવાં નહીં? અથવા જેમાં વસ્તી થયલી નહીં એવા જે અમેરિકામાંહેના દેશો, ત્યાંહાં તે લોકોએ જઇને નવી વસ્તી શા સારુ કરવી નહીં?

**મહેતાજી**—લોકોની ઘણી ગર્દી થઈ હોય તો તેમને પરદેશમાં વસ્તી કરવાને મોકલવા સિવાએ બીજો ઉપાય નથી ખરો; પણ ઘણું કરીને એવું છે કે, પરમુલ્કમાં જવું, એ લોકોને ઘણું જીવ ઉપર આવે છે અને કેટલાકને અમસ્તી બીહીક લાગે છે કે, આપણી તરફથી પરમુલ્કમાં વસ્તી થઈ તો આપણા દેશનું જોર કમી થશે, સબબ પરમુલ્કમાં વસ્તી કરવાને સારી પેઠે ઠીક પડતું નથી.

**ગોપાળ**—પરમુલ્કમાં ઘણા લોકોનું ગમન થવા દેવું નહીં. પણ મ્હારું બોલવું એવું છે કે, આપણા મુલ્કમાં જેની સંભાળ થઈ શકે તેવું નથી, ફકત તેઓ વિશે જ પરમુલ્કમાં તદબીર થવી જોઇએ.

**મહેતાજી**—જ્યાંહાં છૂટાપણું તથા નીતિ છે, એવાં રાજ્ય માંહેથી પરમુલ્કમાં ઘણા લોકોનું જવું ઘણું કરીને થવાનું નહીં. આપણને આપણી જન્મ ભૂમિની ઘણી પ્રીતિ હોય છે તથા આપણે એક બીજાની સાથે ઘણી સગાઈ તથા સંબંધ હોય છે, તે પેહેલાં તો તોડવાં જોઇએ, પછી દેશ છોડવાની વાત. એટલા સારુ કાંઈ થોડાક મતલબ સારુ કોઈ પોતાનો દેશ છોડવાને તૈયાર થનાર નહીં. મનોવૃત્તિ બાબત જેને ઘણું પૂરું જ્ઞાન એવા એક પુસ્તક બનાવનારનું વાકય છે કે, પરમુલ્કમાં વસ્તી કરવાને જવું નહીં. એ

વિશે સહુથી સરસ નિયમ કયો તો તે પ્રકૃતિથી જ માણસના હઈઆમાં મુકાયો છે. એ બાબત એક નવી પ્રાકૃત રચના એવી છે કે,

## શિખિરિણી છંદ

"સ્વજન્મી જે ભૂમી, નરસિજ છતે તેજ મધુરી,
છુટાં થાતે તેથી, દલગિરિ દમે દીલનિ પુરી;
વિજોગી દીને તો, દિન કળકળાટે રડિ મરે,
અરે બ્રહ્મન્ દેવા, શું શું સુચવિયે દુખ ભ્રમરે ॥૧॥"

નં૦ ૯૦

વળી એવું છે કે પરમુલ્કમાં રેહેવા જનારા જે લોકો તેઓ પોતાનો સંસાર સારો માંડે ત્યાંહાં સુધી તેમને અડચણ સાથે જ પ્રસંગ પડે છે અને પોતાના ગુજરાનને સારુ અનાજ પેદા કરતાં આવડે ત્યાંહાં સુધી તેઓને કષ્ટ વેઠવું પડે છે. એ સારુ આગળ પગલું કાઢવાને હિંમત થતી નથી. અનુપપત્તિ જેવું જોરાવર કારણ હોય તો ઉજડ જમીનમાં વસ્તી કરવાને લોકો કદાચ તૈઆર થશે.

એ કામને તથા બીજાં સર્વ ખટલાંને કંઈ પુંજી પણ જોઇએ. અનાજ વગેરે જરૂરના પદાર્થો પરમુલ્કમાં વસનારાઓને જાતે ઉત્પન્ન કરતાં આવડે, ત્યાંહાં સુધી ખેતીનાં તથા કસબોના લોહોડાંની તજવીજ કરી આપવી જોઇએ અને અનાજ કપડાં પૂરાં પાડ્યાં જોઇએ. પરમુલ્કમાં જવાને અટકાવ ન કરતાં આશ્વાસન આપવાવાળી સરકારે હાલમાં શાહાણપણથી સારો ઠરાવ કરેલો છે. એવું છતાંએ પોતાનો દેશ છોડી દેવો, એવું થોડાઓના જ મનમાં આવે છે.

પારકા મુલ્કમાં ઉઠીને જવું, એ દેશની સંપત્તિને તથા સમૃદ્ધિને કેટલેક પ્રસંગે ઘણું અનહિતકારક છે. તેવું છતાં પણ દરિદ્રને લીધે તેવું પણ કરવું પડે છે. મનમાં આવે તેમ સરકારે ચાલવું એવું જ્યાંહાં હોય છે, ત્યાંહાંના કેટલાએક પ્રકારના લોકો ઉપર મ્હોટો જુલુમ ગુજરે છે. તેને લીધે પારકા મુલ્કમાં જવાનું થાય છે; એવું યુરોપખંડમાં ઘણી વખત બનેલું છે. જેનો જે ધર્મ, તે તેને ન આચરવી દેવો વગેરે કારણોને લીધે એ તેવું બને છે. તે જ કારણને લીધે ફ્રાન્સ દેશમાંહેથી કેટલાક લોકોનું પરમુલ્કમાં જવું થયું. તેઓ ઘણા કુશળ તથા ઉદ્યોગી હતા. તેઓની કારીગિરિઓ તથા કસબો હોલાંડ, ઇંગ્લાંડ, એવા એવા દેશોમાં ચાલતા. તે તે લોકોના જવાથી એવું થયું કે, ફ્રાન્સદેશે પોતાની અત્યંત ગુણી પ્રજામાંહેથી કેટલીક પ્રજા ખોઈ. મૂર લોકોને સ્પેનદેશ

માંહેથી જવા દીધાને લીધે તે દેશના ઉદ્યોગને જે ધોકો લાગ્યો, તે કદી સમો થયો નથી. એ જે એવી હાની, તે દેશને થઈ તે અમેરિકાની સઘળી સંપત્તિવડે પણ દૂર થઈ નહીં હશે.

ઈંગ્લાંડ દેશની પ્રજાની સંખ્યાવિશે એવું છે કે, જેમ જેમ તે પ્રજા વત્તી થતી જાય છે, તેમ તેમ પ્રજાનો વધારો થયાને લીધે બિગાડ થતો જાય છે. તે બિગાડ દૂર કર્‍યા વગર તો ચાલે નહીં. વાસ્તે તે બિગાડનો નાશકારક જે ઉપાય તે તૈયાર કરવાની ઘણી હોંસ હોય છે. એવા બિગાડો નહીં જેવા કરી નાખવા બાબત ઘણો જ જરૂરનો ઉપાય તો આ જ કે જ્ઞાનનો સામાન્ય રીતે સર્વ લોકમાં ફેલાવો કરવો કે જેણે કરીને કનિષ્ઠ સ્થિતિના લોકો પોતાના આગળના સ્વાર્થને વિશે સારા સાવધ થશે.

**ગોપાળ**—દ્રવ્યરૂપ પુંજી કેમ મેળવવી, એ તેમને સમજાવા માટે બુદ્ધિરૂપ પુંજી મેળવવાને તમે શિખવનાર કે ?

**મહેતાજી**—હા, નીતિથી ચાલવું, દેવની ભકિત કરવી, તેમ જ ઉદ્યોગ કરતાં રેહેવું, ખર્ચ કરવો તે તદબીરથી કરતાં રેહેવું, લાંબી નજર રાખીને ચાલવું, એવી આદત છોકરાંને જેણે કરીને પડે એવી રીતે શિખવવાનો યત્ન કરવો. જેમ જેમ મનને બોધ થતો જાય છે, તેમ તેમ ફલાણું કર્‍યું હોય તો ફલાણું થશે, એવો વિચાર થતો જાય છે, ને એવું બાળ બુદ્ધિ તથા જંગલીઓને સુઝતું નથી; તેઓ તો જેવા કે ક્ષણિક સુખને વાસ્તે જ જન્મેલા એવા છે. જેઓ સારી રીતે શિખ્યા માટે જેઓને સારો વિચાર સુઝે છે, તેઓ તો જે પાછળ થયું તે ધ્યાનમાં લઈને આગળ થવાનું તે ઉપર નજર રાખે છે. એવો વિચાર સુઝવો તે છોકરાંને ફકત વાંચતાં લખતાં શિખવ્યાં એટલે સુઝશે એમ નથી, પણ તેમને સારી ઉત્તમ રીતે શિખવ્યાં જોઇએ. જેણે કરીને બુદ્ધિ બહોળી થાય છે, સારી શાંત કોમળ વૃત્તિ અંગે આવે છે, અંતઃકરણમાં દયા આવવા માંડે છે, લોકો ઉપર હેત કરવું એવો સ્વભાવ થાય છે, એવું જ્ઞાન જે શિક્ષાવડે પ્રાપ્ત થાય છે, તે શિક્ષાની પ્રવૃત્તિ થવી જોઇએ. કણબી, માળી વગેરેને શિક્ષા જ નથી હોતી, પછી તેમને વિચાર તે કયાંથી હોય. હું પરણ્યો તો મારાં બૈરી છોકરાંને કોણ જાણે શી વિપત્તિ પડશે, એ આગળથી ધ્યાનમાં ન આણતાં અથવા એ વિશે કંઈ ચિંતા મનમાં ન ધરતાં તેઓ પરણે છે, પણ સંસારનાં સુખ તથા મહોટાઇથી ચાલવાની જે યોગ્યતા, તે જેઓને વિદ્યાના યોગથી જાણ્યામાં આવી છે, તેઓ તેવું કરનાર નહીં. તેઓ પોતાની જાતને તથા પોતાના જીવને દરિદ્રમાં તથા તે થકી થનારી અનેક વિપત્તિઓમાં નાખનાર નહીં.

ગોપાળ—તમે ચાહો છો તે પ્રમાણે વિદ્યાના યોગથી થશે, એ સાંભળીને હમને આનંદ થયો. એ ઉપરથી એવું લાગે છે કે, હાલમાં ગરીબ લોકોમાં વિદ્યાની પ્રવૃત્તિ થવા સારુ જે આવેશપૂર્વક ઉદ્યોગ ચાલ્યો છે, તે સફળ થશે.

મહેતાજી—ગરીબ લોકોમાં વિદ્યાની પ્રવૃત્તિ થવા કાજે જે આવેશપૂર્વક ઉદ્યોગ ચાલેલો છે તે સફળ થશે. મુખ્યત્વે કરીને તેનાથી લોકોમાં સહુથી સરસ ભક્તિ, નીતિ અને વ્યવહાર વ્યવસ્થા ઉત્પન્ન થશે. લોકોની રીત-ભાત સારી કરવી હોય તો, તે વિશે બીજો ઉપાય નથી, તે તો ફક્ત છોકરાઓને વિદ્યાભ્યાસ થયાથી જ બનશે. જેઓને અંગે એકાદો સ્વભાવ જડ થઇને બેઠેલો એવાં માણસોની રીત-ભાત બદલવી એ કઠણ. કઠણ તો શું પણ ન બને તેવું; જેમને અજ્ઞાન એ જ કારણ એવા જે અવિચારી મતો, તે એકવાર જડજડીત થઇને બેઠા, એટલે પછી નવો બોધ થયા છતાં પણ તે જતા નથી. બાળપણમાં તો સારું નરસું માલમ પડતું નથી. સબબ તે અવસ્થામાં જે ગુણ લગાડયો હોય તે ખસુસ લાગે છે.

ગરીબ લોકોનું સારુ થવા માટે ઈંગ્લાંડ દેશમાં મોટો ઉદ્યોગ ચાલ્યો હોય છે. તેઓનાં છોકરાંના વિદ્યાભ્યાસને સારુ અનેક પ્રકારની નિશાળો કાઢવામાં આવે છે. તે સિવાય કેટલીક મંડળી એકઠી થઇને ગરીબ લોકોને સારુ એવું કરી રાખે છે કે, તે થકી શાહાણપણથી તથા મિતવ્યય કરીને કેમ ચાલવું એવું વિશેષ કરીને સમજાવવા માંડે છે, ને એવી એવી સ્થાપના કોઇ કોઇ ગરીબ લોકોએ પોતે જ કરી હોય છે. તે માંહેના આસામીઓ ભાગે પડતું થોડું થોડું આપીને અવેજ એકઠો કરે છે. માંદગી, વિપત્તિ એવે એવે પ્રસંગે જીવને સુખ થાય તેમાં મદદ થવા વીશે તે મંડળીના અવેજની યોજના થઇ હોય છે. એ મંડળિઓના આસરાવડે રહેનારા જે મજૂર લોકો તેમની હાલત જોઇએ, અને ગામખાતાંના અવેજ અથવા ગૃહસ્થોની તરફથી ધર્માદાય તે જ ફક્ત જેઓનો આસરો તેમની હાલત જોઇએ, તો મંડળીને આસરે રહેનારા તે સાફ, અને ઉદ્યોગી હોય છે, અમલવાળા પદાર્થનું તેઓ સેવન કરતા નથી, તદબીરથી ખર્ચ કરે છે, પોતાની લાયકી રાખીને રેહે છે, તથા લોકો પણ તેમની લાયકી રાખે છે. કાંઇક આગંતુક દુઃખ અથવા જર-જોખમ થયું તો તે વખત તેઓ પોતાની મેહેનતવડે મેળવેલા દ્રવ્યના જ આસરાવડે રેહે છે, ને લોકો પાસે માગીને પોતાની યોગ્યતાને ન્હાનપણું આણતા નથી. એવી હાલત ગામખાતાંના ધર્માદાય ઉપર રહેનારાઓની નથી હોતી; તેઓને વિપત્તિ કાળ આવી પડ્યો, એટલે તેઓ મલાન થઇને તેઓના હાલ થાય છે; તથા ગામખાતાં તરફની

થોડી સોઇવડે ન ધરાતાં તેઓને હાથે ગુનાહ થવા માંડે છે. હિત કરનારી મંડળીઓની પહેલી સ્થાપના થયાને સો કરતાં વધારે વર્ષો થયાં, ને તેઓને સરકારનો તથા બીજા ભલા માણસોનો આસરો મળતો ગયો, તેથી હાલમાં તેઓની પ્રવૃત્તિ આખા દેશમાં થઇ છે. ત્હારો હુમાજી માળી સારો શાહાણો છે. તે જાણે કે તે, મંડળીઓમાંની એકાદી મંડળીમાંહેનો જ છે.

**ગોપાળ**—કોઇએક ઠેકાણે મંડળીનો અવેજ વધીને તે ઠેકાણેના દુ:ખી લોકોને થવાનું જે સુખ તે પણ વધારે થાય ને તેણે કરીને તે મંડળીને આશરે આશરે રહેવાને ગરીબ લોકોને તે ઉમેદ થાય, એ માટે તે મંડળીની પાસે પાસે રહેનારા ઘણાક ગૃહસ્થો ધર્માદાય પ્રમાણે વર્ગણીથી અવેજ આપે છે કે?

**મહેતાજી**—હા, એવો ધર્માદાય કરવો એ સહુથી સારી રીત. એણે કરીને દરિદ્રથી પિડાયલાઓની મદદ થાય છે; તથા જે મેહેનતુ ગરીબ તેઓની પણ મદદ. થાય છે; એવી જ એક યુક્તિ લંડનની પાસેના એક ગામમાં થોડાંક વર્ષો ઉપર ચાલૂ કરી, તે ઘણી જ સારી રીતે પાર પડી. ગરીબ ગુરબાંનું દરિદ્ર દૂર થવા સારુ તે ગામના ધાર્મિક લોકોએ ઘણી યુક્તિઓ કાઢી, અને જે દ્રવ્યવાનૂ હતા, તેઓએ એવું કરી રાખ્યું કે ગરીબોને ઉદ્યોગ કરવાનું થોડું જ પ્રયોજન રહ્યું, તેથી તે ધર્માદાયનું ઉદારપણું જોઇને પાસે પાસેના પ્રાંતો માંહેના ગરીબો તે ગામે આવીને એકઠા થયા, ત્યારે એવું થવા લાગ્યું કે, દ્રવ્યવાનો ગમે તેટલો ધર્માદાય કરે તોએ દરિદ્રી, દુ:ખી, એવા લોકો તેઓ કનેથી દૂર થાય જ નહીં. સેવટ જેમ જેમ તેઓ દરિદ્ર દૂર કરતા જાય, તેમ તેમ તે વધારે વધતું જાય એવી તેમની ખાત્રી થઇ, ત્યારે ધર્માદાય કરવાની જે તેમની યુક્તિને બિલકૂલ બદલી નાખવી, એવો તેઓએ નિશ્ચય કીધો. પછી તેઓએ, હિતકારી મંડળીઓ કાઢી અને તેઓ જે અવેજ આગળ ભીખમાં આપતા હતા, તે અવેજ તે મંડળીના આશ્રિતોને વિપત્તિ કાળમાં પૂર્તિ રીતે સુખ આપવાને કામે લાગે, તે વાસ્તે હવે તે મંડળીઓને આપવા લાગ્યા. તેણે કરીને એવું થયું કે, જે આળસુ હતા તેઓએ તે મકાન છોડી દીધું, અને જે મેહેનતુ હતા તેઓ ત્યાં રહ્યાથી તેમની સારી પ્રતિપાળ થઇને તે ગામ બિલકૂલ નવું સરખું દિસવા લાગ્યું તથા દરિદ્ર અને અનુપપત્તિ પણ કોઇક જ વેળા નજરે પડે એવું ત્યાં થયું.

સઘળી સ્થાપનાઓ જે થઇઓ તેઓનાથી સર્વોત્કૃષ્ટ તથા હિતકારી મંડળીની પણ ગરજ જેણે સારી જ કમી કીધી, તથા ગરીબ ગુરબાંની સ્થિતિ સુધારવા વિશે

જે ખરેખર ઉપયોગી પડી એવી જે સ્થાપના, તે તે અવેજ એકઠો કરીને થાપણ મુકવાની પેઢી છે. એ પ્રથમ પ્રવૃત્ત કરવાની કીર્ત્તિ સ્કાટ્લાંડ દેશે મેળવી. તે વખતથી એ પેઢીથી જે લાભ થાય છે, તે સઘળે ઠેકાણે માન્ય થઇને થોડાં વર્ષોમાં એની પ્રવૃત્તિ સઘળા સુધરેલા દેશોમાં થઇ છે. કોઈ એક ગ્રંથ બનાવનાર એવું લખે છે કે, ગરીબ ગુરબાં લોક જે થોડોએક અવેજ બચાવે છે તે મુકવાને જગા જોઇએ, અને તેનું તેમને ઘટતી રીતના દરનું વ્યાજ મહિનેતું મહિને મળવું જોઇએ; તથા તે સઘળો અથવા તે માંહેનો થોડો અવેજ જોઇએ તે વખતે ઉપાડવાની તેમને પૂર્તી રીતે પરવાનગી જોઇએ. એવી તદબીરની એ પેઢી કાઢેલી છે. એવી સોઇ સાધારણ પેઢીઓથી થવી ઘણી જ કઠણ. એવી એક પેઢી મુંબઇ શહેરમાં સરકારે કાઢી છે.

પ્રાંતોમાં સ્થળપરત્વે તથા બીજાં કારણોથી એ થાપણ મુકવાની પેઢીઓ જુદે જુદે પ્રકારે ઇંગ્લાંડ દેશમાં પ્રાંતે પ્રાંત કાઢયામાં આવી છે, એણે કરીને મેહેનતુ ગરીબ લોકોના અવેજની સંભાળ થઇને ઉદ્યોગને સહુથી સરસ ઉત્તેજન મળે છે. કોઈ ઉદ્યોગી માણસે મેહેનત કરીને થોડોક પૈસો ભેગો કીધો હોય છે, તેને શોહદા લોકોની સંગત લાગ્યાથી તે ફસીને જુગાર રમવા માંડે છે, અથવા ઉથલ પાથલ કરવાને નાદે લાગીને એકાદા અવિચારી જોખમ ભરેલા ખટલામાં પડે છે, નહીં તો વિપત્તિમાં પડેલા અથવા દગાખોર દોસ્તદારને કર્જે આપવામાં ભરાઇ પડે છે. ગેરવલ્લે પડે અથવા ચોરિએ જાય એવાં એવાં વિઘ્નો પૈસાને વારે વારે આવી લાગે છે; તે તો કહેવું જ નહીં. હવે ઇંગ્લાંડમાં સઘળા પ્રાંતોમાં થાપણ મુકવાની પેઢીઓ થઇ છે. ત્યાંહાં ગરીબ લોકોને પોતપોતાના રળતર માંહેથી થોડુંએક જે તેઓએ રાખીને એકઠું કરી મુકયું હોય, તે સુખે અને વગર મહેનતે મુકી છોડવાને ઠીક પડે છે. ત્યાંહાં તે અવેજને સદરહૂ ઘણી તરેહનાં વિઘ્નો ન થતાં તે એકઠો થતો જાય છે; અને તેનું તેમને વ્યાજ મળે છે. ગરીબ ગુરબાંએ જો વિચાર કરીને સંસાર ચલાવ્યો તો તેમને ધર્માદાયના આસરાની ગરજ પડવાની નહીં. ધર્માદાય ઉપર જીવ્યાથી અંગે નીચપણું આવે છે. ઇંગ્લાંડ દેશમાં ગરીબો વિશે જે નવા કાયદા કીધા, તેની આગમજ ધર્માદાય કરવો, એ મધ્યમ સ્થિતિના લોકોને એટલો તો ભારે પડયો કે, તેણે કરીને ઘણા એક બેસી ગયા અને કનિષ્ઠ સ્થિતિના લોકો વિશે એવું કેહે છે કે, તેમને ધર્માદાયથી કંઇ ઘણી મદદ તો થઈ નહીં, પણ તેઓમાં ગરિબાઇ ભલી જ વધી.

**ગોપાળ**—ખરું કે, એ એમ ઉલટું કેમ થયું, એ મ્હને સમજાતું નથી.

**મહેતાજી**—તેનું કારણ એવું છે, કે ગરીબ ગુરબાંને એવું લાગે છે કે, ગામખાતા તરફના ધર્માદાયમાંથી અનાજ કપડાં વગેરે તો મ્હને જરૂર મળશે ત્યારે હમારે

ગરીબીની દરકાર શું કરવા કરવી, પણ ગરીબી આવ્યા સતે હમારા સર્વ પ્રકારે હાલ થશે. એવું જો તેઓ ખચીત સમજ્યા તો તેઓ તેવી બેપરવા રાખવાના નહીં. પોતાના કુટુંબનું રક્ષણ પોતાની મેહેનતવડે કરવાની જેને સોઈ નથી તથા જર જોખમ અથવા માંદગી પ્રાપ્ત થઈ સતે પોતાનું ગુજરાન કરવાને પાસે કંઇ ત્રેવડ નથી એવા કોઇ એક નવા જુવાને લગ્ન કીધું, એટલે તે ગામખાતાંના ધર્માદાયમાં આપણા રક્ષણ વિશે કદી અંતર પડશે નહીં, એમ સમજીને તે ધર્માદાયને આસરે રહે છે. પછી જર જોખમ અથવા આળસ અથવા બદચાલને લીધે અન્ન વસ્ત્ર વગેરે ન મળે એવાં થયાં, એટલે જેવી અડચણ હોય તે મુજબ ગામખાતાંમાંથી તેની સંભાળ થાય છે. વારે વારે એવું બને છે કે, કોઇ પણ ખરું કારણ ન છતાં અમારે ફલાણું જોઇએ છે, એવું ખોટું બોલીને કેટલાએક લોકો પૈસા દેવા કરે છે, ને તે લઇ જઇને દારુની દુકાનમાં નાખે છે. વ્યસની માણસ એવું સમજે છે કે, હમારો પગાર કુટુંબના પોષણમાં ન ખર્ચતાં પીઠાંમાં ખર્ચ્યો તો શું થઈ ગયું, બાયડી છોકરાંને જો વેલા પડવા લાગી તો તેઓ ગરીબ લોકોને કાજે ઘર બાંધેલું છે ત્યાંહાં જશે. એ પ્રકારે જે અવગુણ દૂર કરવાને ગામખાતાંનો ધર્માદાય કાઢવામાં આવ્યો, તે જ અવગુણ વધવા લાગ્યો. એ પ્રકારે ગામખાતાંના ધર્માદાય થકી જે દરિદ્ર દૂર થવાનું, તે જ વધારવાને તે ધર્માદાય કારણ થવાનો.

ગોપાળ—ખરે, આળસ, બદચાલ, એવાં એવાંઓથી જે ગરીબી આવનારી, તે જ આવવાનું કારણ તે ધર્માદાય દેખાય છે.

મહેતાજી—એ ધર્માદાય ગરીબ લોકોને સારુ કાઢયો, તે થકી ઘણી જ હાની થઇ મજૂરોનો બચાવ જે અવેજમાંથી થવાનો, તે માંહેથી ધર્માદાય થવા લાગ્યો. તેણે કરીને મજૂર લોકોને કામ ઉપર રાખવાનું ઓછું થઇને તે મજૂરોના પગાર પણ ઓછા થયા. ત્યારે એવું થયું કે જેઓને પેટ ભરવા સારુ કામ હોવું જોઇએ, એવા લોકોની સંભાળ ધર્માદાયથી થવા લાગી અને સેવટ ધર્માદાયની પ્રવૃત્તિ જે સાધનવડે થવાની, તે જ સાધન ઓછું થવા લાગ્યું. સારાંશ, ચપળતાથી ઉદ્યોગ કરનારાઓને જે દ્રવ્ય મળવાનું, તે વારે વારે આળસુ તથા વ્યસની એઓને ભિક્ષારૂપે મળવા માંડ્યું. ફ્રાન્સ દેશમાં ગરીબો વિશે નેમણૂક ચાલૂ કરી રાખવા વિશે બોલવા માંડ્યું. ત્યારે એ પ્રકરણ બાબત જે આસામિઓને મુકરર કર્યા હતા, તેઓએ તે બોલવું રદ કરીને ઇંગ્લાંડ દેશની વાત ધ્યાનમાં લાવી પોતાનું અનુમત જાહેર કીધું.

ગોપાળ—અહો પણ ગરીબ ગુરબાં, આળસુ, તથા ખરાબ વ્યસનવાળાં હોય, તોપણ તેમને ભૂખે તો મરાયે જ નહીં જો.

**મહેતાજી**—નાસ્તો, એમાં શું કહેવું. ઈંગ્લાંડ દેશમાં ગરીબોને સારુ નવા કાયદા થયાથી ઘણું સારું થયું. નવો કાયદો એવો છે કે, ગરીબોને જે આપવાનું હોય, તે તે ગરીબોને પોતાને ઘેર રહેવા વિશે કંઈ વિશેષ કારણ હોયા વગર તેઓ વગર કારણે ઘેર રહ્યા હોય તો તેમને આપવું નહીં; એટલે એથી કરીને તેમને ગરીબોને વાસ્તે કાઢેલાં કારખાનામાં જઈને રહ્યા સિવાય બીજો ઉપાય રહ્યો જ નહીં. તે કારખાનામાં કેટલીએક વાતો વિશે બંદી હોય છે. સબબ ત્યાંહાં જવું ખોટું માનીને ઘણાંએક કુટુંબો પોતાનું પેટ ભરવા સારુ પોતે જાતે મેહેનત કરવા લાગ્યા છે. એ જ સઘળાં જો અગાઉનો કાયદો હોત તો કેટલાંક વર્ષો સુધી ગામખાતાંના માંહેથી ધર્માદાય લીધાં જાત; માટે નવા કાયદાને લીધે આળસુ, વ્યસની, એવા એવાના ઢોંગ કંઇ ચાલતા નથી ને તેઓને એમ લાગે છે કે, ગરીબોના કારખાનાઓમાં જવું એ તે આપણે પોતાની મેળે કેદમાં પડવા જેવું છે; તથા ત્યાંહાં ગયેથી આપણે આપણા પેટને સારુ મેહેનત કરીને કારખાનામાં પણ મેહેનત કરવી પડશે. સબબ આપણે પોતે જાતની મેહેનત કરીને આપણું પેટ ભરિએ તે સારું. એવાં ગરીબોને સારુ કામ કરવાનાં જે ઘરો, તે સઘળાં મળીને એક કારખાનું બન્યું હોય છે. એવાં કારખાનામાં હવે પૂર્તી રીતે સુધારો થયો છે અને ત્યાંહાં જે ખર્ચ કરવો, તે સઘળો તદબીરથી થોડામાં થાય એવી યુક્તિ ચાલૂ કર્યાથી, ગરીબોની નેમણુકને માટે જે અવેજ લાગતો, તેનાથી અર્ધો લાગવા માંડ્યો. જયાંહાં એંશી હજારનો ખર્ચ હતો ત્યાં હવે ચાળીસ હજારનો ખર્ચ થાય છે. એ પ્રમાણે જે ચાળીસ હજાર સીલક રેહે છે, તેણે કરીને તેટલી પુંજી વધીને તે અવેજ સ્વતંત્રપણે મેહેનત કરનારાઓને પદરે પડે છે. જો આગળ કહેલી વ્યવસ્થા ન હોત તો તેટલો અવેજ ગામખાતાંના ધર્માદાય કરનારાઓ ગરીબ ગુરબામાં વેંહેંચી નાખત.

**ગોપાળ**—અહ ! હ ! કેટલો અવેજ વધવા લાગ્યો. એણે કરીને પુંજી વધી હોય તો લોકોને કામે રાખવાની ગરજ વધવા માંડે તથા મજૂરોના પગાર પણ વધે.

**મહેતાજી**—તું કહે છે તે પ્રમાણે થાય છે અને ઘણે ઠેકાણે પગાર પણ વધ્યા છે. મજૂરોને સારુ આગળ કહેલો નવો બંદોબસ્ત કર્યો, તેણે કરીને તેમના શરીરની જ સારી રીતે સંભાળ થવા લાગી, એટલું જ નહીં, પણ તેમની ચાલચલકત સારી થવા લાગી. ગામખાતાંના ધર્માદાય કરનારાઓ પાસે ખોટી વાતો કહીને કોઇ કંઇ કાઢી લેવાને ચાહે તો તેને વાસ્તે વગ રેહેવા દીધી જ નથી. અહીંયાં તો મેહેનત કરિએ તો પેટ ભરાશે, એવું સમજીને તેઓ મેહેનત કરવા માંડે છે. તેણે કરીને

તેમને તેવી આદત પડીને સ્વતંત્રપણે પોતાનું ગુજરાન કરવું એ ઠીક, એવું કેટલેક દિવસે તેમને પોતાની મેળે લાગવા માંડે.

**ગોપાળ**—આપ કહો છો તે ખરું. પણ વારે વારે એવું બને છે કે, કેટલાંક ગરીબ કુટુંબોને રોગ અથવા જર જોખમ એઓને લીધે એવી તો વિપત્તિ પડે છે કે, તેમનાથી પોતાને હાથે પોતાનું રક્ષણ થઈ શકતું નથી ને તેમની મદદ કરવી જ જોઇએ છે.

**મહેતાજી**—એવે વખતે આગળ કહેલાં કારખાનાઓમાં જવાની છૂટી હોય છે. ત્યાંહાં તેઓ દરદીઓને રેહેવાને જગા, અનાજ, કપડાં, ઓસડ વગેરે જે જરૂરનું હોય છે તે મળે છે. આળસુ તથા ખરાબ વ્યસનવાળા એવાઓને જ માત્ર નવા કાયદા થયાથી મળતું નથી.

**ગોપાળ**—તો પછી તેઓ તે કારખાનાંઓનો આસરો કેમ કરતા નથી? તે સુખની જગામાં જવાની તો સઘળાઓને છૂટી છે.

**મહેતાજી**—તું કહે છે તેવા પ્રકારના ગરીબોને તે કારખાનાનો લોભ થાય નહીં, એવી એક યુક્તિ કરી હોય છે. જે ગરીબ બીમાર નથી હોતો, તેને જે અન્ન વસ્ત્ર આપવાં તે તો તેઓ આપે છે, પણ તે સાદાં અને જાડાં હોય છે. ઘણી મેહેનત કરનારાને જેવાં અન્ન વસ્ત્રાદિક આપવાં, તે જ પ્રમાણે ધર્માદાય ઉપર જીવનારાઓને આપવાં એ તો ઉઘાડી અનીતિ; એણે કરીને તો ઉદ્યોગનું હીર બળી જવાનું.

માટે તે કારખાનામાં રહેનારા માંહેથી જે શરીરે સારો અને મજબૂત હોય છે, તેને મેહેનત કરવી પડે છે ને તે સારુ તેને અન્ન વસ્ત્ર મળે છે, પગાર મળતો નથી. એવું છે વાસ્તે જ્યારે લાચારીનો વખત આવી પડે છે, ત્યારેજ કોઇ ભલો અથવા વ્યસની માણસ તે કારખાનાનો આસરો પકડે છે. તેથી ત્યાંહાં જેઓની સંભાળ કરવાની એવા લોકો થોડા હોય છે. સબબ ગરીબ ગુરબાંને આપવા બાબત જે અવેજની નેમણુક થઇ હતી, તે માંહેથી હવે ઘણો થોડો અવેજ તે કામે લાગે છે.

**ગોપાળ**—વારુ, પણ આપ કહો છો તેવો નવો કાયદો થયો, તેને લીધે ઘણાં ગરીબ ગુરબાંઓને ભીખ માગવી પડતી હશે?

**મહેતાજી**—કોઇ ભલો અને ઉદ્યોગી હોય તેવા છતે તેને ગરીબી આવી તો તે લાગલો જ તે કારખાનાનો આસરો કરે છે ને ભીખ માગીને પોતાનું પેટ ભરવું, એવું જે નીચ કામ તે તે કબૂલ કરતો નથી. ભીખ આપવાની જે ચાલ છે, તેણે કરીને એવું થાય છે કે, વિપત્તિથી પીડાયલાં એવાં કુટુંબોને ધર્માદાય કરવાની લોકોને સારી

વગ પ્રાવે છે. પણ લાયકી નાલાયકીનો વિચાર ન રાખતાં ભીખ આપવી, એ ધર્માદાય કરવાની કેવળ અવિચારી રીત. એવું કર્યાથી આળસ તથા ઢોંગ એઓનો વધારો થાય છે; અને મેહેનતું ગરીબોને જે અનાજ મળવાનું, તે આળસુ તથા ખરાબ વ્યસનવાળાઓને મળવા માંડે છે. ભીખારીઓને ભીખ આપ્યાથી, એવું થવા લાગે છે કે, જેવો એકાદો આબરુદાર ધંધો લોકોને મેહેનત લઇને શિખવવો, તેવો ભીખ માગીને પેટ ભરવાનો નીચ ધંધો તે લોકોને શિખવ્યો એવું થાય છે. ખ્રિસ્તી મતમાં ક્યાથોલિક નામનો એક મતભેદ છે; તે મત જે દેશમાં ચાલે છે ત્યાંહાં ઉપર કહેલો પ્રકાર તો મુલ્ક મશહૂર છે. ભીખ આપવી, એ એક ધર્મ પ્રકરણ માંહેનું જ કર્મ એવું તે દેશમાં સઘળે ઠેકાણે લોકો માને છે. ત્યાંહાં કેટલેક ઠેકાણે મઠ અથવા ધર્મ સંબંધી સ્થાપના હોય છે. તેને સારુ મ્હોટી મ્હોટી નેમણુકો કરી મુકી હોય છે ને તે ઠેકાણેથી તો પાત્રાપાત્રનો કંઇ વિચાર ન રહેતાં મ્હોટો ધર્માદાય થાય છે. તેવું જ અને ઘણું તો શું, પણ તે કરતાં વધારે આ દેશમાં થાય છે.

**ગોપાળ**—એ સઘળુંએ ખરું, પણ દુઃખ અને દરિદ્રથી પીડાયલાં એવાં એવાં જે રસ્તામાં આપણી નજરે પડે છે, તેમને કંઈ ન આપતાં આગળ ચાલ્યા જવું, એ તો ઘણું જ ખોટું લાગે છે.

**મહેતાજી**—જેઓનામાં દયા ઉપજે છે, તેઓનો હું નિષેધ કરું છઉં એમ નથી. લોક ઉપર દયા કરવી ને તેમનાં દુઃખ દૂર કરવાં, એ તો ઇશ્વરના ફરમાવેલાં જે મુખ્ય કર્મો, તે માંહેનું જ એક કર્મ છે. પણ તે કર્મ ઉત્તમ વિચારથી થવું જોઇએ. પાત્રાપાત્રનો વિચાર ન કરતાં જ દયા કરવી, એમ આંધળાંની પેઠે થવું ન જોઇએ. આને તો આપવું જ જોઇએ, એવી આની ખરી અવસ્થા છે, એવું ખચીત સમજી લઇને પછી તેને જે આપવું હોય તે આપવું. તેને ધર્માદાય કરવો, તે તેનું દુઃખ જોઈને. તે દુઃખના માન પ્રમાણે કરવો એટલું જ નહીં, પણ તેની યોગ્યતા પણ જોવી ને પછી કરવો. કોઇ સારી રીતે ચાલ્યાથી સંકટમાં પડ્યો હોય છે, તે ઉપર દયા કરવી, તેના કરતાં ઉદ્યોગી હોઈને એકાએક અથવા નિરુપાય વાત બન્યાથી ગરીબાઇમાં આવી પડ્યો હોય એવા કુટુંબવત્સલ ઉપર વિશેષે કરીને દયા કરવી. સારી રીતે ન ચાલનાર ઉપર દયા કરતા હોઇએ તો, આપણા પડોશીમાંહેનો કોઈ મજૂરી કરનાર, ઘણો ઉદ્યોગી તથા સારી રીતે ચાલનારો હોય, તેવાને પણ કાંઇ બક્ષીસ આપવું, નહીં તો ઉદ્યોગી લોકોને કંઇ બક્ષીસ ન આપતાં આળસૂઓ ઉપર જ મેહેરબાની કરી તો તેથી ખરાબ ફળો નીપજવાનાં ને તેવું આગળ કહેલી રીતે કીધાથી માત્ર થવાનું નહીં.

**ગોપાળ**--ઉદ્યોગ થકી, જે લાભ અને સુખો પ્રાપ્ત થાય છે, તે જ તેનાં સ્વાભાવિક ફળ છે, એટલે બક્ષીસની કંઇ જરૂર દેખાતી નથી.

**મહેતાજી**--નહીં ખરી, પણ તેવાં ફળ ધણી ધણી મેહેનત વગર મળવાનાં નહીં. એવું છે, કે ધણા કષ્ટથી મજૂરી કરનારાના જોયામાં એવું આવે છે કે આપણી પડોશમાં એક આળસુ છે, તેના કુટુંબની સંભાળ આપણા જેવી જ થાય છે, ને આપણ કષ્ટ કરીને જે મેળવીએ છૈએ તે તો તેમને ધર્માદાયમાંથી મળે છે ત્યારે એવું તેના મનમાં આવ્યાથી તેને કદાચિત્ અસંતોષ થશે તથા તેના ઉદ્યોગનું હીર જતું રહેશે. આળસ થકી ઉત્પન્ન થયલી વિપત્તિ ઉપર દયા કરવા લાગ્યા તો ચુપકીથી આળસની પ્રવૃત્તિ કીધી, તથા કોઈની નજરે ન પડતાં આયાસપૂર્વક થનારો જે ઉદ્યોગ તેનું હીર કાઢી નાખ્યું એવું થાય છે. કોઇના ગુણ પસંદ કરીને તેને દ્રવ્યદ્વારાએ બક્ષીસ આપ્યું સતે તેનું મૂલ બીજા પ્રકારના બક્ષીસો આપવા કરતાં વિશેષ થાય છે અને જેને તે બક્ષીસ આપિએ, તેનો કંઇ તે જોગ ન થતાં ઉલટું તેને મ્હોટપણું પ્રાપ્ત થાય છે, તેના ગુણનો વધારો થાય છે ને ધણુંકરીને તેને એમ લાગવા માંડે છે કે, ગરીબો જે માણસના આસરાની ઈચ્છા કરે છે, તે માણસે અમારી તરફ જોઇને અમારા ગુણની તારીફ કીધી. એવી વૃત્તિ મનમાં આવવા લાગ્યાથી ઉદ્યોગનો પરિશ્રમ મટી જઇને તે માણસને ઉત્તેજન આવે છે. સારાંશ, વિપત્તિએ કરીને પીડાએલાઓને મદદ અને સારા ગુણના જે ગરીબ લોક તેઓને ઇનામ એ એક વખત પ્રાપ્ત થવા લાગ્યાં, એટલે દરિદ્ર જતું રહીને, તેની આગળ (દરિદ્રની) ચાલ જ થવાની નહીં.

**ગોપાળ**—મશાકત ( ખેતીની મજુરી ) કરનારા ગરીબ લોકોની સંસાર સ્થિતિના હિતની, એવી એક યુક્તિ ગયે વરસે ઉન્હાળામાં અમારા જોવામાં આવી; તેનો પ્રકાર એવો કે બક્ષીસ આપવાની રીત ચાલૂ કરી છે, તે થકી ધણાં ઉત્તમ ફળો પ્રાપ્ત થાય છે. એક પ્રાંતમાં એક માણસ પાસે મ્હોટી જમીન છે. તેની પાસે મશાકત માણસો હોય છે; તેઓની ઝુંપડીઓ પણ તેની જમીન ઉપર હોય છે. તે દરેક ઝુંપડીને એક એક વાડો થવા જેટલી જમીન થોડુંક થયું આપી મુકી છે. તે ગૃહસ્થ તે લોકોને એવી ખેતી કરવાને જે જમીન આપે છે, તેનો ધણો કમતી ધારો દરસાલ એક પાવલા લેખે દરેક ઝુંપડીના ધણી પાસેથી તે લે છે. એ વાડા ન્હાના હોય છે પણ તેઓ માંહેના દરેકમાં દરેક મજૂરના કુટુંબને પૂરું પડે એટલું શાક પાનડું પેદા થાય છે, ને તે મજૂર પોતાને જે ફરસુદ મળે છે, તે તે વાડાની ખેડમાં ગાળે છે. તે વાડા ધણા મ્હોટા નથી હોતા. સબબ તે મજૂરોને પોતાનું દરરોજનું કામ છોડી દઇને તે વાડાની જ પાછળ લાગવું એમ લાગતું નથી; તથા બહાર વેચવા જેટલું તેમાં ઉપજતું પણ નથી. વળી

ઉદ્યોગની વધારે પ્રવૃત્તિ થવા સારુ, તે ગૃહસ્થ એવું કરે છે કે, જેના વાડાની ઘણી સારી ખેડ થઇ હોય, તેમને બક્ષીસ આપવા સારુ વર્ષમાં ત્રણ ઇનામો આપે છે. એવી એ ઉદ્યોગને સારુ બક્ષીસ આપવાની વિચારપૂર્વક યુક્તિ કહાડી, તેથી વાડા ખેડનાર લોકોમાં ઇર્ષા ઉત્પન્ન થઇ છે. તે વાડાઓ માંહેથી વાટ પાડી હોય છે, તેથી ફલાણા વાડાની ખેડ કેવી અને ફલાણાની કેવી એ સહજ નજરે પડે છે ને એકના કરતાં એક પોતાનો વાડો સારો કરવાની તદબીર કરે છે.

**મહેતાજી**—એ તો ઘણી સારી યુક્તિ. એણે કરીને એવું થયું કે, મશાકતી લોકોનો જે વખત આળસમાં અથવા દારુની દુકાનમાં જવાનો, તે વખત શરીરને જે ફાયદો કરનાર એવા આહારનું ભંડોળ વધારવા તરફ લાગવા માંડયો અને જે પૈસો અમલી પદાર્થો લેવામાં ઉડવાનો, તે કંઇ સારા કામ સારુ એકઠો થવા લાગ્યો. તે પૈસો જો કે પ્રથમ ઘણો થોડો હશે તો પણ તે કંઇ કાળે જમીને તથા તેની પુંજી થઇને તે પુંજી મશાકતી માણસોને તથા તેમના કુટુંબોને આપ અખ્તિયારીથી નિર્વાહ કરવાને ઉપયોગી પડશે.



## ઉત્તર ભાગ સંવાદ ૧૧ મો.



### મૂલ, કીંમત, ખપ, ભરતી એઓ વિશે.

**માલના મૂલ વિશે વિચાર—મૂલ એ સાંબંધિક શબ્દ—કીંમત, સાટામૂલ, ઉપયોગરૂપ મૂલ, માલનું આંગમૂલ—ભરતી તથા ખપ એઓનો પદાર્થના મૂલ ઉપર પરિણામ—વસ્તુનો ઉપયોગ તથા તેને સિદ્ધ કરવાની મેહેનત એ મૂલનાં એ કારણો—સઘળી વસ્તુના ત્રણ વર્ગ ધારયા, નિયમિત પ્રમાણમાં થનારી જે વસ્તુ તે પેહેલો વર્ગ, તેઓના મૂલનો નિયમ ભરતી તથા ખપ એઓનું સમીકરણ, આંગમૂલ ન વધારતાં જે પદાર્થો જોઇએ તેટલાં ઉત્પન્ન કરી શકાય છે, તેઓના મૂલનો નિયમ—આંગમૂલ—આંગમૂલ વધારીને જોઇએ તેટલી ઉત્પન્ન કરી શકાય છે તે જિનસ, તેઓના મૂલનો નિયમ—ઘણી જ ઉતરતી રીતે તે જિનસ ઉત્પન્ન કરવાને જે મૂલ લાગે છે તે—ભાડાનો મૂલ સાથે સંબંધ—બીજા, તથા ત્રીજા વર્ગની જે જિનસો તે બાબત વગેરે.**

**મહેતાજી**—ઉત્પન્ન થવા સારુ પુંજીને વ્યવહારમાં કામે લગાડવાની કેટલીએક યુક્તિઓ છે. તેઓનો વિશેષ રીતે વિચાર કર્યાની આગમજ માલનું મૂલ કોને કહે છે, એ હારે સમજી લેવું જોઇએ.

**ગોપાળ**—તે સમજવું કંઇ ઘણું કઠણ નથી. જે વસ્તુને ઘણા પૈસા બેસે છે, તેને ઘણા મૂલવાળી વસ્તુ એમ કહે છે; જેમકે એક દાખલોઃ–હીરાનો હાર એ એક ઘણા મૂલવાળી વસ્તુ છે.

**મહેતાજી**—વારુ, પણ તે હારને સારુ જે પૈસા આપવાના, તેને બદલે કિનખાબ, કાપડ, ચાહ, સાકર અથવા કંઇ બીજો માલ આપ્યો, તોએ તે હારને ઘણા મૂલવાળો કહેવો કે?

**ગોપાળ**—હા, તેને ઘણા મૂલવાળો જ સમજવો. કેમકે તેને બદલે હજાર રૂપિયા આપ્યા તોએ શું અને એક હજાર રૂપિયાનો માલ આપ્યો તોએ શું? એ સરખું જ.

**મેહેતાજી**—તેમ નથી. જિનસના સંબંધવડે જિનસનો જે ભાવ, તેને મૂલ કેહેવું. તેનો પ્રકાર સાંબંધિક મૂલ, સાટાં મૂલ, વગેરે જાણવા. માલને બદલે જે જિનસ આપવી, તે જિનસના માનવડે તે માલનું મૂલ થાય છે, એવાં મૂલને સાટાં મૂલ કેહે છે.

**ગોપાળ**—અથવા બીજીરીતે બોલવું હોએ તો માલની કીંમત એમ કેહેવુ.

**મેહેતાજી**—તેમ નહીં; કીંમત એ સાટાં–મૂલના જેવો વ્યાપક શબ્દ નથી. હરકોઇ પદાર્થને વાસ્તે જે પૈસા મળે છે તે તેની કીંમત; પણ સાટાં મૂલ એટલે તે જિનસને બદલે ફક્ત પૈસા મળે એટલું જ નહીં; પણ જિનસોનો કાંઈએક સાધારણ અંશ એકાદા પદાર્થને બદલે મળતો હોય તો તે તે પદાર્થનું સાટાંમૂલ અને તે જ જ્યારે દ્રવ્યવડે મળે છે ત્યારે તે મૂલ કીંમત કેહેવાય.

**ગોપાળ**—મ્હને કીંમત એટલે શું એ તો બરોબર સમજાયું, પણ સાટાંમૂલ વિશે જરા ગડબડ થઇ, માટે તે બાબતનો સારો બોધ થાય એવો દાખલો આપીને કેહેવું.

**મહેતાજી**—અરે ભાઈ! તેં કહ્યું કે તે હારને બદલે સાકર, કિનખાબ, ચાહ, કે ગમે તે મળો પણ તે હજાર રૂપિયાનો માલ થયો એટલે થયું; ત્યારે એવું ધાર કે હજાર રૂપિયાની પાંચ ખાંડી સાકર મળે છે તથા તેટલે જ રૂપિયે કિનખાબનાં બે થાન, અથવા દસ ખાંડી ચાહ, મળે છે; ત્યારે ચાહનો બદલો પેલાં બે થાન, અથવા પાંચ ખાંડી સાકર, અથવા એવી બીજી જિનસો લીધી હોય તો, તેમનું જે એક બીજાના બદલામાં આપવાનું માન, તે તેમનું સાટાંમૂલ સમજવું. એ જ ઊપરથી મૂલ એ સાંબંધિક શબ્દ કેહેવાય છે. ત્યારે એની મેળે જ એમ ઠરચું કે, એક વસ્તૂનું મૂલ ઊતરચું, એટલે બીજીનું મૂલ ચઢ્યું; એટલે જેમ કે આજે બે માદરપાટના તાકા આપેથી એક મણ સાકર મળતી હોય ને કાલ તેટલી જ સાકરને ચાર માદરપાટના તાકા આપવા પડ્યા, તો માદર-

પાટનું મૂલ એક સરખુંજ ચઢ્યું અથવા ઉતર્યું તોએ તેઓનો એક બીજાનો સંબંધ તો તેમ જ રેહેશે. વાસ્તે સઘળી વસ્તૂનું મૂલ ચઢ્યું અથવા ઊતર્યું, એ બોલવું એ જ ખોટું.

**ગોપાળ**—મહારાજ, આપ કહોછો તે વાત ખરી, પણ આપે કહ્યું તે મુજબ હમે કાપડ આપીને સાકર લેતા નથી. હરકોઇ માલ ખરીદ કરવો હોય છે તો તે પૈસા ફેંકી દઇને લઇએ છૈએ, ને વેચવાનો હોય છે તો પૈસા લઇને વેચાતો આપિએ છૈએ. તમે પદાર્થોનાં એક બીજાનાં સાંબંધિક મૂલ વિશે સિદ્ધાંત કહોછો ખરા, પણ વ્યવહારમાં તો તે પ્રમાણે કંઇ જ થતું નથી. તે તો સઘળો પૈસાવડે જ થાય છે ને વસ્તૂનું જે મૂલ આવવાનું, તે પૈસાવડે જ આવે છે.

**મહેતાજી**—વેહેવાર પૈસાવડે ચાલે છે તો ખરો, પણ પૈસો મૂલને ઉંચકીને કંઇ વસ્તુમાં ઘાલતો નથી. પૈસો ફક્ત એટલું જ કરે છે કે, જેમ ગજે કરી કાપડ માપિએ તેમ પૈસો સઘળી વસ્તુના મૂલને માપે છે. ત્યારે એથી પૈસાને મૂલનો માપનારો સમજવો-પણ યદ્યપિ પૈસાવડે પદાર્થનું મૂલ આપ્યું તો એ ખરેખરું જોઇએ તો વ્યવહાર જે થાય છે તે પદાર્થના મૂલને અનુસરીને થાએ છે. કોઇ જગોએ એવું આપણને લાગે છે કે, અહિંઆં તો આપણે પૈસા સાથે જ કામ છે; પણ તેવું હોયા છતાં એ તે પૈસો કંઇ મૂલવાળી વસ્તૂ આપ્યાથી અથવા ખર્ચ્યાથી મળી આવે છે.

**ગોપાળ**—મહારાજ, આપે સાટાંમૂલની સારી વ્યાખ્યા કરી, પણ હંમેશાં એ મૂલથી વ્યવહાર ચાલતો નહીં હોય એવું મ્હને લાગે છે. કેમકે એક વખત મ્હારે મ્હારી જાતે જે આપવું પડ્યું, તે તો મ્હારી ખાત્રી છે કે તે, વસ્તુઓના સાટાંમૂલ કરતાં ઘણું જ વધારે હોશે.

**મહેતાજી**—તેવું થાય તો તે મૂલને ઊપયોગરૂપ મૂલ કેહેવું. તે કેવું તો એક દાખલો સાંભળ-કોઈએક ગૃહસ્થ પરદેશ જતાં રસ્તામાં એક ગામમાં આવ્યો, ત્યાંહાં તેની પાસે એક જણે એક વસ્તુ વેચવાને સારુ આણી, તેનું મૂલ ખરેખરું જોતાં દસ રૂપિયા હતું, પણ તેવે સમયે એવું બન્યું કે તે ગામમાં બીજી વસ્તુ નથી, અને તેવામાં તે ગૃહસ્થને તો તે વસ્તુની ગરજ અને તે જે જગાએ જનારો ત્યાંહાંપણ તેવી વસ્તુ મળવાની નહીં, ત્યારે તેવે સમયે તે વસ્તુનો વેચનાર તે તેને સાઠ રૂપિયે આપે તો તે સાઠ રૂપિયે પણ વેચાતી લેવાનો. કારણ કે તે સમયે તેનો ઊપયોગ જ તેવો. માટે એવું જે તે વસ્તુનું મૂલ, તેને ઊપયોગરૂપ મૂલ કેહેવું.

**ગોપાળ**—આ ઊપરથી મ્હને એવું લાગે છે કે, હરકોઇ વસ્તુનું સાટાંમૂલ વધ્યું તો તે ઉપયોગ રૂપ મૂલ કરતાં વધારે થવાનું નહીં.

**મહેતાજી**—નહીં થવાનું, કારણ કે જેટલો જે વસ્તુનો જેને ઉપયોગ, તેટલું તે તે વસ્તુનું મૂલ આપવાનો. ત્યારે ત્હારા બોલ્યા પ્રમાણે ઉપયોગરૂપ મૂલ એ સાટાંમૂલની હદ છે.

**ગોપાળ**—વારુ, પણ મહારાજ! જેવું કે સાટામૂલ ચઢ્યું હોય તો ઉપયોગરૂપ મૂલના કરતાં વધતું થતું નથી, તેમ તે ઉતરવા માંડ્યું હોય તો ફલાણી હદથી તો તે ઉતરનાર જ નહીં એમ જ નહીં?

**મહેતાજી**—હા, આગળ જે પ્રસંગો કહ્યામાં આવશે, તે શિવાય ઘણું કરીને હંમેશાં હરકોઈ માલનું મૂલ તેના આંગમૂલ કરતાં ઓછું થતું નથી.

**ગોપાળ**—મહારાજ! આંગમૂલ એટલે શું?

**મહેતાજી**—એકાદી જિનસ ઉત્પન્ન કરવાને જે ખર્ચ બેસે છે, એટલે તે જિનસ વેચવા જેવી બનાવવાને જે અવેજ લાગે છે, તે તે જિનસનું આંગમૂલ સમજવું. એ આંગમૂલ ઉપરથી એ જિનસના સાટાંમૂલનો નિયમ ઠરે છે. તે એવો કે, એના કરતાં એ વસ્તુનું સાટાંમૂલ ઓછું થતું નથી. આ ગ્રંથ મુકવાની પેટી કરવાને ઘણી મેહેનત પડી હશે. હવે તે મેહેનત મુજબ તે પેટીના કારીગરોને ન મળ્યું તો તેઓ તે પેટિઓ શું કરવા બનાવશે? જેમાં વધારે મળતર હશે, તેવો બીજો જ ધંધો તેઓ ખોલશે. એટલા માટે માલ ઉત્પન્ન કરવાને જે ખર્ચ લાગે છે, તે ખર્ચ કરતાં વધારે થવા જેટલી તે માલની કીંમત હોવી જોઇએ. એવું છતાં પણ ભરતી તથા ખપ એમના યોગવડે માલની કીંમતમાં સારો જ ફેરફાર થાય છે. એ પ્રકાર ભરતી તથા ખપવિશે બોલીશું, તે વારે નિકળશે.

**ગોપાળ**—હું ભરતી તથા ખપ એઓનો પરિભાષિક અર્થ પૂછવાનો હતો, પણ તે બાબત આગળ આવશે, એવું તમે બોલ્યા એટલે છાનો રહ્યો. હવે એવું પૂછું છઉં કે, હરકોઈ વસ્તુનું જે મૂલ હોય છે, તે તે વસ્તુને વિશે કેમ આવે છે?

**મહેતાજી**—હરકોઇ વસ્તુનો ઉપયોગ તથા તે વસ્તુ મળવાને જે જે મેહેનત કરવી પડે છે, તે ઉપયોગ તથા મેહેનત, એ બે મળીને મૂલનાં પરિમાણનો નિયમ થાય છે. ત્યારે અલબત્તાં એકાદી વસ્તુનો ઉપયોગ ઘણો હોવાના સબબથી તેનું મૂલ વધારે થાય છે, અથવા હરકોઈ વસ્તુ બનાવવાને મેહેનત વધારે પડ્યાના સબબથી પણ તેનું મૂલ વધે છે.

**ગોપાળ**—મહારાજ, વાયુ એ ઘણો જ ઉપયોગી પદાર્થ છે, વાસ્તે તેનું મૂલ પણ વધારે હોવું જોઇએ.

**મહેતાજી**—મ્હેં તને આગળ જ કહ્યું છે કે વસ્તુના ઉપયોગ પ્રમાણે તથા તેને મેળવવાની જે મેહેનત પડે છે, તે પ્રમાણે તેનું મૂલ થાય છે. હવે વાયુ જો કે આપણી જીંદગીને આવશ્યક છે, તોપણ સાધારણ પ્રસંગે એને મેળવવામાં ઘણી મેહેનત પડતી નથી. સબબ એને તથા એના જ જેવા બીજા પદાર્થોને મૂલ છે, એમ કહી શકાતું નથી.

**ગોપાળ**—મહારાજ, સઘળા પદાર્થોનું મૂલ એક સરખી જ રીતે અપાય છે કે?

**મહેતાજી**—તેવું કેમ થવાનું? પણ સઘળા પદાર્થોના ત્રણ વર્ગ કીધા હોય તો ચાલશે; તે એવા કે, નિયમિત પ્રમાણમાં ઉત્પન્ન થનારી વસ્તુ, આંગમૂલ ન વધારતાં જોઇયે તેટલી ઉત્પન્ન કરી શકાય છે તે વસ્તુ, તથા આંગમૂલ વધારીને જોઇયે તેટલી ઉત્પન્ન કરી શકાય છે તે વસ્તુ. એ ત્રણ વર્ગ મિસ્તર મિલ્લ કરીને એક પ્રખ્યાત ગ્રંથકર્તા છે તેણે કીધા છે. તેમાં ઘણું કરીને સઘળા પદાર્થો આવી જાય છે. હવે એ ત્રણ વર્ગ માંહેની વસ્તુના મૂલના નિયમો વિશે આપણ વિચાર કરિયે.

**ગોપાળ**—નિયમિત પ્રમાણમાં ઉત્પન્ન થનારી વસ્તુઓ, એ ઉપરથી કઈ વસ્તુ સમજવી વારુ? તથા તેનું મૂલ કેમ ઠરે છે?

**મહેતાજી**—નિયમિત પ્રમાણમાં ઉત્પન્ન થનારી વસ્તુ તે આવી, કે રામટેકમાં બે ત્રણ બાગ છે. તેમાં ત્યાંહાં બીડીનાં પાન સર્વથી સારાં ઉત્પન્ન થાય છે, ને તેવાં તે તે ગામમાં બીજે ઠેકાણે અથવા સઘળા હિંદુસ્થાનમાં કોઈ બીજા ગામમાં થતાં નથી, ત્યારે તે પાન તે જગા સિવાય બીજે કોઈ ઠેકાણે થતાં નથી; વાસ્તે એ વસ્તુ નિયમિત પ્રમાણમાં થનારી એમ કહ્યું હોય તો ચાલશે. તેનો ખપ કેટલોએ વધારે થયો હોય તો પણ ભરતી તેટલી જ. કેમકે તે બીજે કોઇ ઠેકાણે ઉત્પન્ન થવાનાં નહીં. એ જ મિસાલે ચિત્રકોટનાં આમળાં, સ્પેન દેશમાંની કેટલીએક જગાનો દ્રાક્ષારસ દારુ, અસલના કારીગરોએ પાડેલાં ચિત્રો, જે તસવીરોના બનાવનારા નામાંકિત હતા, પણ હાલ જીવતા નથી, તે તસવીરો, તે પ્રમાણે જ જુનાં પુસ્તકો, તેવા જ મ્હોટા મ્હોટા હીરા, મ્હોટાં મોતી, માણેક વગેરે જે વસ્તુ નિયમિત પ્રમાણમાં હોય છે તે વસ્તુ, એમ સમજવું.

એમના મૂલનું માન તેમનો ખપ તથા ભરતી એ ઉપર છે. જેવા લેનાર અને જેવી લેવાની જિનસ હોય, તે પ્રમાણે તેનું મૂલ થશે. જો લેનાર ઘણા હોય, એટલે ખપ વધારે થવાનો તથા તેથી મૂલ પણ વધશે. તે એટલું વધશે કે લેનારાઓ માંહેથી કેટલાએકને હવે આપણામાં આ વસ્તુ લેવાનું સામર્થ્ય નથી એવું લાગીને તેઓ તે લેવાના નહીં; એટલે ખપ એની મેળે ઓછો થઇને ભરતી તથા

ખપ સમાન થઈ તે જિનસ ખપવા માંડશે. જો જિનસ વધારે હોય ને ધરાકો થોડાં હોય તો તે જિનસનું મૂલ ઓછું થઇને ઘણા લોકોને તે મૂલ ઓછું થયાને લીધે તે જિનસ લેવાને ફાવશે; અથવા તે જિનસ માંહેની કેટલીએક તેને ઉત્પન્ન કરનારા અથવા નહીં તો વેચનારા રાખી મુકશે. એવું થયું એટલે ભરતી ખપની સમાનતા થઇને તે જિનસ વેચાવા માંડશે. એ ઉપરથી જોતાં આ પહેલા વર્ગની જિનસોના મૂલનો નિયમ ઘણો જ સેહેલો, તે ગણિત રીતે બોલવા જઇએ તો ભરતી ખપનું સમીકરણ એવો છે.

**ગોપાળ**—ભરતી એટલે વેચવાની જિનસ તથા ખપ એટલે ખરીદીએ જનારો માલ એવો જ તમારો મતલબ કે?

**મહેતાજી**—હા, તેવો કંઇક ખરો, પણ ખપ એ વિશે એક મ્હોટી ચૂક પડે છે તે ધ્યાનમાં રાખવી જોઇએ. કોઇ પણ જિનસનો ખપ એટલે તું શું સમજે છે?

**ગોપાળ**—એમાં શું કઠણ કેહેવાનું છે; જેને જિનસ જોઈતી હોય છે, તેને તે જિનસનો ખપ હોય છે.

**મહેતાજી**—એક ગરીબ ભીખારીને એક શાલજોડી જોઇએ છે, તો તેને તે શાલજોડીનો ખપ છે એમ તું કહીશ કે? ને એવો ખપ હોવાથી તે જિનસના મૂલને કંઇ થવાનું કે?

**ગોપાળ**—નહીં, તમે કહો છો તે ઉપરથી અમને ખપ શબ્દનો કંઈક બોધ થાય છે ખરો; પણ સાફ અર્થ માલમ પડતો નથી.

**મહેતાજી**—તો ભાઇ, ખપ હોવાને ફકત ઇચ્છા હોઇને કંઇ ફળ નહીં, પણ તે જિનસ વેચાતી લેવાનું સામર્થ્ય જોઇએ. વારુ, આગળ કહેલા બીજા વર્ગમાં કઇ જિનસો હોવી જોઇએ ને ગોપાળ, એ જિનસોના મૂલનો નિયમ કેમ ઠરે છે?

**ગોપાળ**—ઘણું કરીને ખેતી તથા ખાણ માંહેની જિનસો શિવાય જે હાથવડે અથવા યંત્ર સાહિત્યવડે બનાવેલી જિનસો, તે એમનું મૂલ કંઈ જુદી રીતે ઠરવું જોઇએ. કારણ કે એ જેટલી જોઇએ તેટલી કંઇક નિયમિત આંગમૂલવડે ઉત્પન્ન કરી શકાય છે.

**મહેતાજી**—એવી જિનસોનું મર્યાદા મૂલ અથવા મુકરર મૂલ ઠરવાનું, તે તે પદાર્થના આંગમૂલ ઉપરથી ઠરે છે, તથા સાધારણ બજાર ભાવનું ઠરવું તે તેના ભરતી ખપ ઉપરથી ઠરે છે. આગળ કહ્યા પ્રમાણે એકાદી જિનસ ધાર. હવે જો એ જિનસ ખપ કરતાં ઓછી હશે તેને સારુ લોકોમાં ચણ ચણ થશે, તથા એની કીંમત વધશે; તે એટલી વધશે કે એ જિનસના બનાવનારને બીજા કારીગરો કરતાં વધારે નફો મળવા

માંડશે. તેણે કરીને બીજા ધંધામાંહેથી એ ધંધામાં ભંડોળ નાખ્યામાં આવેથી ભરતી વધારે થશે તથા ફરીથી કીંમત ઉતરશે; તે એટલી કે તે કીંમતથી આંગમૂલ વસૂલ થઇને બીજા ધંધા જેટલો સરાસરી નફો મળશે. એવું ન થતાં, માલ વધારે થવા માંડ્યો અને ખપ નથી થતો એવું દિસવા લાગ્યું એટલે વેપારી લોકો કીંમત ન ઉતરે એ મતલબે તે માલ બીજા ધંધામાં ખપાવવાનો વિચાર કરે છે, અથવા બનાવેલી જિનસો માંહેથી કંઇ વેચવાની રહેવા દે છે. એમ થઇને સરાસરી તે એટલા ઉપર આવી અડે છે કે તે મૂલથી ફકત આંગમૂલ છૂટીને સરાસરી નફો મળે છે.

પણ એમાં આટલું ધ્યાનમાં રાખ્યું જોઇએ કે જિનસનું મૂલ કમી અથવા જ્યાસ્તી થવાને ખપ અથવા ભરતી પ્રત્યક્ષ અથવા ખરેખરી કમી અથવા જ્યાસ્તી થઇ જોઇએ એવું નથી, પણ એવો ખપ કમી. જ્યાસ્તી થશે એવું લાગતું હોય એટલે જ બસ. હરકોઇ જિનસ યંત્રસાહિત્ય ચાલુ થવાથી સસ્તી બનશે, એવું વેપારિઓને સમજાતાં જ માંહો માંહે હોંસા તોંસી થઇને તે જિનસ સસ્તી થાય છે. તે એટલી કે તેનાં નવાં મૂલ ઉપર સરાસરી નફો મળે છે.

**ગોપાળ**—હવે ત્રીજા વર્ગ માંહેની જિનસોના મૂલવિશે કહો.

**મહેતાજી**—ત્રીજા વર્ગ માંહેની ઘણી ખરી જિનસો કહિએ તો, ખાણ માંહેથી ખોદી કાઢે છે તે, એટલે ધાતુ, અથવા ખેતી થકી ઉત્પન્ન થનારી જિનસ એટલે અનાજ. એ જિનસો જેમ જેમ વધારે જોઇતી હોય તેમ તેમ તે ઓછી ઓછી ફળદ્રુપ અથવા દૂર દૂરની જમીન માંહેથી કાઢવી પડે તથા તેમને ખર્ચ પણ ઉત્તરોત્તર વધારે લાગે છે.

**ગોપાળ**—ત્યારે પછી એ માલનું મૂલ શી રીતે ઠરતું હશે મહારાજ ?

**મહેતાજી**—કેમ વારુ ? એમ જો કે એક બેટમાં એક ખેતર હતું, તેમાં સો ખાંડી અનાજ ઉપજતું; તે વીસ રૂપિયે ખાંડી એ પ્રમાણે વેચ્યાથી તેનો ખર્ચ નીકળતો, આગળ તેમાં વધારે વસ્તી થઇ ત્યારે પચાસ ખાંડી અનાજ વધારે ઉપજાવવું પડયું. તે વધારે ખર્ચ કર્યા સિવાય તો થાય નહીં ને તે ખર્ચ થતાં વધારાના અનાજનું મૂલ ૩૦ રૂપિયે પડવા ગયું. તે વખતે એવું થયું કે સારા પાકવાળી જમીનમાં એક ખાંડી ભાત પકવવાને જે વીસ રૂપિયા લાગતા, તે તેટલું જ ભાત આ થોડા પાકવાળી જમીન ઉપર વધારે ખર્ચ કર્યાથી ૩૦ રૂપિયે થવા લાગ્યું, અને સઘળાં ભાતનો દર ૩૦ રૂપિયે ખાંડીનો થયો. ત્યારે સારા પાકવાળી જમીનના ધણીને દર ખાંડિએ દસ રૂપિયા નફો મળવા લાગ્યો. એ ઉપરથી ત્રીજાવર્ગની જિનસોનું મૂલ કનિષ્ઠ રીતે ઉત્પન્ન કરવાને જે

ખર્ચ લાગે છે તેવડે ઠરે છે તથા ધાન્યનું મૂલ વધ્યાથી ગણોત આપવું પડે છે. ગણોતને લીધે મૂલ વધતું નથી, એ બાબત આગળ ગણોતનું પ્રકરણ નીકળશે તેમાં આવશે.

**ગોપાળ**—આપે આ જિનસોના મૂલ વિશે કહ્યું તે સઘળું ખરું હોય એવું મ્હને લાગતું નથી. કારણ કે તમે કહો છો તે પ્રમાણે હંમેશાં વેહેવારમાં મૂલ ઠરતું નથી. એક જ બજારમાં બે ત્રણ ભાવ હોય છે. તેનું શું કારણ?

**મહેતાજી**—તેવું થવાને કેટલાંક કારણો છે. એકાદી જિનસ ખરીદ કરવા સંબંધી જે હુશિઆરી તથા ચોકસી જોઇએ છે, તે સઘળામાં સરખી નથી હોતી. તેમાં શ્રીમંત લોકોનો વેહેવાર તો વળી કંઇ એવો હોય છે કે, શું આવ્યું શું ગયું તેની તેઓને દરકાર નથી હોતી. સબબ કોઇ વખતે કોઇને એક જ પદાર્થ વધારે ને કોઇને ઓછે મૂલે મળે છે. પણ તે એમ થયું તો તે વેપારીઓના દગાને લીધે તથા લોકોની ગેરહુશિઆરી વગેરે કારણોને લીધે છૂટક વેપારમાં થાય છે. પણ જથાબંદ વેપારમાં કહ્યું, એટલે તો આ શાસ્ત્રમાં મૂલ વિશે જે આગળ મુજબ નિયમો કહ્યા, તે જ નિયમો વડે વેહેવાર ચાલે છે.

## ઉત્તરભાગ સંવાદ ૧૨ મો

### ઉત્પન્ન વિશે

**ઉત્પન્ન થવા સારુ જે ભંડોળ વાપરવો અથવા રોકવો તે રોકવાની અનેક રીત છે–તે માંહેથી સારી લાભકારી રીત કઈ તેનો વિચાર–દેશની જેવી જેવી હાલત તેવી તેવી તે તે દેશમાં ભંડોળ રોકવાની જુદી જુદી રીત હોય છે–વેહેવારમાં પુંજી રોકવાનો પ્રકાર–સમસમાન નફો થવા લાગ્યો એટલે સમજવું કે લોકોમાં પુંજીની વેંહેચણ બરોબર થાય છે–દેશની જેવી સ્વાભાવિક સ્થિતિ હોય તેને અનુસરીને પુંજીની વેહેવારમાં વેંહેચણ કીધી હોય તો શું અને શીરીતે થાય છે તેનો પ્રકાર–ખેતી કામ–તથા શિલ્પ તથા વ્યાપાર એઓ થકી સરખો નફો થાય છે–ખેતી વગેરે વ્યાપારમાં સરખું મળતર થતું નથી એવું નજરે આવે છે તેનું કારણ.**

**મહેતાજી**—પાછલા સંવાદમાં જે વિષય કેહેવાનો, તે મુકીને બીજી વાત ઉપર બોલવું થયું. તે હશે, પણ પુંજીના અથવા ભંડોળના સંગ્રહ વિશે આપણું જે ભાષણ થયું

હતું, તે તને યાદ છે કે નહીં? હવે ઉત્પન્ન કરી લેવા સારુ કંઈ કંઇ રીતે રોકવામાં આવે છે, તેનો જ આપણે વિચાર કરિએ.

ખેતી કરવી.

પથ્થરના કોયલા ધાતુ વગેરે ખાણ માંહેથી નિકળે છે, તે વસ્તુ કાહાડવાને ખાણો ખોદવી.

માછલાં મારવાં.

શિલ્પ કામ તથા કસબો કરવા.

અને વેપાર કરવો એવાં એવાં કામોમાં પુંજી રોકવામાં આવે છે.

**ગોપાળ**—પુંજી રોકવાની જે રીતો કહી, તેમાં ખેતીમાં પુંજી રોકવી એ ઘણી સારી રીત. એ થકી દેશને મ્હોટું હિત થાય છે. કારણકે માણસના નિર્વાહને બિલકૂલ અગત્યનું એવું જે અન્ન, તે ખેતી થકી જ ઉત્પન્ન થાય છે.

**મહેતાજી**—ઇંગ્લાંડ સરખા જે થંડા દેશ છે, ત્યાંહાંનાં માણસોને જેવી અનાજની તેવી જ કપડાંની તથા ઘરની જરૂર હોય છે. વાસ્તે તેઓને તે વસ્તુઓ જે કસબોથી ઉત્પન્ન થાય છે, તે કસબોની પણ અગત્ય છે.

**ગોપાળ**—પણ તે કસબ કરવાને જે સામગ્રીનો ખપ પડે છે, તે પણ જે જમીનનો આસરો ખેતીને છે તે જ જમીન માંહેથી ઉત્પન્ન થાય છે તથા લુગડાં વણવાં અને ઘર બાંધવાં હોય તો તે પણ જમીનમાંથી થયેલી જિનસો લઇને તેવાં બનાવે છે.

**મહેતાજી**—તે તેવાં કામો ન થતાં હોત તો તે કામોને વાસ્તે જે સામગ્રી જોઇએ છે તે કોણ ઉત્પન્ન કરત. શિલ્પ કામ કરનારાઓને તે જિનસોનો ખપ પડે છે, વાસ્તે જ ખેતી કરનારા તે જિનસો ઉત્પન્ન કરે છે. એવી રીતે ખેડ કામ અને શિલ્પ કામ એ એકબીજાને અનુકૂળ થાય છે.

**ગોપાળ**—તે તેમ થાઓ. પણ દેશને તેઓથકી એક સરખો જ લાભ થતો નહીં હોય. કારણ કે ખેડ કામ જેવું જમીનનું ઉત્પન્ન વધારે છે, તેવું શિલ્પ કામ વધારતું નથી. તે કંઇ નવું ઉત્પન્ન કરે છે, એમ થતું નથી; પણ ખેતીવડે જે કાચો માલ મસાલો પેદા થયો હોય છે, તેને જ શિલ્પ કર્મ, નવું રૂપ અને આકૃતિ આપીને બતાવે છે.

**મહેતાજી**—તે ખરું, પણ એ તેવું શિલ્પકર્મના યોગથી બને છે. તેણે કરીને કચ્ચા માલ મસાલાનું મૂલ સોગણું વધે છે. અરે ખેતી થઇ તો શું, તે એક કૃતિ છે, તે કંઇ પ્રકૃતિ નથી. અનાજ વગેરે ઉત્પન્ન કરવાનું જે પ્રકૃતિનું સામર્થ્ય તેની આગળ માણસની કૃતિ તે પોઇસ છે. કારણ કે જેમ ફક્ત રસાયન કૃતિવડે અને યંત્રકૃતિ-

વડે જ રચના થઇ હોય એવા એવા સ્વરૂપોના પદાર્થો પ્રકૃતિ ઉત્પન્ન કરે છે, તેમ જ ઇંદ્રિયોએ કરીને યુક્ત તથા પોતાના માંહેથી પોતાના સરખા ઉત્પન્ન કરવાની જેમને શકિત, એવા જે જીવવાળા પદાર્થ, તેમને પણ પ્રકૃતિ જ ઉત્પન્ન કરે છે.

**ગોપાળ**—ખેતી કરવા લાગ્યા હોઇએ ત્યારે પ્રકૃતિ જેવી અનુકૂળ થાય છે તેવી તે બીજી કૃતિમાં થતી નથી. એ વિશે પાછળ બીજા સંવાદમાં બોલવું થયું છે. સારાંશ ખેડુતની જોડે તો તે પોતે જ જાણે કે કામ કરવા લાગતી હોય એમ દેખાય છે. તેણે ખેતરમાં હોળ ખેડીને વાવણી કરી એટલે થયું. પછી બાકીનું સઘળું કામ પ્રકૃતિ જ કરે છે. બીને પીલો ફોડવો, તેને જમીન માંહેથી બહાર લાવવો, ખમાએ તેટલો વરસાદ વરસાવવો અને અનાજ વગેરેને પાકી દશામાં આવવા જેવો તાપ પડવા દેવો, એ સઘળું પ્રકૃતિનું કરવું. કુણબીએ જે કરવું તે ઘણું ખરું પ્રકૃતિ જ કરે છે; તેણે તો ઉઠીને ફળો વીણી લેવાં એટલુંજ રહ્યું હોય છે. એ એવું શિલ્પ વ્યાપારમાં થતું નથી. એમાં સઘળું કામ માણસને જાતે કરવું પડે છે. યંત્ર રૂપ કૃતિ અથવા રસાયન રૂપ કૃતિ યદ્યપિ તેમને અનુકૂળ થઇ તો પણ તેઓએ મેહેનત કરવી, એ ટળતું નથી. તેણે કંઇ પણ કામ હસ્ત વ્યાપાર અથવા મનો વ્યાપારવડે કર્યું, તથાપિ તે કૃતિનું, પણ પ્રકૃતિનું નથી.

**મહેતાજી**—કૃતિવડે વ્યાપાર કરતાં આવડે, એવી માણસની પ્રકૃતિ જ છે. એવું મનમાં ન લાવતાં કૃતિ જૂદી અને પ્રકૃતિ જૂદી એવું બોલવાની ચાલ પડી ગઇ છે. એવું છે કે, મનુષ્યપ્રકૃતિથી જે કોઇ ચાલે છે તેનેજ કૃતિવડે વ્યાપાર કરતાં આવડે છે; એવી પ્રકૃતિના ધોરણવડે જંગલી લોકો ચાલતા નથી, તેથી તેમની બુદ્ધયાદિ શક્તિનો ઉદય થયો જ નથી હોતો. તેઓ જન્મે છે તે દિવસ થકી મૂર્ખ જ રહે છે. એવી સ્થિતિએ રેહેવું એ જ્ઞાન શક્તિએ યુક્ત એવું જે માણસ તેની પ્રકૃતિ ન જોઇએ, પણ માણસને માણસની જ પ્રકૃતિ પ્રાપ્ત થવી, તે કૃતિએ કરીને હળવે હળવે ક્રમે કરીને બુદ્ધિને સંસ્કાર થયા પછી જ પ્રાપ્ત થાય છે.

માણસ કેવળ પશુ સરખો નથી, સારું નરસું જાણવાને યોગ્ય એવો છે. નવી કલ્પના, નવી યુકિત્ત સુઝવા જોગી તેને મન બુદ્ધયાદિક આપેલાં છે. તેણે કરીને તેને પ્રકૃતિના કેટલાએક ધર્મ પોતાને સ્વાધીન કરી લઇને પોતાને ઉપયોગે લગાડવાનું સામર્થ્ય આવ્યું. કયા પદાર્થમાં કયો કેવી તરેહનો ગુણ છે, એ તેણે પોતાના ઉપયોગ સારુ ધ્યાનમાં લાવીને, હલકા પદાર્થ પાણીમાં તરે છે એવું જોઇ હોડી બનાવી, પવનનો સુસવાટો આપણા શરીરને લાગે છે તે ઉપરથી સડ બનાવવાની કલ્પના તેને સુઝી, લોહચુંબક જોઇને, તે ઉપરથી હોકો તૈયાર કરી તેના ધોરણ ઉપર તે ઘણા

દૂર દૂર દેશે જળમાર્ગે જવા લાગ્યો. પાણીમાં વહાણે તરવું, તેને પવન લાગીને તેણે ચાલવું, લોહચુંબકે એક જ દિશા તરફ વળેલાં રહીને માર્ગ બતાવવો, એવા તે તે પદાર્થોમાં પ્રકૃતિના જે ધર્મ, તેઓ ઉપર માણસ પોતાની કૃતિ ચલાવીને તેઓ થકી પોતાનું કામ કરી લેવા લાગ્યો.

પાછળ કહ્યા મુજબ બની આવે છે. સબબ ખેડકામમાં જ પ્રકૃતિ અનુકૂળ થાય છે એવું નથી. તે જેમ ખેડુતને અનાજ ઉત્પન્ન કરવામાં મદદ થાય છે, તેવી જ યંત્રના યોગવડે તે અનાજ દળનારાને મદદ આવે છે.

શિલ્પ કર્મમાં તો કેટલીએક વાતોમાં પ્રકૃતિની મદદ ઘણી હોય છે ને તેટલી તેની સાહ્યતા ખેડકામમાં પણ નથી હોતી. યંત્ર સાહિત્યવડે ઉદ્યોગ કરવો સેહેલ થયો, તેનું કારણ એવું કે જે કરવાનું તે માંહેથી મ્હોટું મ્હોટું કામ પ્રકૃતિ ધર્મે કરીને યુક્ત જે તત્ત્વો, તેઓ થકી કરાવતાં આવડે છે. કેટલાંએક કામો રસાયણ કૃતિથી બને છે. તેમાં તો પ્રકૃતિની સાહ્યતા ઘણી જ હોય છે. લુગડાંને ઓપ દેવામાં પવન ને તડકો એ જ તત્ત્વો ઘણું કરીને સઘળું કામ કરે છે. કેટલીએક વસ્તુને સંસ્કાર કરીને વાસણમાં ભરીને તેમને તેમની તેમ જ રહેવા દીધી હોય તો તેઓ પોતાની મેળે ખદખદી આવે છે અથવા ચઢી આવે છે. પછી તેમના મદ્યાદિક બને છે. એ અજાયબ જેવાં કામો પ્રકૃતિ કયા સાધનવડે કરે છે તે તો આપણને સમજાતું જ નથી. સારાંશ હરકોઇ પ્રકારનો વ્યાપાર થયો, તોપણ પ્રકૃતિ તેમાં કંઇ પણ કરતી હોય છે.

ગોપાળ—ખરું, કૃતિવડે કીધેલા હરકોઇ વ્યાપારમાં પ્રકૃતિની મદદ હોય છે. એ થોડોક વિચાર કરતાં જ સમજાવા માંડે છે. એક ઘડીયાળ લીધું તો તેને જે કમાન હોય છે તેને પ્રકૃતિ સાથે સંબંધ છે; કારણ કે સ્થિતિસ્થાપકત્વ કરીને જે તીખાને ઠેકાણે ધર્મ છે, અને જેણે કરીને તે તીખાંની કમાન જોઇએ તેટલી ટુંકી થાય છે, તે ધર્મ તીખામાં પ્રકૃતિ જ વડે આવ્યો; ને તે જો તેમાં ન હોત તો ઘડીયાળ બનાવતાં આવડયું જ ન હોત તથા પ્રકૃતિએ અગ્નિને જે શકિત આપેલી છે, તે શકિત જો કૃતિવડે વહેવારમાં આણી ન હોત તો કમાન જ કરતાં આવડી ન હોત.

વારુ, પણ મહારાજ! ધાન્યાદિક ઉત્પન્ન કરતી વખતે માણસના જાણ્યામાં નહીં એવાં જે પ્રકૃતિનાં કામો બને છે, તેઓની તથા કૃતિવડે બનાવેલાં સાધનોની મદદ ખેતીના કામમાં હોય છે, એકલી પ્રકૃતિની જ મદદ હોય છે એમ નથી.

મહેતાજી—ખરું, હાથવડે કરવાની મેહેનત જે સાધનવડે સેહેલી થાય છે, તો સાધનને જેવું કે એક યંત્ર જ જાણવું. પાવડો, કોદાળી થયાં એટલે જમીન હાથવડે

ખોદવાની મેહેનત ટળી. હોળ, કોદાળો થયાં તેણે કરીને ખેડ કામ સારુ જ સેહેલું થયું. અનાજ લાકડી વડે જુડીને કાઢવાની યુક્તિ માલુમ પડી, તેણે કરીને તે અનાજ હાથવડે મસળીને કાઢવાની મેહેનત ટળી તથા અનાજ જાડકવાનાં યંત્રો ચાલૂ થયાં, તેણે કરીને અનાજ હાથવડે જાડકવાની મેહેનત ઓછી થઇ. પણ યંત્રાદિ સાધનનો શિલ્પ કામમાં જેવો પૂર્તી રીતે ઉપયોગ થાય છે, તેવો ખેડ કામમાં થતો નથી. કારણ કે ખેડ કામ કહ્યું એટલે તેમાં અનેક પ્રકારનાં કામો હોય છે. તેમને જગા પણ ઓહોળી જોઇએ તથા જેની ગતિ માણસના તાબામાં નથી એવો જે ઋતુ કાળ, તે તે કામોને માફક હોવો જોઇએ.

કોઇ એક દેશની સારી આબાદાની થવા સારુ ખેતી, શિલ્પ અને વ્યાપાર એ ત્રણે હોવાં જોઇએ. પણ એ માંહેનો એકાદો જ ઉદ્યોગ પકડીને બેસવું અથવા એ ત્રણે ઉદ્યોગ કરવા હોય તો તેમનો કેટલો અંશ હોવો જોઇએ, એનો વિચાર કીધો જોઇએ.

**ગોપાળ**—હા, તે જ વિચાર થવો જોઇએ. બીજા ઉદ્યોગ છોડી દઇને એકલી ખેતીને જ પકડી બેસવું એવું મ્હારું કેહેવું નથી; પણ મહારાજ, ઇંગ્લાંડ સરખા દેશમાં જેવો વેપાર તથા શિલ્પ કામો ચલાવેલાં છે, તેવું જ ખેતી કામ ચલાવ્યું નહીં હોય.

**મહેતાજી**—તે મ્હારાથી કહી શકાતું નથી અને તને તે પ્રકરણ સારું જેવું સમજાવા માંડ્યું, એટલે તે કહી આપવું કઠણ છે, એમ લાગવા માંડશે.

**ગોપાળ**—એમ કેમ બોલો છો? ઉદ્યોગના જે પાછળ કહેલા પ્રકાર તે ચાલૂ કરવા વિશે દેશની પૂંજીનો કેટલો કેટલો હિસ્સો કામે લગાડવો, એ સંપત્તિવ્યવસ્થા શાસ્ત્ર જાણનારાઓને જ્યારે માલુમ નહીં હોય ત્યારે કેમ થવાનું?

**મહેતાજી**—તે નિર્ણય કરવો સેહેલો નથી સમજ્યો. કારણ કે દેશોની જેવી જેવી જુદી જુદી સ્થિતિ અથવા અવસ્થા હોય છે, તે તે પ્રમાણે તે તે દેશમાં તેઓ જુદા જુદા ઉદ્યોગ ચલાવવા સારુ પુંજીના ભાગ જુદા જુદા માનમાં વાપરે છે. એ પ્રમાણે પુંજી રોકવાની જુદી જુદી રીતો છે. અમેરિકા ખંડમાં અથવા નવા નવા વસેલા દેશોમાં જમીન થોડે મૂલે મળે છે, લોકો જ્યાંહાં ત્યાંહાં થોડા રેહેલા હોય છે, તથા પુંજીની કમતી હોય છે; એવે ઠેકાણે મ્હોટો ચાલતો ઉદ્યોગ કહિએ તો ખેતી જ હોય છે. કારણ કે ત્યાંહાં મુસારો મ્હોટો હોવાનાં સબબથી કોઇ મજૂરની ગાંઠે ચાર પૈસા થયા એટલે તેને જમીન જોઇ તે ખરીદ કરીને ખેતીનું ખટલું લઇ બેસવાને જલદીજ ઉમેદ થાય છે. એ પ્રમાણે ત્યાંહાં ખેતીની જ ચાલ થવા માંડે છે. અમેરિકા ખંડમાં તો સંપત્તિ જલદી વધતી જાય છે, તથાપિ ત્યાંહાંના લોકોને જે તૈયાર થએલા માલનો

ખપ પડે છે, તે ઘણો ખરો તેઓ બાહારથી લે છે ને તેમાં તેમને નફો છે. તેઓ પોતાને ત્યાંહાં સઘળો માલ તૈયાર કરવાને કાઢતા નથી તેથી તેમની પાસે પુંજીની કમતી હશે માટે તેઓ કાઢતા નહીં હોય, એમ સમજવું નહીં; પણ પુંજીનો વહિવટ કરવા સારુ શિલ્પ કામ કરતાં બીજું વધારે નફાનું કામ હોય છે, વાસ્તે તેઓ કારખાનાં કાઢતા નથી.

**ગોપાળ**—ઈંગ્લાંડ દેશમાં લોકો ઘણા વસે છે ને જમીન થોડી હોય છે. સબબ એ દેશનો તૈયાર થએલો માલ આપીને અમેરિકાનું અનાજ લેવું. એમાં ઈંગ્લિશ લોકોનાં સારાંની વાત જોઇએ.

**મહેતાજી**—હા, આગળના વસેલા મુલકમાં લોકો પોતાને જે અનાજ વગેરે જોઇએ, તે માંહેથી કંઇ બાહારથી નહીં લે તો નવા વસેલા મુલ્કમાં લોકો પોતાના પેટ પૂરતું જ પકવવાના; પર મુલકમાં ખપ ન હોવાને લીધે તેઓ વધારે પકવનાર નહીં.

ઈંગ્લાંડ દેશમાં જમીનની ઘણી કીંમત બેસે છે. ત્યાંહાં કામ કરનાર માણસને કંઇ અવે જ ભેગો થયો હોય તો જમીન ખરીદ કરવાનું તેનું મન થતું નથી અથવા કોઇ જમીન ગણોતે રાખવાની પણ તેને ઉમેદ થતી નથી. તે ઘણું કરીને દુકાન કાઢે છે અથવા પાસે જે પુંજી હોય તે માલ તૈયાર કરવાના કામમાં વાપરે છે.

દેશની જેવી જેવી સ્થિતિ હોય છે તથા તેમાં જે જે ઉદ્યોગ કરવાની જેવી જેવી વાતની અનુકૂળતા હોય છે, તે તે પ્રમાણે તે તે ઉદ્યોગ તરફ પુંજી રોકવામાં આવે છે. ઈંગ્લાંડ દેશમાં જેવી પુષ્કળ નદીઓ તથા બંદરો છે તેવાં જે દેશમાં હોય છે, ત્યાંહાં તૈયાર માલનો પરમુલ્ક સાથે વેહેવાર કરવાને ઘણું જ સુગમ પડે છે. તે કારણ માટે તે તેવા દેશમાં શિલ્પ કામ એ મ્હોટો ફાયદાકારક ઉદ્યોગ, એમ સમજીને તેની જ ઘણું કરીને ચાલ થઈ હોય છે.

**ગોપાળ**—એકાદો દેશ ખેતી કામમાં સારો હોય છે ને શિલ્પ કર્મ ચલાવવાને લાયક એવો એકાદો દેશ હોય છે. ત્યારે એક અનાજ આપે છે ને એક સારી રીતે કુશલતાએ કરીને બનાવેલા પદાર્થો આપે છે. એ પ્રકારે તે બંનેનો વેહેવાર ચાલે છે એવું જ તમારું કેહેવાનું નહીં?

**મહેતાજી**—હા, તેવું જ. ઈંગ્લાંડ દેશમાં જેટલા માલનો ખપ હોય છે, તે કરતાં વધારે માલ તૈયાર કરવા તરફ પુંજી રોકવામાં આવે છે; અને તરેહ તરેહના કસબોવડે જે માલ તૈયાર થાય છે, તે પરમુલ્કમાં મોકલીને તેને બદલે ત્યાંહાંની જિનસો લે છે, એમાં નફાની વાત છે. કારણ કે તે જિનસ ઘેર બનાવવામાં જે ખર્ચ બેસે છે, તેના

કરતાં ઓછે ખર્ચે પરમુલ્કથી તે આણી શકાય છે. એ ઉપરથી જોતાં એવું સિદ્ધ થાય છે કે, જેવી જુવાની થકી પ્રૌઢદશાની પ્રવૃત્તિ થાય છે, તેવી ખેડ થકી શિલ્પ કામ વેપાર એઓની પ્રવૃત્તિ થાય છે: પૂર્વ વયમાં જેવું શરીર જલદી જલદી વધે છે, તેવી ખેતીની કેવળ જલદી વૃદ્ધિ થાય છે તથા પ્રૌઢ વયમાં જેવું શરીર બંધાઇને મજબૂત થાય છે, તેવી શિલ્પ તથા વ્યાપાર એઓએ કરીને ખેતીના અંગમાં શક્તિ તથા મજબૂતી આવે છે. પુંજી રોકવાની બાબતમાં કોઈ એક ગ્રંથ બનાવનારનું બોલવું એવું છે કે, ખેતીનું કામ કરનારાનો ઉદ્યોગ જુદો, તથા તરેહ તરેહના કસબો કરીને નવી જિનસ બનાવનારનો, તથા વેપાર કરનારનો ઉદ્યોગ જુદો, એમ નિવડવા બેસવું તે નવરાની નિશાની. કારણ કે એ બંને પ્રકારની જિનસોનો ખરું શિલ્પાદિક થકી થએલી જિનસો હોયા વગર થતો નથી તથા તેઓનો ખપ તેઓ હોયા વગર થતો નથી. એવો બંને પદાર્થોનો સંયોગ થાય છે ત્યારે જ, એકાદી વસ્તુ ખપાવા લાયક થાય છે અને સંપત્તિ એવું નામ પામે છે. એટલે તે પુંજી થઇને વેહેવારમાં કામે લગાડ્યામાં આવે છે. સઘળી સંપત્તિની સામગ્રી કહી સતે તે પૃથ્વીની અંદર ઉત્પન્ન થાય છે; ને તે સામગ્રીની ઉદ્યોગવડે સંપતિ થાય છે. જમીન માંહેથી જે અનેક પ્રકારના પદાર્થો નિપજે છે, તેઓને ઉદ્યોગ, મેહેનત, એઓએ કરીને નવું રૂપ પ્રાપ્ત થાય છે, જે કાઢી નાખવાનો ભાગ તે જુદો પાડ્યામાં આવે છે ને એમનો જેઓની સંગાથે સંયોગ કરવાનો તેમની સાથે સંયોગ થાય છે ત્યારે તેઓ ખપાવવાને લાયક થાય છે.

ગોપાળ—સદરહુ કહેલા જે નાના પ્રકારના ઉદ્યોગ, તે માંહેના ક્યા ક્યા ઉદ્યોગ તરફ પુંજીનો કેટલો કેટલો ભાગ રોકેલો હોય છે, એ તો તમે કહો છો કે સંપત્તિ વ્યવસ્થા જાણનારાઓને કેહેતાં આવડતું નથી; પણ વારુ, દેશનું કલ્યાણ થવા જોગા માનથી લોકોમાં પુંજીની વેંહેંચણ બરોબર થાય છે કે ઓછા માનમાં થાય છે, એ પણ તેમનાથી કેહેવાશે નહીં કે? મ્હને લાગે છે કે, જેઓની પાસે પુંજી હોય છે, તેઓ તે પુંજીનો મરજીમાં આવે તે પ્રમાણે વહિવટ કરે છે, લોકોના કલ્યાણ તરફ જોતા નથી.

મહેતાજી—લોકોના હિતતરફ તેઓ ન જુએ તો નહીં, પણ તેઓ પોતાના હિત તરફ તો જુએ છે, ત્યારે પુંજીની કયાંહાં અને કઇ રીતે યોજના કરવી એ કંઇ મરજી ઉપર નથી, પણ તે પોતાના હિત ઉપર છે. એવું છે કે જે ઉદ્યોગ થકી ઘણો નફો થવાનો. એવા ઉદ્યોગ તરફ લોકો પોતાની પુંજી લગાડે છે અને જે કામની દેશને ઘણી જરૂર હોય છે, તે કામ થકી ઘણો નફો મળે છે.

ગોપાળ—દેશ માંહેના લોકોની ગરજને તથા પુંજીદારોના નફાને શો સંબંધ છે, તે મ્હને માલુમ પડતું નથી.

**મ્હેતાજી**—એવું છે કે, લોકોને જે જિનસની ઘણી ગરજ હોય છે તેની તેઓ ઘણી કીંમત આપે છે, વારુ, જો કાપડની ઘણી કમતાઈ થઈ, અને લોકોને તો કાપડની ઘણી જરૂર પડી, ને તેને લીધે કાપડની કીંમત ચઢીને તે વેપારમાં મ્હોટા નફો થાય એવી વખત આવી ત્યારે શું થશે? ત્યારે એમ થવાનું કે જે લોકોને ખેતીના કામમાં થોડો નફો મળતો હશે, તેઓ પોતાની પુંજીમાંની કંઈક પુંજી લુગડાં તૈયાર કરવાનું જે મ્હોટા નફાનું કામ તેમાં લગાડશે; તેણે કરીને વધારે કાપડ તૈયાર થઈ કાપડનો ખુટકો દૂર થશે; તથા તે વેચાતું લેવાની જે લોકોની પડાપડી તે ઓછી થશે. એવું થયાથી કાપડની કીંમત ઉતરશે, તથા કાપડ તૈયાર કરનારાઓને જે નફો થવાનો, તે કમી થઈને ખેતી કરનારાના નફા જેટલો થવા લાગશે; ને તે, તે કરતાંએ ઓછો થવા લાગ્યો તો ખેડ કામ કરનારાએ જે પુંજી કાપડ તૈયાર કરવાના કામ તરફ રોકી હતી, તે તે માંહેથી કાઢીને ફરી પાછી ખેતી તરફ તે કામે લગાડશે.

**ગોપાળ**—પુંજી જુદી જુદી રીતે રોકતાં છતાં બરોબર સરખો નફો કેમ થાય છે, તે દેખાડવાને તમે સારી કલ્પના કાઢી, પણ તે પ્રમાણે વેહેવાર થવો કઠણ લાગે છે. કારણ કે એક ધંધો છોડીને બીજો કરવા માંડવો, તેમાં કેટલીએક અડચણો તથા ખર્ચ પડે છે.

**મ્હેતાજી**—અડચણો તો ખરી, અને ઘણું તો શું પણ દૂર થાય જ નહીં એવી ઘણી ખરી તે અડચણો હોય છે. પુંજીનો વહિવટ કોઈ એક રીતે થતો હોય, તે થકી જ વધારે નફો હંમેશાં થવા માંડે છે, ને તેવો નફો બીજી રીતે પુંજીનો વહિવટ કર્યો હોય તો થાય નહીં; એવું જ્યારે થાય છે ત્યારે જ એક ઠેકાણેથી પુંજી કાઢીને બીજે ઠેકાણે લગાડવી, એક ધંધો છોડીને બીજો કરવા માંડવો એવું બની આવે છે ને તે પણ ઘણેક કાળે અને નુકસાન સોસ્યા બાદ બની આવે છે. કારણ કે જે ધંધો ચાલતો હોય, તેથી બિલકૂલ જુદો એવા ધંધામાં હાથ ઘાલવો, તેમાં કેટલીએક અનહિતની તથા અડચણની વાતો હોય છે. સબબ એકાદા ધંધામાં થએલો તોટા સહન ન કરી શકાય એવું થાય છે, તે વખતે જ બીજો ધંધો કબૂલ કરવો પડે છે.

**ગોપાળ**—બિલકૂલ જુદો ધંધો કબૂલ કરવાનું કહ્યું એટલે, તે ઘણી કઠણ વાત. એક ધંધામાં જે સારી માહિતગારી આપણામાં આવી હોય તે, તે બીજા ધંધામાં વખતે કામ લાગતી નથી. વારુ, શિલ્પ કર્મનાં યંત્રો ભાંગીને તેનાં ખેતીનાં હથિઆરો બનાવીએ, અથવા ખેતીનાં હથિયારોવડે શિલ્પ કામ કરી લઈએ, તો તેમ પણ થતું નથી. એ ઉપર થકી મ્હને એવું લાગે છે કે, ખેતીનો ધંધો કરનારો કેહેશે કે, હું મ્હારી પુંજી આ મ્હારા ધંધા માંહેથી કાઢીને શિલ્પ અથવા વેપાર તરફ લગાડું તો તેમ થનાર નહીં,

અથવા શિલ્પ કામ અને વ્યાપાર કરનારો કહેશે કે, હું મારી પુંજી ખેતીના કામમાં લગાડીશ તો તેમ પણ થશે નહિ, ને તેવું કરવા ગયા તો અનહિત જ બની આવે છે.

**મહેતાજી**—તું કેહે છે તેવું થશે ખરું, પણ એટલું સારું છે કે નફાના દરમાં ઘણી જ વધઘટ થતી નથી. જો થઇ તો થોડી થાય છે, અથવા થોડા દિવસ સૂધી ટકે છે એટલે પ્રાપ્તિની બરોબરી કરવા સારુ તું કેહે છે તેમ કરવું પડતું નથી.

અવેજ બાહાર વ્યાજે મુકીને તેનું જે ઉત્પન્ન આવે તે ખાઇને બેસી રેહે, એવા મ્હોટા મ્હોટા માતબર દેશોમાં ઘણા લોકો હોય છે અને વેપારી અથવા શિલ્પ કામવડે માલ તૈયાર કરનાર હોય તો પણ તેમનાથી તેમની પાસે જેટલી પુંજી હોય તેટલીથીજ વેહેવાર ચલાવાતો નથી. પેલા વ્યાજે પૈસા ફેરવનારા કનેથી પૈસા કરજે લેવા પડે છે. પૈસા ઉછીના લીધા વગર વેહેવાર કરનારા થોડા જ હોય છે. એક સરખો જ રેહે એવો જે નફાનો દર તે કરતાં એકાદા ઉદ્યોગમાં નફો વધારે થવા લાગ્યો એટલે તે ઉદ્યોગ કરનારા પોતાનો વેહેવાર વધારવા સારુ વધારે કરજ કરે છે. પણ બીજા એકાદા ઉદ્યોગમાં નફો ઓછો થવા લાગ્યો, એટલે તે ઉદ્યોગના કરનારા વેહેવાર ઓછો કરીને નાણું ઉછીતું લેવું બંદ કરે છે. રિકાર્ડો કરીને એક સાહેબ સંપત્તિ વ્યવસ્થા ઉપર ગ્રંથ બનાવનાર થઈ ગયો. તેનું બોલવું એવું છે કે, રેશમી કાપડનો ખપ વધારે થવા માંડે છે તથા સુતરાઉ કાપડનો ખપ ઓછો થાય છે, ત્યારે સુતરાઉ કાપડનો વેહેવાર કરનાર પોતાની પુંજી તે માંહેથી કાઢીને રેશમી કાપડના વેહેવાર તરફ રોકતો નથી, પણ તે પોતાનું કામ કરનારાઓ માંહેથી, કેટલાએકોને રજા આપે છે અને નાણાવટી તથા શાહુકાર એઓ કનેથી અવેજ લેવો બંદ કરે છે એવું, રેશમી કાપડ તૈઆર કરનારો કરતો નથી. તેને વધારે કામ કરનાર રાખવાની તથા વધારે નાણું કાઢવાની ઊમેદ થાય છે. પછી તે વધારે અવેજ કરજે કાઢે છે; એટલે વ્યવહાર કરનારને પોતાનો નિત્યનો ધંધો બંદ કરવાની જરૂર ન પડતાં પુંજી જેવી કે એક ધંધા માંહેથી કાઢીને બીજા ધંધામાં નાખી એવું થાય છે.

**ગોપાળ**—એ ઉપરથી એવું થાય છે કે, ખેતી તથા શિલ્પ એ કામોમાં જે નફો થાય, તે હંમેશાં સરખો હોવો જોઇએ, અથવા હંમેશ ન થયો તો કાળે કરીને થવો જોઇએ.

**મહેતાજી**—હા, કાળે કરીને એ બોલવું ઠીક છે. કારણ કે નફાનો દર સમસમાન થાય એ એકાએક બનતું નથી, કાળે કરીને બને છે. એ પ્રમાણે કાળે કરીને નફાનું જે સમસમાન થવું તે ખેતી તથા શિલ્પ એ જ કામોમાં થાય છે એમ નહીં, બીજા કામોમાં પણ થાય છે. દેશની જેવી સ્વાભાવિક સ્થિતિ હોય, તેને અનુસરીને પુંજીની વેંહેચણ વેહેવારમાં થતી રહી જોઇએ; એવું જે દેશમાં હોય છે, તે

દેશમાં તે પુંજીની વેંહેંચણુ થકી ઘણો જ મ્હોટો નફો થાય છે તથા પુંજી રોકવાના જે બીજા પ્રકાર તે સઘળા થકી ઘણો ખરો સમસમાન નફો થવાની સંધિ આવે ત્યાંહાં સુધી તે મ્હોટો નફો થતો જાય છે.

**ગોપાળ**—ઘણો ખરો સમસમાન કેમ? એક સરખો સમસમાન એવો નફો કેમ થાય નહીં?

**મ્હેતાજી**—તેનું કારણ એવું છે કે, ખેતીનું ખટલું કરવું ઘણાક લોકોને સારું લાગે છે; તેવા બીજા કસબ તથા વેપારો સારા લાગતા નથી–સબબ એવું થાય છે કે જે મુલ્કમાં પિકાઊ જમીન સસ્તી મળે છે, ત્યાંહાંના કોઈની પાસે કંઈક પુંજી થઈ, એટલે જમીન લેવી એવું તેના મનમાં આવે છે; પછી જ્યાંહાં લોકોની વસ્તી ઘણી જ કમી એવા પ્રાંતમાં પણ જઈને, ખેતીનો આરાબો માંડીને એક ન્હાનાં સરખા સંસ્થાનના ધણીની પેઠે માહાલે છે. એવું અમેરિકાખંડમાં થાય છે. એ પ્રમાણે બીજા ઊદ્યોગ કરતાં ખેતી તરફ વધારે પડાપડી હોય છે ખરી, પણ તેનીએ એક મર્યાદા હોય છે, તેથી વધારે પડાપડી થતી નથી. માટે પુંજીનો વહિવટ કરવાના જે જુદા જુદા પ્રકાર, તેઓ થકી ઘણું કરીને સમસમાન નફો થાય છે, એવું કહ્યું હોય તો ચાલશે.

**ગોપાળ**—અહઃહઃ કૃતિવડે વેહેવાર કરવાની કેટલી ઉત્તમ પ્રકારની આ વ્યવસ્થા જેમ જેમ મ્હને (દેશવ્યવહાર વ્યવસ્થાનું શાસ્ત્ર) સમજાતું જાય છે, તેમ તેમ દેખાઈ આવે છે કે પ્રકૃતિનાં કામો જે નિયમોવડે બને છે, તે નિયમો એવા છે કે, તેઓ થકી વિશેષે કરીને જેટલું માઠું બની આવે છે, તેટલું સારું થતું નથી.

**મ્હેતાજી**—વારંવાર થાય છે એમ કેહેવું. કારણ કે **વિશેષે કરીને** એ શબ્દની વ્યાપ્તિ વારંવાર એ શબ્દના કરતાં ઘણી મ્હોટી છે. અરે ભાઈ એમ છે કે પ્રકૃતિનાં કામો જે ક્રમે કરીને થાય છે, તે ક્રમ કરતાં કોઈ ઠેકાણે વધારે, કોઈ ઠેકાણે ઓછા, કોઈ ઠેકાણે જુદા જુદા એવા કૃતિના નિયમો હોય છે. તે પણ કેવળ સારા જ હોય છે એમ નથી, પણ તે જોકે ખરાબ હોય તથાપિ બિલકૂલ રાજ્ય ન હોયાના કરતાં તે તેવા નિયમો હોય તે સારુ. પૂર્વે પણ એવું કેહેવામાં આવ્યું છે કે, કૃતિવડે વ્યાપાર કરતાં આવડવો, એવી માણસની પ્રકૃતિ જ છે. એ કૃતિ વિવેક થકી ઊત્પન્ન થાય છે. એ માણસને ઊત્તમ અવસ્થાને રસ્તે પ્રવૃત્ત કરે છે. તેણે કરીને એવું થાય છે કે, પશુ વગેરે પ્રાણી પોતપોતાના સ્વભાવના બંધનવડે બંધાએલા હોઇને જેમ ચાલે છે તેમ ન થઇને માણસ પોતાની મરજીમાં આવે તે પ્રમાણે ચાલવાને છૂટો હોય છે. પણ તે એકવાર લોકોની મંડળીમાં આવ્યો, એટલે પ્રકૃતિ સિદ્ધ નહીં, એવો જે વિવેકસિદ્ધ નિયમ, તે નિયમવડે તેને ચાલવું પડે છે. પછી જેમ જેમ તેની જ્ઞાનશક્તિ પ્રગટ

થઇને સંસ્કાર પામતી જાય છે, તે તે પ્રમાણે તે નવા નવા નિયમ થોડા અથવા વધતા હિતકારક કરતો જાય છે. તે માંહેના ઘણા નિયમો તેની આબાદીને પ્રતિકૂળ એવા પણ હોય છે; એવું છતાંએ તે નિયમો થકી તેનું ઘણું કરીને સારું થાય એવું હોય છે.

**ગોપાળ**—ખેતી, શિલ્પ વગેરે સઘળા ઉદ્યોગોથકી સરખો નફો કાળે કરીને થાય છે, એવું તમે કહો છો, પણ એવો એકસરખો બરોબર નફો ઇંગ્લાંડમાં થતો નહીં હોય. કારણ કે ત્યાંહાં શિલ્પ તથા વેપાર એમની ઘણી જ ચાલ (પ્રચાર). સબબ ખેતી થકી જે નફો થવાનો, તેના કરતાં શિલ્પ તથા વેપાર એઓ થકી ઝાઝો નફો થતો હશે.

**મ્હેતાજી**—તું કહે છે તેવું નથી સમજ્યો. ખેતીનો અરાબો કરનારને જેવી પ્રાપ્તિ થાય છે, તેના કરતાં વેપારી તથા શિલ્પ કામ કરનારા એમને ઘણી તથા જલદી પ્રાપ્તિ થાય છે, એવું નજરે આવે છે. તેનું કારણ એવું છે કે, ખેતીવાળાઓના કરતાં તેઓ ઘણું કરીને વધારે પુંજીનો વહીવટ કરે છે; એટલે તેમની સંપત્તિ મ્હોટા ડોળથી ભપકો મારે છે પણ આખરે કાળે કરીને જોતાં ખેતી કરતાં વેપાર તથા શિલ્પ કામ એઓ થકી વધારે મળતર થતું નથી, એ સિદ્ધ થાય છે.

**ગોપાળ**—જો વેપારિઓને અને શિલ્પ કામ કરનારાઓને ખેડુતના કરતાં વધારે પ્રાપ્તિ નથી તો પછી તેઓ આટલા પૈસાવાળા કેમ થાય છે.

**મ્હેતાજી**—તેઓ પૈસાવાળા થાઓ. પણ આવી કહેવત છે કે આજે વેપારી અને કાલ ઉઠીને ભિખારી, વાસ્તે ખેતી ઉત્તમ. જેમ વેપારીના જેવી વારંવાર અને જલદી દ્રવ્ય મેળવવાની સંધિ ખેડુતને આવતી નથી તેવો તેનો વેપારીના જેવો વારંવાર ભંગ પણ થતો નથી. ખેતીના અરાબા કરતાં વેપારમાં મ્હોટાં મ્હોટાં જોખમો આવી લાગે છે. કોઇ ઠેકાણે લઢાઇ જ થવા માંડે છે, કોઇ ઠેકાણે ઘરેણાં લુગડાં વાપરવાની ચાલ બદલાઇને નવી ચાલ ચાલૂ થાય છે. કોઇ ઠેકાણે લોકો પાસેથી લેહેણું આવવાનું તે જ અટકે છે, એવી એવી દૈવયોગે કરીને બનનારી વાતો થકી વેપારીને મ્હોટા તોટા થાય છે; તે ખેતીવાળાને કોઇક વખત જ થાય છે. એવું છે ત્યારે વેપારીને કોઇ વખત દૈવયોગથી ખેતીવાળાના કરતાં વધારે પ્રાપ્તિ થઇ તો તેમાં શી નવાઇ?

**ગોપાળ**—ત્યારે તમારા બોલ્યાનો સાર તો એ જ કે નહીં? કે દૈવયોગથી જેવી હાની થાય છે. તેવી જ દૈવયોગથી પ્રાપ્તિ પણ થાય છે.

**મ્હેતાજી**—હા, ખેતીવાળાના કરતાં વેપારીની રમત મ્હોટી, એટલે યુક્તિવડે અથવા દૈવયોગથી દાવ આવી ગયો તો સરાસરી થવાની જે પ્રાપ્તિ, તે કરતાં વધારે પ્રાપ્તિ થઇને ખેતીવાળા કરતાં વેપારી જલદી પૈસાવાળો થાય છે. જો બુદ્ધિની કોટાઇને

લીધે અથવા કમનસીબને લીધે દાવ ન ફાવ્યો તો મ્હોટા મ્હોટા ટોટા આવી વખતે તેનું દિવાળું નિકળે છે.

**ગોપાળ**—એવું કહેશો તો ખેતીના અરાબામાં પણ તેવું જોખમ નથી કે? વરસાદ ઋતુ વગેરેની ગતિ કહોના હાથમાં છે તે જેવાં અનુકૂળ પ્રતિકૂળ હોય, તે પ્રમાણે અનાજ, ઝાડ પાન વગેરેનું થવું ન થવું છે.

**મહેતાજી**—તું કહે છે તેવાં કારણો થકી જે નુકશાન થાય છે, તેણે કરીને માણસનો બિલકૂલ ભંગ થતો નથી. જો એકાદો ઋતુ એક પ્રકારના અનાજને અનુકૂળ નહીં હોય તો બીજા પ્રકારના અનાજને અનુકૂળ હોય છે. એક પ્રકારના ઝાડપાનમાં ન ફાવ્યું તો બીજા પ્રકારના ઝાડપાનમાં ફાવે છે. વળી એવું છે કે, માણસના પેટને જેની અગત, ઘણું કરીને તેવા જ પદાર્થો ખેતી થકી ઉત્પન્ન થાય છે. ત્યારે તેવા પદાર્થોનો ખપ નહીં એવું ક્યાંહાંથી થવાનું. તે પદાર્થની જેવી ઘટ હોય છે તેવી અને ઘણું તો શું પણ તે કરતાં વધારે તેની કીંમત ચઢે છે. એ કારણુસર એવું થાય છે કે, જે સાલમાં સારો પાક થતો નથી, તે સાલમાં તો ખેતી કરનારને ઘણું મળે છે.

આ આપણા બોલવા ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, ખેતી, વેપાર, શિલ્પ, એઓ થકી જે નફો થાય, તે આખરે જોયા સતે સમસમાન થાય છે. પણ ખેતીનો અરાબો ચલાવનારને જેવો એકસરખો સમસમાન નફો થાય છે, તેવો વેપારીને તથા શિલ્પ કામ કરનારાઓને એકસરખો સમાન નફો થતો નથી. એ માંહેથી કેટલાએક માતબર થાય છે ને કેટલાએકનાં દેવાળાં નીકળે છે.

સારાંશ, જે જે વહેવારમાં પુંજીનો વહીવટ કરવો, તે તે વેહેવારમાં જેવું જેવું જોખમ હોય છે તે તે પ્રમાણે તે તે વેહેવાર માંહેથી ઘણું કરીને નફો થાય છે. પણ કાળે કરીને તથા કેટલાએક અરાબાઓને અંતે થયલા નફાનું મધ્યમ માન કાઢી જોતાં એવું માલમ પડે છે કે, પુંજી રોકવાની જે તરેહ તરેહની યુક્તિ, તે સર્વ થકી સમસમાન નફો થાય છે.

એ પ્રમાણે ખેતી, શિલ્પ, વેપાર, એઓમાં પુંજીની વેંહેંચણ સમસમાનપણે થતી જાય છે તથા એવી રીતે સમસમાનપણે વેંહેંચણ થતી જવાનો જે પ્રકાર, તેમાં આગંતુક કારણોથી ફરક પડે છે. તે પ્રકાર જો સાહજીક ઓઘમાં ચાલૂ રાખ્યો હોય તો તે ફરક હંમશ રહેનાર નહીં.

**ગોપાળ**—એવું છે તો પછી પુંજીની વેંહેંચણ થવાનો જે ઓઘ, તેને કોઈએ હાથ જ લગાડવો નહીં.

**મહેતાજી**—પણ ઘણું કરીને સમસમાનપણે નફો થાય છે, એવું કહ્યું. તે સમસમાનપણું જે જે દેશમાં સરકાર પુંજીની યોજના કરવામાં હાથ ઘાલતી નથી, તે તે દેશમાં પણ એકસરખું નથી હોતું તથા તેમાં ફરક પડ્યા વગર રહેતો નથી. વધઘટ

કરનારાં જે અનેક કારણો, તેઓએ કરીને વારે વારે તે સમસમાનપણામાં ફરક પડે છે. કારણ કે એકાદો ઉદ્યોગ કાઢયો, અથવા ચાલતો આવેલો ઉદ્યોગ સારો સુધાર્યો, એટલે તેમાં જે પુંજી રોકી હોય તે ઉપર નફો વધે છે. પણ આ નફો વધવાની વાત જાણતાં જ નવી રીતે રોકવા જોગી પુંજી જેની ગાંઠે હોય છે, તે તે નફાવાળા ઉદ્યોગમાં હાથ ઘાલે છે. ત્યારે જેમ જેમ તે ઉદ્યોગ વિશે પડાપડી થતી જાય છે, તેમ તેમ નફો ઓછો થતો જાય છે. એકાદા નવા દેશ સાથે વેપાર ચાલવા માંડે અથવા લઢાઈના સબબથી પ્રદેશનો વ્યાપાર બંધ થાય એવાં એવાં કારણોને લીધે વેપારમાં જે નફો થવાનો તેમાં ફરક પડે છે. જેમકે તુફાને કરીને સમુદ્ર ખળભળી રહે છે અને તે થઇ રહ્યા પછી પાછો આગમજની સમાન સ્થિતિ ઉપર આવે છે; તેમ સમસમાન થનાર નફામાં આગંતુક કારણોવડે ફેરફાર થાય છે ને તે દૂર થયાં, એટલે નફો પોતાના પેહેલા સમસમાનપણા ઉપર આવવા માંડે છે.

ગોપાળ—એકંદર એટલું જ કે સમસમાનપણે થવું એવો નફાનો ઓધ હોય છે, પણ સમુદ્રને ખળભળાવનારાં જેવાં કારણો, તેવાં જે ઘણાંએક આગંતુક કારણો તેઓએ કરીને તે નફાની સમ સ્થિતિમાં ફરક પડવા લાગે છે; સબબ નફાની સમસ્થિતિ હમેશાં જેવીને તેવી જ રેહેવાની નહીં.

**મહેતાજી**—હા, ખરું કાલે આપણે જમીનના ઉત્પન્ન વિશે વિચાર કરીશું.

---

## ઉત્તરભાગ સંવાદ ૧૩ મો.

### ધારો તથા ભાડું એઓ વિશે.

**ખેડ કામ થકી જે ઉત્પન્ન થાય છે તેની કીંમત મ્હોટી થયાને લીધે લોકો જમીનનો ધારો લેવા લાગ્યા–ધારાને લીધે જમીનનાં ઉત્પન્નની કીંમત વધી નથી–જમીનનું સુપીકપણું–જમીનો નાના પ્રતીની હોય છે તે–તેમની ખેડ કરવાને તેમની વગ કવગને લીધે વધારે ઓછો ખર્ચ લાગવા વગેરે કારણો ઉપરથી ધારો લેવાની ચાલ શુરુ થઈ–ધારો લેવાનું ઉત્પત્તિ કારણ–ધારો ચઢે છે કેમ અને ઉતરે છે કેમ તેનો પ્રકાર–કાચો માલ જે ઉત્પન્ન થાય છે, તેની ઓછી અથવા વત્તી ભરતી પ્રમાણે તેની કીંમત ઓછી વત્તી હોય છે.**

ગોપાળ—મહારાજ, ઉત્પન્નની બાબતસર મ્હેં ઘણો વિચાર કર્યો, તે ઉપરથી એવું સિદ્ધ થયું કે, પુંજી થકી ઘણું કરીને જે નફો થાય છે, તેના કરતાં ખેતી કરના-

રને વધારે નફો ન થતો હોત, તો તે જમીનના ધણીને ધારો ક્યાંહાંથી ભરત. જે પુંજી થકી વેપારી અથવા શિલ્પી જે ઉપજાવે છે, તે કરતાં તે જ પુંજી થકી ખેતી કરનાર વધારે ઉપજાવે છે; ને એવી રીતે તેઓ જે વધારે ઉપજાવે છે, તે માંહેથી તેઓ ધારો ભરે છે. તેઓ જો વધારે ઉપજાવતા ન હોત તો ધારો જતાં બાકી રેહેત, તે ઉપર નફો બીજા ઉદ્યોગના નફા કરતાં કમી થાત.

**મહેતાજી**—પુંજી થકી ઘણું કરીને થનારો જે નફો, તે કરતાં ખેતી કરનારા વધારે નફો મેળવે છે એ ત્હારું બોલવું ઠીક છે. અરે, ઉત્પન્ન માંહેથી ધારો ભરીને બાકી રહેલાં ઉત્પન્ન થકી સર્વ સાધારણ જે નફાનો દર, તે કરતાં ઓછો નફો થવા લાગ્યો તો ખેતીના અરાબામાં કોઈ પણ માણસ શી રીતે પોતાની પુંજી નાંખશે?

**ગોપાળ**—કમી નફાનું કામ તો કોઈ જ કબૂલ કરનાર નહીં, પણ ખેતીના અરાબા વિશે લોકોનું બોલવું એવું છે કે, ખેતીમાં યદ્યપિ નફો ન થયો, તોપણ બીજા ધંધા કરતાં ખેતી સારી; કારણ કે ખેતીના યોગથી બે લાભ થાય છે, એક તો એ કે ઘણા દિવસ લગણ સુરક્ષિતપણે પોતાની પાસે રેહેવા જોગો સ્થાવર માલ એટલે જમીન મળે છે. તથા બીજું એ કે શેહેર બાહાર રેહેવાનું જે સુખ તથા મોજ, તે પણ મળી આવે છે. એ સબબથી નફો ઓછો થયો તોએ ખેતી કરવી, એવું કોઈના પણ મનમાં, આવશે.

**મહેતાજી**—લોકોની બોલી જો કહિએ તો તે પાયા વગરની હોય છે, તેથી તે હરકોઈ વાતનો સારો સિદ્ધાંત કરવાને ઉપયોગી નથી. બુદ્ધિ ગમે તે તરફ આડ ફાંટી દોડાવવી નહીં. સબબ ત્હારે તેવાં બોલવા તરફ ત્હારું ધ્યાન જવા દેવું નહીં. ખેતીના યોગથી સુરક્ષિત રેહેવા જોગો સ્થાવર માલ આપણી પાસે આવે છે એવું લોકો કેહે છે, પણ સ્થાવર માલ થકી કંઈ પેદાયશ ન થઈ તો તે ઘણા દિવસ સુરક્ષિતપણે આપણા હાથમાં રહ્યાથી શું ફળ? તેમાં વળી સરકાર, ઇનામદાર, ઇજારદાર, ધારાવાળો એઓ વગેરે પાસેથી જે આસામિઓ ખેતી સારુ જમીન લઈને તેમને ધારો અથવા ભાડું એટલે ઠરાવેલું દેણ આપે છે, તે જમીન તે આસામિઓનો માલ ક્યાંહાંથી થવાની. જે કોઇ બીજા પાસેથી ખેતર, વાડી વગેરે ખરીદ કરીને પોતાને નામે ચઢાવી લે છે; અથવા કોઇએક વતનદારના હાથમાં જમીન હોય છે, તે તેનો માલ કહ્યો હોય તો ચાલશે; કેમકે તેણે તેનો વહિવટ પોતાને હાથે કર્યો હોય તો તેને કોઇને ધણીપણું અથવા ભાડું આપવું પડતું નથી, ફક્ત સરકાર દેવું જ આપવું પડે છે. પછી જમીનનો ધણી તથા ખેડુત આસામી પણ તે જ, એમ કરીને કોઈ આસામિએ કોઈ પાસેથી ખેડ કરવા સારુ જમીન લીધી, તો તે જમીનમાં જે ઉત્પન્ન થયું હશે, તેના સુરક્ષિત-

પણા તરફ જેટલું ધ્યાન હોય છે, તેટલું તે જમીનના સુરક્ષિતપણા તરફ હોતું નથી. આપણે ઉપજાવીને જેનો વહિવટ કરવાનો છે, તેને કંઈ જોખમ ન થયું, એટલે આપણું સારું થયું એવું તેને લાગે છે.

જે ઉત્પન્ન થાય તે માંહેથી ખર્ચ ખુટણ, ભાડું તોડું જતાં પુંજી ઉપર અમુક નફો થશે, એવી અટકળ કરીને ખેડુત પોતાની પુંજી ખેડકામમાં નાંખે છે તથા અટકળ કરેલો નફો થવા સારુ અનાજ વગેરેને જેમ સારી કીંમત આવે તેવી કીંમતે વેચે છે. જો ખર્ચખુટણ જતાં કંઇ નફો ન થયો તો તે તે કામ શા વાસ્તે કરશે? કણબી, માળી, એઓ જમીનની ખેડ કરીને જે ઉપજ લે છે, તે નફાનો જે સર્વ સાધારણ દર તે કરતાં વધારે હોય છે, પણ જેની જમીન હોય છે, તેને ભાડું આપવું પડે છે. સબબ તે આસામિઓને સરાસરી નફો થાય છે.

**ગોપાળ**—જો તેમને ભાડું ભરવું ન પડત તો તેઓ પોતાનું અનાજ વિગેરે સસ્તું વેચત. અનાજ વગેરેની આટલી કીંમત આપવી પડે છે, તેનું કારણ એ જ કે આસામિઓને જમીનના ધણીને ભાડું ભરવું પડે છે. ખેડુત આસામિએ મેહેનત કરવી અને ખેતરના ધણીએ ઘેર બેસીને ખાવું, એવી વાત બની ત્યારે શું કરવું.

**મહેતાજી**—ભાડું લેનાર જે ખેતરના ધણી તેઓને શા વાસ્તે ઠપકો દેવો? ન દેવો જોઇએ. કારણ કે, આસામિને જમીનના ધણીને ભાડું આપવું પડે છે. તેણે કરીને જમીનમાં ઉત્પન્ન થયલાં અનાજ વગેરેની કીંમત ચઢે છે એમ સમજવું નહીં. અનાજને ઉત્પન્ન કરવાને જે ખર્ચ બેસે છે, તેથી અનાજ વગેરેની વધારે કીંમત આવે છે. વાસ્તે તેઓ જે જમીનમાં ઉત્પન્ન થાય છે, તે જમીનનું ભાડું ખેડુત ભરે છે. એ પ્રમાણે જોતાં અનાજ વગેરેની મ્હોટી કીંમત થવાનું ભાડું અથવા ધારો એ કાર્ય છે, કંઇ કારણ નથી.

**ગોપાળ**—એ તો મ્હોટી નવાઇ, અરે ખેતરોના ધણી આસામિઓ પાસેથી જ્યારે ઠોકીને ભાડું લેવા લાગ્યા, ત્યારે તેમણે તે આપવું ક્યાંહાંથી? તેઓ જ્યારે પોતાનું અનાજ વગેરે મ્હોટી કીંમતે વેચશે ત્યારે જ તેમનાથી તે ધારાનો અવેજ ભરાશે.

**મહેતાજી**—અરે ભાઇ, ધણી આસામિઓ ઉપર જુલમ કરીને લે છે એમ નથી. જે આપવાનું તે તે આસામિઓ પોતાની રાજી ખુશીથી આપે છે. બંને ધણી રાજી થઇને સામસામો કરાર કરે છે. તે એવો કે ખેતરમાં જે ઉત્પન્ન થાય, તે વેચીને કીંમત આવે તે માંહેથી પુંજી ઉપર જે સાધારણ માનથી નફો થવાનો, તે પ્રમાણે નફો થઇને બાકી જો કંઇ રહે તો તે એવી રીતે બાકી રહેલું તે આસામી ખેતર વાપરવાને બદલે તે ખેતરના ધણીને રાજી ખુશીથી આપે. એવાં ઉપજવાળાં ખેતરો,

બાગો હોય એટલે આસામિઓ જ જાતે જઇને ભાડું, મુદત વગેરે ઠરાવીને તેમના ધણી પાસેથી તે પોતાની તરફ લે છે.

**ગોપાળ**—ભાડું આપવું પડે છે એણે કરીને જમીનમાં ઉત્પન્ન થયલી જિનસોની કીંમત વધતી નથી, તો પછી ભાડું એ મૂલનો અંગભૂત અંશ થવાનું નહીં ને તમે તો પાછળ કહી ગયા કે ભાડું એ જિનસોના મૂલનો એક અંગભૂત અંશ છે ત્યારે તે કેમ?

**મહેતાજી**—નહીં, એવું કોણ કહે છે? પણ તે ભાડાંને લીધે ઉત્પન્ન થયલી જિનસોની કીંમત વધતી નથી.

**ગોપાળ**—ત્યારે ખેતીના કામમાં જે મ્હોટો થાય, તે ભાડાંને લીધે થતો નથી એવું સિદ્ધ થાય છે. વારુ, ત્યારે એ કામમાં લોકો પડાપડી કરીને તે મ્હોટો નફો સાધારણ માનના નફા જેટલો કાં કરી નાંખતા નથી. ખેતીમાં પુંજી નાખી હોય તે કરતાં વધારે પુંજી નાખી સતે વધારે ઉપજ થશે. તેણે કરીને દાણાના જથાની ભરતી થઇને કીંમત ઉતરશે, એટલે ગરીબ ગુરબાંને દાણો સસ્તો મળવા લાગશે.

**મહેતાજી**—જેવી શિલ્પ કામવડે પદાર્થોની ભરતી જોઇએ તેટલી કરી શકાય છે, તેવી ખેડકામવડે થઇ શકતી નથી. લુગડાં વાસણ વગેરેની ઓછ પડીને તેમની કીંમત ગમે તેટલી વધી તો તે કસબ બીજાઓ કરવા માંડે, તેથી લુગડાં વાસણની ભરતી થઇને તેમની કીંમત ઉતરે. શિલ્પ કામ કરનારને પદાર્થો ઘણા ઉપજાવવાને જેમ બની આવે છે, તેમ ખેડકામ કરનારને અનાજ, ઢોર વગેરે ઉત્પન્ન કરવાને બનતું નથી.

**ગોપાળ**—ઘણું જ ઉપજાવવાને ન બન્યું તો નહીં, પણ ખેતીના હથિઆરો તથા તેવાં જ બીજાં સાધનો સારાં ઉતમ પ્રકારનાં થયાં હોય તથા નવી જમીન ખેડાણ કરવામાં આવી હોય તો, સારું જ ઉત્પન્ન થઈ શકે.

**મહેતાજી**—ખેતીની પેદાયશ ગમે તેવી મ્હોટી કાં થાતી નથી તથા જે વગર માણસોનો નિર્વાહ થાય જ નહીં એવું જે અનાજ, તેની ભરતી ગમે તેટલી કાં થતી નથી, તોપણ તેની કીંમત હંમેશાં ઉતરેલી રેહેનાર નહીં. કારણ કે, તેનું માન જેવું વધે છે, તેવી લોકસંખ્યા વધે છે. પેહેલાં કરતાં લોકો વધારે થયા તો તેમના પેટને સારુ આગળ કરતાં અનાજ પણ વધારે જોવાનું. વાસ્તે લોકોની સંખ્યા વધવાને ઘણા દિવસ ન લાગતાં તે થોડાકમાં જ વધી તો અનાજની જેવી ભરતી થવા લાગશે તેવો જ ખપ થવા લાગવાનો ને તેથી તેની કીંમત હંમેશાં પડી રેહેવાની નહીં. કીંમત વિશે કહ્યું એટલે બીજા સઘળા પદાર્થોનો પ્રકાર જુદો અને અનાજ વગેરે જે માણસના

ગુજરાનને જરૂરીઆત, તેમનો પ્રકાર જુદો. લુગડાં વાસણ વગેરે ઘણાં થવા માંડયાં, એટલે તેની કીંમત ઉતરે છે. પણ અનાજ વગેરેનો કંઇ એવો અજાયબ જેવો ગુણ છે કે, તેમની જેવી ભરતી વધતી જાય છે, તેમ તેમ તેમનો ખપ પણ વધતો જાય છે.

**ગોપાળ**—ત્યારે તો એમ થતું દેખું, કે રોટલો થયો કે થવામાં, એટલામાં તેને ખાવાને મ્હોં તૈયાર થાય છે. વારુ પણ સાધારણ માનના જેટલો નફો પદરે પડીને ભાડું પણ ભરાય, એટલી મ્હોટી કીંમત અનાજ વગેરેને કયાંહાંથી આવે છે? ભાડું આપવું પડે છે વાસ્તે અનાજ વગેરેને મ્હોટી કીંમત આવે છે એવું નથી, ત્યારે તેને કંઇ બીજું કારણ જોઇએ.

**મહેતાજી**—અનાજ વગેરે ઉપજાવવામાં જે ખર્ચ લાગે છે, તે કરતાં કીંમત એટલી વધારે આવે છે કે, તે માંહેથી આસામિને ભાડું આપવું ઠીક પડે છે. અનાજ વગેરેને એવી મ્હોટી કીંમત આપીને તે ચઢેલી રહે છે, તેને કેટલાંક કારણો છે. પેહેલું કારણ ઉપર ઉપરથી જોતાં એવું માલુમ પડે છે કે, તે કારણથી કીંમત ઓછી થવી જોઇએ; તે એવું કે-ઇશ્વરે આ ભૂમિ થકી અનાજ વગેરે ઘણાં પેદા થાય એવો એક અમૂલ્ય ગુણ એનામાં મુકયો છે. તેને લીધે એની ખેડ કરનારને પેટ પૂરતું મળીને પાછળ બાકી રહે, એટલું એની પાસેથી પેદા થાય છે.

**ગોપાળ**—લોકોના ગુજરાન જેટલું મળીને પાછળ બાકી રહે એટલું ઉત્પન્ન થાય છે, ત્યારે પછી લોકો આટલા ગરીબ કેમ?

**મહેતાજી**—જેઓ જમીનની ખેડ કરે છે, તેઓના ગુજરાન વિશે બોલવું ચાલ્યું છે. તેઓ સિવાયના જે બીજા લોકો તેઓ વિશે ચાલ્યું નથી ને તેમનો પણ અન્ન-વડે જ ગુજારો થાય છે. તે કોણ કહીશ તો, જેવા કે આપણા પેટને અર્થે અનાજ પકવનારા કણબી, તેવા આપણે સારુ લુગડાં લતાં તથા વાસણ કુસણ બનાવનારા શિલ્પી છે.

**ગોપાળ**—હા, શિલ્પીઓનું ખરું, ને એમનું તો શું પણ હાથપગ જોડીને નિરાંતે ઘેર બેસી રહે છે, તેમનું પેટ પણ અન્નથી જ ભરાય છે તો; ખાવાનું કહોને ન જોઇયે? સઘળાને જોઇયે.

**મહેતાજી**—કણબીએ જે ખેતર લીધું તથા તેમાં જે પાકયું, તે સઘળું જ તેણે પેટે ખાધું તો, બીજાને વેચાતું આપવાને તેની પાસે શું રહેશે? સુખે ઘેર બેસી રહેનારો જે ખેતરનો ધણી, તેને તે કણબી ભાડું કયાંહાંથી ભરશે? પણ રે ભાઈ, જમી-

નનું સ્વાભાવિક સુપીકપણું એવું છે કે, ઘણું કરીને તેની સઘળી પ્રતીમાં ઉત્પન્ન થાય છે; ને તે એટલું થાય છે, કે ખેડનું ખર્ચ ખુટણ ફેડતાં જે પુંજી નાંખી હોય તે ઉપર નફો થઇને કંઈપણ પાછળ રહે છે. પછી એવું જે પાછળ રહ્યું, તેવડે જ તે ભાડું આપે છે. જેવી જેવી જમીન પાકવાળ હોય છે, તેવું તેવું ઉત્પન્ન માંહેથી થોડું ઘણું પાછળ વધે છે અને તેવું તેવું હલકું ભારે ભાડું ભરવાને કણબીથી બની શકે છે.

ગોપાળ—વારુ મહારાજ, જે મુલકમાં નવી વસ્તી થઇ હોય છે, ત્યાંહાં જેને જેવી સારી પાકવાળી જમીન જોઇએ, તેને તેવી મળે છે તથા તે ઠેકાણે ખેતરોમાં ઊત્પન્ન પણ પુષ્કળ આવતું હોય, એવું જયાંહાં હોય તે ઠેકાણે ભાડું આપવું પડતું નહીં હોય. એ જ પ્રમાણે અમેરિકાખંડમાં ઘણા એક પ્રાંતોમાં છે, એવું હું સાંભળું છઉં.

**મહેતાજી**—જયાંહાં જમીન પુષ્કળ હોય છે તથા જયાંહાં કોઈ ખેતી કરે તો તેને જમીન સેહેજ મળે છે, ત્યાંહાં કોઇ શું કામ ભાડું આપે? પણ તે ઠેકાણે પણ ખેતી કરનારના હાથમાં ઊપજ માંહેથી, ભાડું આપવા જેટલું બચે છે. ત્યારે એવું બને છે કે, જમીનના ધણીને જે ભાડું આપવાનું, તે ખેડુતના હાથમાં જ રેહે છે. નવી વસ્તી કરનારાઓને ભાડું બાહાર આપવું પડતું નથી ને વળી તેમાં તેમની કને જમીન સારી પાકવાળી, હવા સારી તેથી કરીને તેઓ જલદી સંપત્તિવાન્ થાય છે.

સારાંશ, જમીનમાં સારો પાક આપવાનો ગુણ છે. સબબ ખેતી કરનારને ભાડું આપવું બને છે. હવે તે ભાડું આપવું એવું જે તેના મનમાં આવે, તેનું કારણ બીજું છે.

ગોપાળ—તેના મનમાં આવે એ ઊપરથી એવું નિકળે છે કે, ભાડું આપવું ન આપવું, એ તેની મરજી ઊપર છે ને એવું જ જો હોય તો ભાડું આપવું એવું કોઇના મનમાં પણ આવવાનું નહીં-

**મહેતાજી**—ખરું, તું કેહે છે તેમ થાય છે કે કેમ, એ જલદી જ સમજાશે—એક બેટમાં નવી વસ્તી થઈ એવું આગળ બોલ્યામાં આવ્યું છે. તે બેટ જેવા નવા વસાવેલા મુલકમાં પુંજી તથા લોકસંખ્યા વધ્યાં, એટલે અનાજનો ખપ વધારે થવા માંડે છે. તેવી જ તેની કીંમત ચઢે છે અને વધારે જમીનની ખેડ થવા માંડે છે. ઘણી જ સારી પાકવાળી ને પાસે પાસેની જમીનનો કબજો થઈ ચુકયો, એટલે પછી ઓછા પાકવાળી અથવા જયાંહાં સારી વગ નહીં એવી જમીનની ખેડ થવા માંડે છે. પણ જે જમીન સારા પાકવાળી નથી હોતી, તેમાં અનાજ વગેરે ઊપજાવવાને વધારે ખર્ચ તથા મેહેનત કરવી જોઇએ; વધારે ખાતર નાખ્યું જોઇએ ને વધારે તપાસ રાખી જોઇએ—એટલું કરતાંએ પાક પુષ્કળ આવે છે એમ નથી. જે પાકયું તે પોતાને પદરે પડવામાં ખર્ચ વધારે બેસે છે.

**ગોપાળ**—તે .એટમાં જેઓ પેહેલાંથી આવીને રહ્યા, તેઓ તો ત્યાંહાંના સ્થાયીક થયાઃ તેથી તેમને જે સારા પાકની જમીન મળી હશે, તેવી પાછળથી આવનાર ઊપરી સરખા તેમને કયાંહાંથી મળવાની ? પેહેલા વસનારા ઘણા ઘણા નફા મેળવીને જલદીથી માતબર થવાના. કારણ કે, તેમને હાથે જે પાક આવે તે અનાજ એક જ જાતનાં હોય, અને તેમને ઉત્પન્ન કરવામાં ખર્ચ ઓછો વત્તો થયો હોય તો પણ તે વેચ્યાં હોય તો તેમની એક સરખી કીંમત આવવાની. કોઈ વખત એવું પણ થાય કે, અનાજ વગેરેને ઉત્પન્ન કરવાને ખર્ચ ઓછો બેસીને તેમની કીંમત ઘણી મ્હોટી આવે-કારણ કે જમીન ઘણી સારી પાકવાળી હોય, એટલે ઘણું કરીને ઘણી સારી જિનસ પેદા થાય છે.

**મહેતાજી**—પેહેલેથી આવીને વસનારાઓને વળી એક બીજો નફો થાય છે. તેઓ ઘણી સારી સુપીક જમીન હાથ કરી લે છે એટલું જ નહીં પણ તે જમીન સારી પોતાને સોઈ પડતે ઠેકાણે જોઇને લે છે-વેહેતી નદી અથવા તરતું બંદર એની જોડા જોડ શેહેરની આસપાસ ખેતરો, વાડા હોય, એટલે તેઓમાં થએલી જિનસો ગામમાં-ની ગામમાં તથા પ્રગણાઓમાં પણ વેચવાને જેવું ઠીક પડે છે, ને તેવું આઘે આઘે ઠેકાણે જે ખેતી કરનાર હોય, તેમને ઉત્પન્ન કરેલી જિનસો વેચવાને ઠીક પડતું નથી. તેમાં વળી જે બજારમાં તે જિનસ વેચવાની હોય અથવા જે બંદરમાં ભરવાની હોય ત્યાંહાં ઘેર આગળથી લઈ જવી જોઇએ ને તેનું હેલ ભાડું પણ બેસે છે. સબબ પેહેલા વસનારા-ઓને જો પુંજી ઉપર ૩૦ ટકા પ્રમાણે પ્રાપ્તિ કાં નથી થતી તો દૂરની કમપીક જમીનની ખેડ કરનારાઓને દર સેંકડે ૨૫ ટકા પ્રમાણે પ્રાપ્તિ થશે. એક તો સારી સુપીક જમીન પોતાના હાથમાં હોવાથી, જે જમીન વેહેવારે સારી હોય છે, તે કરતાં બમણો નફો થાય છે; ને તેમાં કોઇને ભાડું આપવું પડતું નથી. એવું થયેથી પેહેલ વેહેલા વસનારા લોકો જલદીથી સંપત્તિવાન્ થાય છે, એમાં શી નવાઈ. એમના મનમાં જો એવું આવવા માંડયું કે, હવે આપણું ઘડપણ થવા આવ્યું ને પોતાની પાસે જે માલ છે તે કોઇને ન વેચતાં કામકાજની માથાકૂટ છોડી દઇને ઘેર સ્વસ્થ બેસવું, તો તેઓ શું કરશે વારુ ?

**ગોપાળ**—હા, હા, માલુમ પડયું. તેઓ પોતાની જમીન કોઇ આસામીને ભાડે આપશે. તે આસામિઓ જમીનની ખેતી કરીને તેને બદલે જે કંઇ આપે, તે જ ભાડું સમજવું.

**મહેતાજી**—હા, ખરું. તે બેટમાં જમીનના માલિકને લાગ્યું કે, હવે ખેતિનું કામ છોડી દઇને નિરાંતે આપણ ઘેર બેસિએ, તો તે જમીનની ખેતી કરવાને આસામીઓની

કંઈ ખોટ પડવાની નહીં. કારણ કે જેઓએ પાછળથી આવીને વસ્તી કરી છે, તેઓને એમ લાગશે કે આપણે હાથ જે ખેતરો છે તે ઘણાં દૂર છે ને તેમાં વળી જમીન પણ સારી પાકવાળી નથી. એવું છે, તે કરતાં પેહેલાના વસ્તી કરનારાઓમાંથી એક ગૃહસ્થ પોતાની જમીન ઈજારે આપે છે, તે સારી સુપીક છે. તે આપણે ખેડવા સારુ લઈને તેનું તેને દર સાલ ભાડું ભરતા જઈશું. એ સારુ, એમ સમજીને તે જમીન તેઓ પોતે રાખશે.

**ગોપાળ**—આગળથી વસ્તી કરનારાઓને પાછળથી વસનારાઓના કરતાં સેંકડે પાંચ રૂપિયા વધારે મળે છે. કારણ કે તેઓની પાસે સારી સુપીક જમીન હોય છે; ને પાછળથી વસ્તી કરનારાઓને જમીનનું કમપીકપણું વગેરે કારણોને લીધે દર સેંકડે ૨૫ ટકા મળે છે; ત્યારે જો તેમને ૩૦ ટકા મળવા લાગ્યા તો તે માંહેથી પાંચ રૂપિયા ભાડું આપવાને કંઈ અડચણ પડનાર નહીં.

**મહેતાજી**—ખરું, એવી સ્થિતિ બનવી એ જ ભાડું ઉત્પન્ન થવાનું કારણ સમજવું. જમીનનો માલિક જ્યારે પોતાને ઘેર ખેતી કરતો ત્યારે તેને ૩૦ મળતા તથા આસામી પોતાની જ જમીન ખેડતો ત્યારે તેને ૨૫ મળતા. તેના તેને સારી જમીન મળ્યાને લીધે ૩૦ મળવા લાગ્યા અને તે માંહેથી પાંચ જમીનના માલિકને આવ્યા તો તે આસામીને આગળ મુજબ ૨૫ ટકાની જ પ્રાપ્તિ થવાની. એ આસામીની તથા પાછળથી આવીને માલિક થઇ પોતાને ઘેર જ ખેતી કરનારાઓની પ્રાપ્તિ સરખી જ થવાની–તેથી ખેતીના કામમાંથી દર સેંકડે ૩૦ પ્રમાણે જે નફો થવાનો, તે ૨૫ પ્રમાણે થવા લાગશે–એટલો નફો ઓછો થશે.

**ગોપાળ**—ખેતીમાં જોકે દર સેંકડે ૨૫ પ્રમાણે નફો મળ્યો, તોપણ તે ઓછો ન સમજવો, મ્હોટો જ સમજવો.

**મહેતાજી**—હા, એવે દરે જો નફો થવા લાગ્યો તો લોક જલદી જ સંપત્તિ મેળવશે. દેશ જેમ જેમ સંપત્તિમાન્ થઇને, તે માંહેની લોકસંખ્યા જેમ જેમ વધશે, તેમ તેમ અનાજનો ખપ વધવાનો ને તેમ તેમ નવી જમીન ખેડાવા માંડશે. તે નવી જમીન જેમ જેમ દૂર હશે અથવા કમપીક હશે, તેવી તેવી અડચણથી તે જમીનની ખેડ થશે. પછી તે થકી જે નફો થવાનો, તે ઘડીભર ૨૦ પ્રમાણે કહિએ, તેના કરતાં કંઈ વધારે થવાનો નહીં. એવું થતાં જ પાછળથી વસ્તી કરનારાઓને પોતાની જમીનનું ભાડું ઉત્પન્ન કરવાની વખત આવી પહોંચશે. કેમકે તેમના કરતાં જે પાછળથી

આવ્યા, તેમને એવું લાગશે કે, ઘર માંહેથી પુંજી જમીનમાં નાખવી તેમાં તેને દર સેંકડે ૨૦ મળે છે. ને કોઇને જો કે કંઈ આપવું પડતું નથી, તોએ આપણે એ જમીન નહીં જોઇએ. જે જમીનની ખેડ થકી ૨૫ ટકા મળે છે તે માંહેથી જો કે પાંચ ભાડું આપવામાં લાગ્યા તોએ તે જમીનની ખેડ કરવામાં ફાયદો છે, એમ સમજીને તેઓ જમીન ભાડે લેવા માંડશે. એટલે તે વખતથી ખેતીમાં જે પુંજી રોકાય, તે ઉપર જે નફો થવાનો, તે ઉતરીને દર સેંકડે ૨૫ થવાના, તેના દર સેંકડે ૨૦ ટકા થવા માંડશે.

**ગોપાળ**—પણ જેમણે પેહેલેથી જમીન ભાડે રાખી હશે, તેમને દર સેંકડે ૨૫ ના ૨૫ નો નફો થવાનો નહીં કે?

**મહેતાજી**—આસામીએ જેટલી મુદતનો કરાર કર્યો હશે, તેટલી મુદત પૂરી થતાં સુધી તે તેટલો નફો તે આસામીને થવાનો. મુદત ગુજરી ગયા પછી થવાનો નહીં. કારણ કે હવે પુંજી ઉપર જે નફો થવાનો તે ઉતર્યો ને દર સેંકડે ૨૦ પ્રમાણે નફો થાય છે. એવું માલિકને સમજાયું, એટલે તે પોતાના ગણોતિયાને કહે છે "અરે ભાઇ! લોકો કોઇ ખડતળ જમીનમાં પુંજી રોકે છે તો તેમને દર સેંકડે ૨૦ ઉત્પન્ન થવા માંડ્યા છે, ને મારી જમીન તો સારી સુપીક હોઇને સારે ઠેકાણે છે, તે હવે હું તારી કને પેહેલાંના ભાડાં પ્રમાણે રેહેવા દેનાર નહીં. તેથી તું જો વધારે ભાડું આપશે તો તે હું તારી કને રેહેવા દઇશ." એમ કહીને તે માલિક વધારે ભાડું બેસાડશે; અથવા આસામીઓમાં ચઢાચઢી થઇને તેઓ માલિકને માગણી કરશે, તો તેણે કરીને ગણોત ચઢશે. કમપીક જમીનનો વહિવટ કરનારને પદરે જે બાકી પડે છે, તે કરતાં સુપીક જમીનના વહીવટ કરનારને વધારે બચે છે. અવલ, દોઅમ, સીઅમ, એવી અનેક પ્રતીની તથા બાગાએત, જીરાએત, પાટસ્થળ, કુવેતર, ખાર, કોવાણ ખરાબો તથા નાપીક એવી અનેક પ્રકારની જમીનો હોય છે, તેવાં તેવાં ગણોત. ધારો, સ્વામિત્વ, ભાડું વગેરે જે જે જમીન વિશે ભરવું પડે છે તે વધારે ઓછું હોય છે. સારાંશ જેમ જેમ નવી જમીન વહીવટ તળે આવતી જાય છે, જેમ જેમ તેઓ કનિષ્ઠ પ્રતીની અથવા કનિષ્ઠ પ્રકારની હોય છે, તેમ તેમ આગળની વહિવટ કરેલી જમીનનું ભાડું વધારે મળવા લાગે છે; તથા પુંજી ઉપર થવાનો જે નફો, તે ઓછો થવા લાગે છે.

**ગોપાળ**—એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, જેમ જેમ જમીનનું ભાડું ચઢતું જશે, તેમ તેમ જમીનમાં થયલી જિનસોની કીંમત ચઢતી જશે.

**મહેતાજી**—તેમ થવાનું નહીં. જમીનમાં ઉત્પન્ન થયલા પદાર્થોની કીંમત ચઢવા વિશે ભાડું કારણ નથી. તે પદાર્થોની કીંમત ચઢયાને લીધે ભાડું આપવાની ચાલ

નિકળી. સબબ ભાડું એ કાર્ય સમજવું. તું આગળનું પાછળ ને પાછળનું આગળ કરે છે. સબબ તને ઠીક સમજ પડતી નથી.

ગોપાળ—એ ઠીક સમજવું મ્હને કઠણ લાગે છે.

મહેતાજી—પાછળ જે બોલતા આવ્યા છૈએ તેનો વિચાર કર, એટલે સેહેલું થશે. વારુ, કનિષ્ટ પ્રતીની જમીનની ખેડ શા સારુ થવા લાગે છે?

ગોપાળ—લોક સંખ્યા અધિક થયાને લીધે તેમને ખાવા સારુ વધારે અનાજ જોઇએ માટે.

મહેતાજી—વધારે અનાજ જોઇએ તે શા ઉપરથી સમજાય છે?

ગોપાળ—અનાજની કીંમત વધે છે તે ઉપરથી.

મહેતાજી—અનાજ ઓછું થયાને લીધે કીંમત ચઢી તો, તે સંધિ ઉપર અનાજની ભરતી વધારે કરવા સારુ શું અને શી રીતે થશે વારુ?

ગોપાળ—અનાજની કીંમત વધી એવું જોઇને જમીનના માલિક તથા ખેડ કરનારા લોક એઓને વધારે અનાજ પકવવાને ઉમેદ થશે.

મહેતાજી—ઉમેદ થશે ખરી, પણ ઉત્તમ પ્રકારની જમીન તો ખેડાતી હોય ત્યારે પછી કેમ કરવું? કનિષ્ટ પ્રતીની જમીનોની ખેડ કરવી પડવાની તથા અનાજ પકવવાને વધારે ખર્ચ લાગવાનો.

ગોપાળ—વધારે ખર્ચ બેસશે તો તે અનાજની વધારે કીંમતમાંથી ફિટશે.

મહેતાજી—ત્યારે એવું સિદ્ધ થાય છે કે અનાજની ભરતીમાં કમતી થઇ, અનાજની કીંમત ચઢે છે, અને તે કીંમત એટલે તે જ કનિષ્ટ પ્રતીની જમીનોને ખેડ તળે લાવવાનું કારણ થાય છે.

ગોપાળ—અનાજની કમતાઈ થયાને લીધે તેની કીંમત ચઢે છે, તો અનાજની ભરતી જેટલી જોઇએ તેટલી થઈ અને લોકોને પૂરતી રીતે અનાજ મળવા માંડયું, એટલે અનાજની કીંમત ઊતરીને પેહેલાં પ્રમાણે જેમની તેમ થશે.

મેહેતાજી—તેવું થયું તો એમ થશે કે ખેડુતોને કનિષ્ટ પ્રતીની જમીનની ખેડ કરવાને જે ખર્ચ થયો હશે, તે ઉત્પન્ન થવાનો નહીં.

ગોપાળ—થવાનો નહીં ખરો. ત્યારે તો એવું સિદ્ધ થાય છે કે, અનાજની કીંમત ચઢવાનું જે કારણ, તેથી એક બીજું કારણ તે કીંમત ચઢેલી રાખવા સારુ હોવું જોઇએ.

મહેતાજી—તે કારણ કયું હોવું જોઇએ, તે કેહેવું તને સુઝતું નથી?

**ગોપાળ**—કનિષ્ઠ પ્રતીની જમીનમાં અનાજ ઉપજાવવાને જે વધારે ખર્ચ લાગે છે, તે જ તે કારણ નહીં કે?

**મહેતાજી**—હા, તે જ તે કારણ. અનાજ વધારે પકવીને તેની બજારમાં ભરતી વધારે થઈ અને અનાજની કીંમત ચઢેલી રહી નહીં, એટલે ખેડુતોને તોટો જવાનો. તેને લીધે તેઓ, જે જમીનની ખેડમાં કંઈ નફો ન થતાં તોટો જ થયો, તે જમીનની ખેડ છોડી દેશે.

**ગોપાળ**—વારુ. જેટલા અનાજનો ખપ હોય તે કરતાં વધારે અનાજ પાક્યું તો તે અનાજની કીંમત શું અને શી રીતે થશે?

**મહેતાજી**—તે કીંમત ઊતરશે તથા અનાજ ઉપજાવવાને જે વધારે ખર્ચ બેઠો હશે તે ખર્ચ ઊત્પન્ન થાય એટલા પાડ ઉપર તે કીંમત આવી રેહેશે. તેની પેલીમેર ઊતરનાર નહીં; ને પેલીમેર ઊતરી તો કમતી અનાજ પકવીને ગામમાં ઓછી ભરતી કરવી, એવું ખેડુતને લાગશે.

**ગોપાળ**—વારુ, લોકસંખ્યા વધ્યાને લીધે અનાજની વધારે ભરતી થયા છતે પણ તે પુરી પડતી નથી. એવું થયું તો અનાજની કીંમત ચઢશે.

**મહેતાજી**—ચઢશે એમાં શું કેહેવું. તે કીંમત ચઢીને કનિષ્ઠ પ્રતીની બીજી જમીનની ખેડ થવા માંડશે. સારાંશ, લોકસંખ્યા વધવા માંડી, એટલે તેમને અનાજ પૂરું પાડવા વાસ્તે, જેમ જેમ કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ કરવા માંડિએ, તેમ તેમ અડચણો આવી લાગે છે. તેમ તેમ તેથી તે જમીનમાં અનાજ ઉપજાવવાને ખર્ચ વધારે બેસે છે એમ થાય છે. સબબ કનિષ્ટ પ્રતીની દરેક જમીન ખેડ તળે આણી કે ભાડાનો દર વધે છે–તથા નફો ઓછો થાય છે ને જે જિનસો પેદા થાય છે તેની કીંમત પણ વધે છે. કારણ કે પાટસ્થળ, જીરાએત, એવી અવલ પ્રતીની જમીનમાં ઘણે ઓછે ખર્ચે ભાત પકવ્યું અથવા તે જ કેવળ મ્હોટી અડચણની જગામાં પકવ્યું, તથાપિ બજારમાં લઈ ગયાથી તે બંને ભાત સરખા ભાવનાં જ પડવાનાં.

**ગોપાળ**—સરખો જ ભાવ આવશે એમાં શું કેહેવું. જે ભાત લેનાર છે તે તે ભાત કઇ જમીનમાં પાક્યું, તેની ચોકસી શા વાસ્તે કરવા બેસશે? સારું હશે તે જોઈને લેશે. તમે કહોછો તે પ્રમાણે બજારમાં બંને ભાત સરખા પાડનાં હોય, ને તેમ છતાં જમવા બેઠેલા માણસની પત્રાવળીનાં બંને ભાતનો પાડ બિલકૂલ જુદો હોય છે, એ નવાઇ નહીં કે? સાદા ભાતને જે ખર્ચ લાગે, તેના કરતાં મીઠા ભાતને ચોગણો ખર્ચ લાગતો હશે.

મ્હેતાજી—આપણું બોલવું કાચા ભાત વિશે ચાલ્યું છે. તે કાચું ભાત તથા સર્વ પ્રકારની જે કચ્ચી જિનસો પેદા થાય છે, તેની કીંમત ઠરાવવાનો પ્રકાર એવો છે કે, કંઈ ભાડું ન આવે એવી જે છેક કનિષ્ઠ પ્રતીની અથવા છેક કુવગની જમીન, તેમાં જિનસ ઉપજાવવામાં જે ખર્ચ બેસે છે, તેના માન પ્રમાણે તે જિનસની કીંમત ઠરે છે. હવે જે ઉત્તમ પ્રતીની જમીનો, તેઓમાં જિનસો ઉપજાવવાને જે સઘળો ખર્ચ બેસે છે, તે બાદ કરીને બાકી જે વધે છે તે જ ભાડું, એમ સમજવું. ખેડુતને જે નફો થવાનો, તે જિનસ ઉપજાવવાના ખર્ચમાં જ આવ્યો. કારણકે સઘળો ખર્ચ એમ કહ્યું છે.

ગોપાળ—જમીનનાં ભાડાં વિશે તથા સારી નરસી જમીનની ખેડ થઈને ભાતની તથા તેવી જ બીજી જિનસોની કીંમતનાં ઉતરવા ચઢવા વિશે જે બોલવું થયું, તે પ્રમાણ ઈંગ્લાંડ સરખા દેશમાં થતું હશે, આ દેશમાં નહીં થતું હોય. અમસ્તી દાખલાને સારુ એક વાત કહું છઉં કે, ચાલીસ વર્ષો ઉપર મુંબઈમાં તથા તેની પાસે પાસેની જગાઓમાં ભાત અને નારિઅળો જે પાડનાં હતાં તે હવે ક્યાંહાં છે? ભાતના દર મુડાની અથવા દર હજાર નારિઅળોની જે કીંમત હતી, તે ઉતરીને સરાસરી અર્ધી થઈ છે. તે વખતે મુંબઈમાં જે લોક હતા તેના કરતાં હાલ ચોગણા વધ્યા છે, તેથી ચોગણું અનાજ તેમને લાગવું જોઇએ; તે પ્રમાણે અનાજ વગેરેની કીંમત વધી જોઇએ તથા તે ઉત્પન્ન કરવાને શેહેરની આસપાસ ખેતી ઘણી થવી જોઇએ. પણ તેમ ન થતાં બિલકૂલ ઉલટું થયું છે; તથા ખેતી ભાગી પડતી જઈને જેમ જેમ શેહેરને લગતી અથવા શેહેરમાં જમીન હોય છે તેમ તેમ કીંમત અને ભાડું વધારે થતું જાય છે એ કેમ?

મ્હેતાજી—આપણું બોલવું જે નિયમો વિશે ચાલ્યું છે, તે નિયમોને બિલકૂલ છોડીને મુંબઈમાં તો શું, પણ આ ભરતખંડમાં વેહેવાર થાય છે એમ નથી સમજ્યો? મુંબઈમાં જેમ જેમ લોકસંખ્યા વધવા લાગી તેમ તેમ આગળ જે જે દૂર ઠેકાણાંઓ થકી દાણાનો ગલ્લો, ફૂળ ફળાદિક, શાખપાન વગેરે જે માલ આવતો ન હતો, તે તે ઠેકાણાંઓ થકી આવીને લોકસંખ્યાને પૂરું પડવા જોગી ભરતી થવા સબબ હાલમાં અનાજ વિગેરેની કીંમત ઉતરી છે. આગળ પાસે પાસેનાં ઠેકાણાંઓમાં જે ઉત્પન્ન થતું, તેટલું જ મુંબઈમાં આવતું; આઘે આઘે ઠેકાણે થકી કોઇક, અથવા થોડું આવતું. સબબ ભાત નારિઅળ વિગેરેની કીંમત મ્હોટી હતી, શેહેરને લગતી જમીનમાં ખેતી ભાગી પડતી ચાલી છે એવું તું કેહે છે, તો શેહેરને બાહારના પ્રાંતમાં થાય છે તે શું? બાહારના પ્રાંતમાં ગામ ગામોતરાંમાં તો ઘણું કરીને ખેતરો જ દેખાય છે. શેહેરને લગતા ખેતરો જેમ જતાં જાય છે, તેમ ત્યાંહાં બાગ બગીચા થતા જાય છે. બાગાઈત કહીં,

એટલે તે પણ એક ખેડ કામનો જ પ્રકાર છે. જમીનના ધણીને ભાત પકવ્યાથકી જે ઉત્પન્ન થવાનું, તે કરતાં બાગ બનાવ્યાથી અથવા વાડો કરવાને અથવા કોઇને ઘર, બંગલો, વગેરે બાંધવાને જમીન આપ્યા થકી વધારે ઉપજ થવા લાગ્યાને લીધે, તેઓ ખેતીનો નાદ છોડીને, બાગ બનાવવા, બંગલા બાંધવા વગેરેનાં ખટલાં તરફ જમીન રોકવા લાગ્યા, તથા ખેડુત આસામી પાસે થકી જે મળવાનું, તે કરતાં ભાડામાંહિથી ધણી ઉપજ થવા લાગી. એવાં ભાડાં જ્યાંહાં લાખો રૂપિયાની કમાઇ તથા ખોટ થાય છે તે શેહેર થકી દૂર દૂરનાં ગામડાં, જ્યાંહાં કે કહ્યું હોય તો, ધણીક વાતની અડચણ ત્યાંહાં કયાંહાંથી મળવાનાં. ત્યાંહાં તે પેલા ખેડુત આસામિઓની પાસે જે થોડું શું મળે તે જ ભાડું. અરે પાસે પાસેનાં ખેતરોમાં તથા અગરોમાં જે ભાત તથા નાળિએરો તથા ફળ ફળાદિક થાય છે, તેટલે થકી મુંબઈ માહેનાં લાખો માણસોનો નિર્વાહ થતો નથી. દૂર દૂરના પ્રાંતો થકી તથા મુલ્કો થકી જિનસો તથા કરિઆણું આવે છે. તેણે કરીને તેમનો નિર્વાહ ચાલે છે.

**ગોપાળ**—હા, આ દેશ માંહેથી લાખો રૂપિયા હરણ કરનારાં એવાં જે ઈંગ્લાંડ સરખા દેશ માંહેથી કાપડ, લોહ કામ, બિલોર કામ વગેરે સામન આવે છે, તેના યોગ થકી આ દેશમાંની જમીનનું ભાડું કેમ વધે છે તથા એકાદા ઠેકાણામાં આગળ જે અનાજ વગેરે પેદા થતાં, તેની કીંમત કેમ ઉતરે, એ મ્હને સમજાતું નથી.

**મહેતાજી**—તું કેહે છે તે જ ફક્ત, ભાડું વધારવાનું તથા અનાજ વગેરેની કીંમત ઉતારવાનું કારણ નથી, તો પણ તે થકી અગાઉની સ્થિતિમાં કંઇ ફેર થાય છે, સમજ્યો. અરે ઈંગ્લાંડ વગેરે દેશો થકી માલ આવીને અહિંઆં તેનો વેપાર ચાલૂ થયાને લીધે આપણને તે થકી કંઈ લાભ નથી પણ ટોટો છે, એવું તને લાગતું હશે પણ તે બિલકૂલ તેવું નથી. હરકોઇ ઠેકાણે હરકોઇ વેપાર વેહેવાર ચાલૂ થયાથી ત્યાંહાંની ખેતીનો ઉદ્યોગ કંઇક ઓછો થઇને જમીન વગરખેડેલી પડી રેહેવા માંડે છે, પણ તેને લીધે જમીનનું ભાડું ઓછું આવવા લાગે છે એવું નથી, ઉલટું વધારે આવવા માંડે છે. નવી વસ્તી થવા માંડે છે ત્યારે દુકાનો, કારખાનાં, વખારો વગેરે ઇમારતોની ગરજ પડે છે, ત્યારે તેઓ જે જમીન ઉપર હોય છે તે જમીનનું ભાડું ખેતીનાં ભાડાં કરતાં વધારે આવવા માંડે છે, તથા વેપારાદિ ઉદ્યોગ ચાલૂ થયાને લીધે તે ધંધો જેઓ સ્વીકારે છે, તેઓને ખેતી કરનારાઓના કરતાં વધારે પ્રાપ્તિ થવા માંડે છે. એવું જ્યાંહાં થવા લાગે છે, ત્યાંહાં ઉપજેલાં અનાજ વગેરેની કીંમત ઉતરે તેનું કારણ એવું છે કે, મ્હોટો વેપાર તથા વસ્તી થયાને લીધે એકાદ ઠેકાણાની પ્રસિદ્ધિ

થઇને ત્યાંહાં ચોતરફથી અનાજ વગેરે આવવા માંડે છે તથા તેમની ભરતી કોઇ કોઇ ઠેકાણે ખપ કરતાં જ્યાદે થાય છે.

**ગોપાળ**—તમે કહો છો તેવા પ્રકારની ઇમારતો બાંધ્યા થકી ભાડાંનો લાભ થવો, તે તો વિરલો જ થશે. કેમકે જમીનની ખેતી તરફ યોજના કર્યા થકી જે લાભ થાય છે તે વિશેષ છે; પણ એટલું જોઇએ કે, જમીન સારી સુપીક તથા હવા પાણી સારાં.

**મહેતાજી**—અરે આમ છે કે, પ્રકૃતિની મદદ ન હોયાને લીધે ઓછો પાક આવવાનો યોગ હોય, તોપણ કૃતિની અનુકૂળતા થયેથી સંપત્તિની વૃદ્ધિ થાય છે, ખેતી સારી રીતે કરવાની નવી નવી યુક્તિઓ નિકળતી જાય છે, તેણે કરીને ખેડ કરવામાં ઘણો ખર્ચ ન બેસતાં અનાજ વગેરે વધારે ઉપજવા માંડે છે તથા તે બજારમાં લાવવાને સસ્તું પડે એવું થવા માંડે છે. કનિષ્ઠ પ્રતીની જમીન ખેડવાને પ્રથમ વધારે ખર્ચ બેસે છે પણ જેમ જેમ ખેતી થતી જાય છે તેમ તેમ તે જમીન સારી કસાતી જાય છે, ને તેટલો તેમાં ઉત્પન્ન કરવાનો ખર્ચ ઓછો થતો જાય છે. સારો બાંધ, સારું ખાતર, બુડી ન બેસે એવો સારો નાળો વગેરે ખેતીને સારા રૂપમાં લાવવાનાં જે સાધનો, તેઓએ કરીને ખરાબો તથા નાપીક જમીન હોય તોય તે રેહેતે રેહેતે ઘણું કરીને સારી સુપીક થાય છે. જેમ જેમ લોકોના વહીવટની ચાલ થતી જાય છે, તેમ તેમ કુવગનાં ઠેકાણાં હોય છે તે સગવડનાં ઠેકાણાં થતાં જાય છે, આસપાસ લોકોની વસ્તી વધારે થતી જાય છે, નવાં ગામો વસવા લાગે છે, બજારો ભરાવા માંડે છે, એ પ્રમાણે થાય છે. લોકસંખ્યા રોજ રોજ વધતી હોય તો તેમને અનાજ પૂરું પાડવા સારુ હંમેશાં નવી જમીન ખેડાણ કરવી જરૂર થાય છે. નવી ખેડ કરવાની જરૂર ન પડત તો અનાજ ઉત્પન્ન કરવાને કમી ખર્ચ લાગત તથા તેની કીંમતનું ચઢવું એક કોરે રહીને તે ઉલટી ઉતરત.

**ગોપાળ**—મહારાજ, આપ કહો છો કે જમીનમાં જિનસ પેદા કરવાને જે ખર્ચ લાગે છે, તે બાદ કર્યા પછી બાકી રહે છે તે ભાડું સમજવું તથા તે જમીનના માલિકને આપ્યામાં આવે છે; તે એવું જો હોય તો ખેતી સારા રૂપમાં આવે તેવો ઉદ્યોગ કરીને ફળ શું? તેણે કરીને પેદા થયેલો જે કચ્ચો માલ, તેની કીંમત કંઇ ઉતરનાર નહીં. તે જિનસ જે જમીનમાં થઈ, તેનું જે ભાડું તે માત્ર ચઢશે.

**મહેતાજી**—તેવું થનાર નહીં. છેક કનિષ્ઠ પ્રતીની અથવા કુવગની જમીનની ખેડ કરવાને જેવો જેવો વત્તો ઓછો ખર્ચ લાગે છે, તેવી તેવી તે જમીનમાં જે કચ્ચી જિનસો પેદા થાય છે, તેની કીંમતમાં ચઢા ઉતરી થાય છે, એવું બોલવું હમણાં જ

થયુંની? એ વાસ્તે જે જમીનમાં પકવવા સારુ જેમ જેમ ખર્ચ ઓછો બેસશે, તેમ તેમ તે જમીનમાં ઉપજેલી જિનસની કીંમત ઉતરશે. હવે જોકે છેક કનિષ્ઠ પ્રતિની જમીનમાં દાણા ઉપજાવવા સારુ દર ફરે ત્રણ રૂપિયા એ પ્રમાણે ખર્ચ લાગતો હોય તો, ખેતી સારી. નવી યુક્તિથી સુધાર્યાથી દાણા ઉપજાવવાને દર ફરે, બે રૂપિઆ પ્રમાણે ખર્ચ બેસવા લાગ્યો, તો દાણાનો ભાવ ઉતરીને દર ફરે બે રૂપિઆ, એવો થશે.

**ગોપાળ**—આથી એમ થયું કે જેમ જેમ કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ થતી જાય છે, તેમ તેમ ખેતીના કામમાં જે નફો થવાનો તે કમી થતો જાય છે. એવું જ જ્યારે છે ત્યારે લોકો ખેતીના કામમાં પુંજી ન રોકતાં શિલ્પ વ્યવહારમાં શા સારુ રોક્તા નથી? ખેતી કામમાં જેવો ઓછો નફો થાય છે, તેવો શિલ્પ કામમાં થતો નહીં હોય.

**મહેતાજી**—ખેડ કામમાં તથા શિલ્પ કામમાં ઘણું કરીને સરખો નફો થતો ન હોત તો તું કેહે છે તેમ લોકો કરત—અરે, એવું છે કે કનિષ્ઠ પ્રતીની જમીન ખેડાણ કરવામાં જે ઘણું કરીને નફો થાય છે, તેનો સંબંધ એકલો ખેડ કામ સાથે જ નથી હોતો, પણ પુંજી રોકવાના જે નાના પ્રકાર, તે સર્વની સાથે તે કમી નફાનો સંબંધ હોય છે.

**ગોપાળ**—તેવું થાય નહીં તો સઘળા ઉદ્યોગો થકી સરખો નફો કઈ રીતે થવાનો? વારુ ખેતીમાં ઓછો નફો થયાને લીધે બીજા ઉદ્યોગોમાં ઓછો નફો કેમ થાય છે?

**મહેતાજી**—તે એમ છે કે, કોઇએક પોતાની પુંજી એકાદા ઉદ્યોગમાં રોકી એટલે દેશમાં જેવું ઉત્પન્ન થતું હશે તે પ્રમાણે તે ઉદ્યોગમાં લગાડેલા માણસોનો મુસારો જેટલો ઓછો અપાય તેટલો ઓછો આપવાને તે પુંજીવાળો ધારે છે. દેશમાં જે અનાજ વગેરે પેદા થાય છે તે તો મજૂરોના પેટને તથા સંસારને અવસ્ય જોઇએ. તે પેદા કરવાને વધારે બેઠાને લીધે તેની કીંમત વધી તથા મજૂરોનો મુસારો ન વધ્યો તો તેમનાથી તે મુઘો દાણો શી તરેહે લેવાશે? સબબ ખેતીમાં નફો ઓછો થયો, એટલે મજૂરોનો મુસારો વધીને બીજા ઉદ્યોગમાં પણ ઓછો નફો થાય છે.

સારો પાક ન થયાને લીધે દાણાની કીંમત વધી, એટલે ગરીબ ગુરબાંને ખાવા કરવાની ઘણી કોતાઇ પડે છે ને તેમને કંઇ ઉપાય રેહેતો નથી. પણ સારો પાક ન આવ્યાથી જે ખાવા પીવાની તંગાસ તે ઘણા દિવસ રેહેતી નથી. અનાજ વગેરે ઉત્પન્ન કરવાને વધારે ખર્ચ લાગવાને લીધે તેમની કીંમત ચઢે છે તથા તે તેવી જ ચઢેલી રેહે છે. ત્યારે જે પુંજીદારના મનમાં એવું હોય છે કે, આપણી પાસે જેટલા મજૂરો છે, તે માંહેથી કોઇ ઓછો ન કરતાં, તેટલા જ રહેવા દેવા. તેણે તો પોતાની

પાસેના મજૂરોનો મુસારો વધાર્યો જોઇએ. પછી તે ખેતીનો કરનાર હો કે બીજા કોઇ ઉદ્યોગનું ખટલું કરનાર હો. મજૂર કહ્યો એટલે તે કોઇ પણ જાતની મજૂરી કરતો હોયની, તો તેની પાછળ પેટખર્ચ તો લાગેલો જ હોય છે.

**ગોપાળ**—ત્યારે એમ જ કે, પુંજી પુષ્કળ એકઠી થયાને લીધે રોજમુરો વધે છે, ત્યારે જેવું થાય છે તેવું પાક ઓછો આવીને મુસારો વધારે થયાને લીધે થતું નથી.

**મહેતાજી**—અહ: અહ: તેવું સુખ ક્યાંહાંથી થનાર. પાક ઓછો આવ્યાને લીધે મુસારો વધ્યો તો ફલાણાએ મજૂર રાખવા જોઇએ એવી મજૂરોની અગત્ય વધતી નથી અથવા મજૂરોનો સંસાર પણ સારો ચાલતો નથી. ત્યારે કામ ઉપર રાખનારા પાસેથી મજૂરને ઝાઝો મુસારો મળ્યો, તે પુંજી પુષ્કળ થયાના સબબથી મળ્યો નહીં, પણ ઉત્પન્ન કરવાને વધારે ખર્ચ લાગવા માંડ્યાને લીધે અનાજની કીંમત વધારે બેસીને મજૂરને પેટ ભરવું મોંઘું થયાને લીધે વધારે મુસારો મળવા લાગ્યો.

એ બાબત સારી પેઠે સમજાઇને ત્હારા ધ્યાનમાં રેહે, એ વાસ્તે મુસારો વધવાનાં જે કારણો, તે તને કહું છઉં.

પેહેલું—પુંજી એકઠી થઇ એટલે મુસારો વધે છે ત્યારે, મજૂરોને સારી મજૂરી મળે છે, પુંજી ઉપર થનારો નફો ઘટે છે, લોકસંખ્યા વધે છે તથા દેશ સારો આબાદ થવા માંડે છે.

બીજું—ખેતીવડે અનાજ વગેરે પેદા કરવાને ખર્ચ વધારે લાગવા માંડ્યો, એટલે મુસારો વધે છે. તે વખતે જો કે નફો ઓછો થવા લાગ્યો તોએ મજૂરોને સારી મજૂરી મળતી નથી. કારણ કે જમીન માંહેથી જે પેદા થવાનું, તે પૂરતી રીતે થયાને લીધે કામ ઉપર રાખનારને તથા કામ કરનારને જે રીતે વેંહેંચી આપવાનું તે આપવું, તે પૂરું પડતું નથી.

ત્રીજું—અનાજ વગેરેની કમતી થયાને લીધે, તેઓ મોઘાં થયાં, એટલે કોઈ વખતે મુસારો વધે છે, ને અનાજની કમતી થઈ એટલે પરમુલ્ક માંહેથી દાણો આવે છે એટલોજ માત્ર ફાયદો; પણ અનાજ વગેરે મોઘાં મળે છે એ તો કંઈ મટતું નથી; વાસ્તે એવામાં મજૂરોનો મુસારો વધ્યો તો પણ તેમને ફાયદો શો થવાનો? સબબ અનાજ વગેરેની કમતી થયાને લીધે મજૂરી કરનારાઓનું તો નુકશાન જ છે.

**ગોપાળ**—એમ કેમ કહો છો? અનાજ વગેરે સુપીક જમીન માંહેથી પૂરાં પડતા નહોય તો કનિષ્ઠ પ્રતીની જમીન ખેડવી, ને તે પણ નિદાનની વાવ છે, પણ વારુ કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ થવાની અગાઉ જેવી તે અનાજની કીંમત વધે છે, તેવો

અનાજ લેવા સારુ મુસારો પણ વધે છે. ત્યારે પછી મજૂર લોકોને નુકશાન શી રીતે થવાનું?

**મહેતાજી**—અનાજની કીંમત તથા મુસારાનું વધવું એ તો પુષ્કળ પુંજી એકઠી થાય, એવું જે પેહેલું કારણ કહ્યું તે કારણ થકી થાય છે ને એહેવું કોઈ વખતે કનિષ્ઠ પ્રતીની જમીન ખેડાણ થયાની આગમજ પણ થાય છે.

**ગોપાળ**—પુંજી કહી એટલે અનાજ, કપડાં ને ઘણું તો શું પણ માણસને જે જરુરીઆત હોય તે આપનારી એવી જે પુંજી, તે પુંજી કનિષ્ઠ પ્રતીની જમીન ખેડાણ થયાની આગમજ વધી હોય તો પછી કનિષ્ઠ પ્રતીની જમીન ખેડવાની જરૂર પણ રેહેવાની નહીં; કેમ કે લોકસંખ્યા વધવા લાગી તો તેનો નિર્વાહ વધારે થએલી પુંજી-વડે થાય છે; તેવું છતાં એ લોકસંખ્યાને હજી વધારે જોઇએ એ કેહેવું, એ કેવળ વિસંગત નહીં કે?

**મહેતાજી**—માણસને અન્ન વસ્ત્ર જે કંઈ જોઈએ તે જ ફક્ત પુંજી નહીં, પણ સોઈની, સુખની, ખ્યાલી ખુશાલીની જિનસ, તેનો પણ પુંજી એ શબ્દમાં સંગ્રહ થાય છે. વાસ્તે પુંજી વધી એટલે અનાજ વધે છે એમ થતું નથી. એ બાબત, રિકાર્ડો સાહેબે સંપત્તિ વ્યવહારવ્યવસ્થા ઊપર નિબંધ બનાવ્યો છે, તેમાં સાફ ખુલ્લી રીતે દેખાડી છે. સબબ તે ગ્રંથનો કંઈ ભાગ તને વાંચી સંભળાવું છઉં.

અનાજનો ખપ વધારે થવાને લીધે, અનાજની કીંમત ચઢી હોય તો, તે ચઢવાની આગમજ મુસારો વધ્યો જોઇએ. કારણ કે લોકોને જે પદાર્થ લેવાની ઇચ્છા હોય છે, તે પદાર્થ લેવાનું જે સામર્થ્ય તે તે લોકોમાં વધ્યું નહી તો તે પદાર્થનો ખપ વધવાનો નહીં. પુંજી વધી એટલે મજૂરોને કામ ઉપર રાખવાની પડાપડી પેદા થાય છે. એક કહે છે કે હું વધારે મજૂરી આપીને મજૂરો રાખું છઉં, બીજો કહે છે કે, હું વધારે મજૂરી આપું છઉં, એટલે મેહેનતે મૂલ આવે છે.

**ગોપાળ**—રોજમૂરો વધવાનાં તમે જે ત્રણ કારણાં કહ્યાં, તે માંહેનું જ આ પેહેલું કારણ છે, આપણા પેલા બેટમાંહેની વસ્તીમાં એવું જ થયું, તેની મ્હને યાદ છે.

**મહેતાજી**—વધેલો મુસારો મજૂરોને પદરે પડવા માંડ્યો એટલે તે સઘળો, તેઓ પોતાના પેટને જ અર્થે લગાડે છે એવું નથી, પણ તે માંહેથી એકઠું કરીને બીજું ઉપયોગનું સુખ પણ લે છે. ખાતાં પીતાં પોતાની પાસે ચાર પૈસા થયા, એટલે તે લગ્ન કરે છે, ત્યારે મુસારા માંહેથી જે બચતું અથવા બીજા ઉપભોગ તરફ લાગતું, તે કુટુંબન

પોષણમાં ખર્ચાય છે. એ પ્રમાણે અનાજનો ખપ વધારે થવા લાગે છે. અનાજની કીંમત વધે છે, તેનું કારણ એ કે લોકોમાં ખપ વધે છે તથા ખપ વધે છે, તેનું કારણ એ કે લોકોની ગાંઠે ચાર પૈસા થયા હોય છે. એવી સ્થિતિ થઇ એટલે સર્વ સાધારણ જે નફો થવાનો, તે કરતાં ખેતી કરનારાને વધારે નફો થવા માંડે છે. અને અનાજ ઉત્પન્ન કરવામાં જેટલી પુંજી જોઇએ તેટલું રોકાય ત્યાંહાં સુધી તે નફો થવાનો. એવું છે કે જાણે એક ગામમાં દસ મુડાનો ખપ છે તથા તેટલું પકવવાને પૂરતી ખેડાણ જમીન છે. હવે તે ઠેકાણે દસ મુડા કરતાં વધારેનો ખપ પડવા માંડ્યો તો દાણાની કીંમત વધવાની, પણ તે ખપના ખેત પ્રમાણે અનાજની ભરતી થઇ, ને તે તે જ ગામમાં નવી જમીન ખેડાણ કર્યાથી થાઓ, અથવા બીજાં ગામથી દાણો આવ્યાથી થાઓ, પણ વધારે ભરતી થઇ. ત્યારે એમ થયેથી અનાજની કીંમત ઉતરીને અસલ મુજબ થવી અથવા હંમેશાં ચેઢલી જ રેહેવી, એ જે નવી જમીનમાં તે અનાજ પાકે તે જમીનના ગુણ ઉપર છે. ખેડ તળે આવેલી સુપીક જમીનના જેવી જમીનમાં વધારે ખર્ચ ન બેસતાં પાકવા લાગ્યું તો અનાજની કીંમત ઉતરીને પ્રથમ મુજબ થવાની. જો ઓછા પાકવાળી જમીનમાં વધારે ખર્ચ લાગીને પાકવા માંડયું હશે તો કીંમત હંમેશા ચઢેલી જ રેહેશે.

**ગોપાળ**—ખેતી સંબંધી પુંજી એકઠી થયાને લીધે જેમ જેમ મુસારો વધશે, તેમ તેમ તે પુંજી ઉપર જે નફો થવાનો તે ઓછો થવા માંડશે. એ એવું જે થવાનું તે પણ કનિષ્ઠ પ્રતીની જમીન ખેડ તળે આવ્યાની આગમજ જ થવાનું.

**મહેતાજી**—હા, પુંજી પુષ્કળ થઇ એટલે તે ઉપર નફો ઓછો થાય છે, અને મુસારો વધે છે. પણ પુંજી પુષ્કળ થવી તથા તે થકી થવાના જે કામો તે થવાં એ બે દિવસ જ હોય છે; ઘણા વખત સુધી રેહેતાં નથી. કારણકે લોકસંખ્યા જેમ જેમ વધતી જાય છે, તેમ તેમ અનાજનો ખપ વધતો જાય છે. ખેતી કરનારને વધારે થયેલો મુસારો આપવાનો જે ખર્ચ બેસે છે, તે અનાજ વગેરેની ચઢતી કીંમતમાંહેથી મળે છે, તથા પુંજી બીજી રીતે રોકવાથી જે નફો થવાનો, તે કરતાં વધારે નફો કંઈ વખત સુધી મળે છે.

**ગોપાળ**—વારુ, અનાજ વગેરેની કીંમત વધીને વધારે નફો થવા લાગ્યો તો ખેતી કરનાર જે જમીનની ખેડ કરતો હશે, તે જમીનના માલિકને વધારે ભાડું નહી આપવું પડતું હોય કે?

**મહેતાજી**—ખેતી કરનારને, ઠરેલું ભાડું માત્ર આપવું પડે છે; એક સાલ સારો પાક આવ્યો કે ન આવ્યો એ તેનું નસીબ. તેવામાં તેને જે ઘણો જ નફો થવાનો તે હંમેશાં થાય છે એમ નથી. પ્રથમ ખેડ તળે આવેલી જમીનમાં જેવી ખેતી થતી, તે જ પ્રમાણે નવી જમીનની ખેડ થવા લાગે, તથા તે થકી થયેલાં અનાજની ગામમાં ભરતી થઇને અનાજનો જે ખપ પડ્યો હોય તે દૂર થવા લાગે તો, અનાજની કીંમત ઉતરીને પ્રથમ પ્રમાણે થશે એવું ભાષણ થયું છે. જેવો કે કાપડનો ખપ વધારે થયો, એટલે તેવી તેની કીંમત ચઢે છે, ને કાપડની ભરતી થઇને તે ખપ મટી ગયો એટલે તે કીંમત ઉતરે છે, પણ ભરતી કરવાને જે કાપડ આણ્યું તે તયાર કરવાને આગળના કરતાં વધારે ખર્ચ લાગ્યો હોય તો કાપડની કીંમત ઉતરીને આગળ મુજબ થનાર નહીં. એવું જ અનાજની કીંમત વિશે સમજવું. જો વધારે ખપનું અનાજ ઓછા પાકવાળી જમીનમાં વધારે ખર્ચથી ઉપજવા લાગ્યું તો તેની કીંમત હંમેશાં ચઢેલી જ રેહેશે–સુપીક જમીનમાં પકવવાને જે ખર્ચ લાગે છે, તેના કરતાં તેટલું જ અનાજ ઓછા પાકવાળી જમીનમાં પકવવાને વધારે ખર્ચ લાગવા માંડે છે. તેને લીધે જિનસની કીંમત હંમેશાં ચઢેલી જ રેહે છે, ત્યારે તે સુપીક જમીનનો માલિક તે ઉપર ભાડું વધારે છે. પુંજી વધારે થઇ સતે તે થકી જે નફો થવાનો, તે હંમેશાં જ ઉતરેલ માનનો રેહેવાનો નહીં. પુંજીના માન પ્રમાણે લોકસંખ્યાનું માન વધ્યું, એટલે મજૂરીને કોઈ ઘણું કરીને પુછે નહી એવું થઇને, મજૂરીનું માન ઉતર્યા જેવું થયા સતે, નફાનું માન વધીને પ્રથમ પ્રમાણે થવા લાગશે. જ્યારે અનાજ ઉત્પન્ન કરવાને ખર્ચ વધારે બેસવા માંડે છે, ત્યારે જ મુસારો વધેલો અને નફો ઉતરેલા માનથી હોય છે.

**ગોપાળ**—ચારુ જેનું કંઈ જ ભાડું ન ઉપજે એવી ખેડાણ જમીન નથી હોતી કે?

**મહેતાજી**—છેક કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ કીધી હોય તો ભાડું, સરકાર દેવું વગેરે કેટલીએક મુદત સુધી ઉપજતું નથી. ઇંગ્લાંડ સરખો દેશ કે જ્યાંહાં સંપત્તિ તથા લોકસંખ્યા વધ્યાને લીધે જમીનની ખેડ ઘણી થતી ચાલીછે, ત્યાંહાં જેનું કંઈ જ ન ઉપજે એવી નાપીક—અથવા ઉજ્જડ જમીન થોડી જ હશે. પોલાંડ, રુશિઆ, અમેરિકા, એવા દેશોમાં, તથા આ આપણા દેશમાં ખેડ કામની જેવી પ્રવૃત્તિ હોવી જોઇએ તેવી નથી. સબબ વગર ખેડની અને વગર ભાડાની જમીન વધારે હોય છે. એવી જમીનની ખેડ કીધી સતે કણબીનું પેટયું પણ ઠીક ઠાક નિકળવાનું નહીં, તો તે તેના માલિકને ભાડું તથા સરકાર દેવું તે કયાંહાંથી ભરશે. એવી જમીન સુપીક જમીનના જેવી એકદમ ભાડું તથા નફો ઉપજાવી આપનારી થતી નથી, પણ આસામી પાસે માશીથી આપ્યા

થકી તેની ખેડ થતાં થતાં તે ઉપર ભાડું તથા દેવું બેસાડવા જેવી તે કાળે કરીને થાય છે.

દર્યા ગર્ક, નદી ગર્ક, ડુંગર ગર્ક એવી જમીનો હોય છે. તે પટે લઈને તેમને સારા બાંધ બાંધી સારી દુરુસ્ત કરીને, તેમાં જોઇએ તેટલું પાણી રેહે એવું કરે છે તેઓને ફરતી વાડ બાંધીને સારું ખાતર નાખી તેમને ખેડાણ કરે છે, એવી જમીન ખેડ તળે આણવા સારુ પેહેલાં પોતાની પદરથી ખર્ચ કરવો પડે છે. તે ખર્ચ પૂરો થઇને જેમ જેમ પાકવા લાગે છે, તેમ તેમ ઇસ્તાવો એટલે ચઢતું ગણોત આપવું પડે છે. અથવા વધારે પાકવા લાગે જેવો પટો હોય. જેમકે અમુક દિવસ લગણ માફી, અમુક છૂટ તે પ્રમાણે આપવું પડે છે.

કોઇ ઠેકાણે જમીન જીરાયત હોય છે, તથા કોઈ ઠેકાણે બાગાયત હોય છે, ને કોઈ ઠેકાણે બંને પ્રકાર હોય છે. કોઇ ઠેકાણે એક જ જગોએ બાગ તથા ખેતર તથા તે બાગને પાણી પાવા સારુ કુવો, તથા તે ઠેકાણે ખેડાણ કરનારને રેહેવાનું ઘર, ઢોર ઢાંખરને સારુ કોહોડ, દાણાનો કોઠાર, તથા સામાન મુકવાને સારુ માળિઓ, એ સઘળું તે જમીનના માલિકે પોતાના ખર્ચવડે કરી મુકયું હોય છે. તેમ તેમ તે ભાડું વધારે લે છે. કોઈ ઠેકાણે એવું હોય છે કે થોડીક જમીન સારી પિકાઉ હોય છે, ને તેને લગતી ખરાબો અથવા ઉજ્જડ જમીન હોય છે તેમાં કંઈ કેહેવા જોગો પાક નથી થતો પણ તે ખેડાણ જમીનના પેટામાં આવેલી હોય છે, એટલે તે જમીન સુદ્ધાંનો ધારો ભરવો પડે છે. કોઈ ઠેકાણે એવું હોય છે કે ફક્ત જમીનનું જ ઠરાવેલું ભાડું મળે છે. કોઈ ખેતીનું કામ કરનારાએ દર સાલ ૨૦ રૂપિયા ભાડાની એક જગા લીધી, ને તે જમીનમાં ૫૦૦ રૂપિયાની પુંજી નાખીને દર સેંકડે દર વરસે ૧૦ રૂપિયાનું આયપત કરી લીધે સતે તે જીરાયત જમીનની બાગયાત થઈ અને તેમાં પુષ્કળ ઉપજ થવા લાગી તો તે આસામીને નફો ઘણો થવાનો, પણ ભાડું તો જેટલું ઠર્યું હશે તેટલું જ તે આપશે.

**ગોપાળ**—પણ ઇજારાની મુદત થઈ ચુકી એટલે તે જમીનનો માલિક વધારે ભાડું લેવા માંડશે.

**મહેતાજી**—તે જમીનમાં ખેડુત જે વધારે પુંજી નાખશે, ને તે પુંજી ઉપર જેવો નફો થશે તેના માન પ્રમાણે ભાડું આપ્યામાં આવશે. જો તે પુંજી થકી જેટલો નફો થવો જોઇએ, તે કરતાં વધારે નફો ન થયો તો તે ખેડુત વધારે ભાડું કયાંહાંથી આપશે ને તે જોઇને તે જમીનનો માલિક પણ વધારે ભાડું માગનાર નહીં. કેમકે તેને એવું લાગશે કે હું જો ભાડું માગવા લાગ્યો તો ખેડુત પોતાની વધારે પુંજી ખેતીના કામમાંથી

કાઢીને બીજે કોઇ વધારે નફાને ઠેકાણે નાખશે. કારણ કે હંમેશનો નફાનો જે દર તેના જેટલો જ જો નફો થવા લાગ્યો તો ભાડું આપવાને કંઈ ઉપજ થવાની નહીં, ને પછી તે પોતાનું ખેતર ખેડવાનો નહીં.

ગોપાળ—ન થવાની, કારણ કે હંમેશનો જે નફાનો દર તે માંહેથી ભાડું આપવું પડયું તો ખેડુતને નુકસાન થાય એવું છે, ત્યારે તે કરતાં ખેડુતની ગાંઠે ચાર પૈસા થયા હશે, તો તે ખેતીના ખટલામાં ન નાખતાં કોઈ બીજા ખટલામાં નાખશે.

મહેતાજી—ખરું, પણ હંમેશનો જે નફાનો દર તે કરતાં ખેતી કરનારને ખેતીના કામમાં નાખેલી વધારે પુંજી ઉપર વધારે નફો થવા માંડ્યો તો ખેતરનો માલિક વધારે ભાડું માગવા લાગશે તે આપવું પેલા ખેડુતને ઠીક પડશે. વારુ, ગોપાળ! અનાજની કીંમત ઉતરી સતે તે થકી શો ફાયદો થવાનો?

ગોપાળ—જો અનાજ સસ્તું થયું તો તેનો વધારે ખપ થવાનો તથા તે ગરીબ ગુરબાને પુષ્કળ મળવાનું.

મહેતાજી—અરે જે જમીનમાં જે પાકવાનું, તેટલું જ તે જમીનમાં, ભાડાની માફી થઈ સતે પણ પાકવાનું. જો વધારે પાકયું નહીં તો પછી લોકોમાં અનાજનો ખપ વધારે ક્યાંહાંથી થશે? અનાજની જે ભરતી થવાની, તે કરતાં ખપ વધારે થવા લાગ્યો તો જાણવું કે તે દુકાળનો પાયો. હાલ દાણાનો ભાવ બે રુપિયે ફરાનો છે, તે ઉપરથી લોકોમાં અનાજનો ખપ નિયમિત થાય છે એટલે કે બીજો પાક થાય ત્યાર સૂધી અનાજ પુગે એવે બેતે તે વપરાય છે. પણ જો સરકારના હુકમથી અનાજનો તે ભાવ ઉતરયો તો લોકમાં વધારે ખપ થઇને બીજો પાક આવે ત્યાંહાં સૂધી અનાજ સંગ્રહમાં રેહેવાનું નહીં. તું કેહેશે કે બીજે વરસે વધારે પાક આવીને જે તોટો પડ્યો હશે તે દૂર થશે તો તેવું થનાર નહીં. કારણ કે હાલ અનાજનો જે ભાવ છે તે બેત ઉપર જે જમીનની ખેડ કીધી સતે ખર્ચ છુટે છે, તે જ જમીનની ખેડ અનાજનો ભાવ ઓછો થયાના સબબથી થવાનો નહીં. કારણ કે ઓછી કીંમતને લીધે ખેડ કરવાનો ખર્ચ નિકળવાનો નહીં, એવું થયું એટલે હરકોઈ દેશમાં જે ઉપજ થવાની હોય તે ઓછી થશે.

ગોપાળ—ખરું, સરકારના જુલુમે કરીને અનાજની કીંમત ઉતરી હોય તો શો પરિણામ થશે તે તરફ તો મ્હારું ધ્યાન ગયું જ નહીં જો. પણ વારુ જે ઉપજ થવાની તેમાં ઘટ પડી તો, તેની જે કીંમત પ્રથમ હશે; તે કરતાં વધારે થવાની નહીં કે?

મહેતાજી—અરે બીજો પાક આવે ત્યાર સુધી અનાજ પુગવા સારુ તેની કીંમત કેટલી હોવી જોઇએ?

**ગોપાળ**—તે હાલ જે ભાવે વેચાતું હશે તે એટલે દર ૫રે બે રૂપિયા એટલી કીંમત હોવી જોઇએ.

**મ્હેતાજી**—ત્યારે અનાજ, બીજો પાક આવે ત્યાર સુધી પૂરું પડે એ સારુ, તેની કીંમત ઉતરે તે કામની નહીં. એ ઉપરથી તને પણ લાગશે કે અનાજની ઓછ ન પડવા સારુ અનાજની કીંમત ચઢેલી જ રેહેવી જોઇએ ને તે કીંમત ચઢેલી રહી તો તેમાં કંઈ અનહિત નથી.

મનુષ્ય કૃતિના જે નિયમ, ઠરાવ, વગેરે છે, તેઓ થકી શું અને કઈ રીતે થાય છે તેના વિચાર કરવા લાગ્યા સતે તે નિયમોમાં વારે વારે ચૂકો નજર આવે છે, પણ પ્રકૃતિસિદ્ધ જે નિયમો, તેમાં તેવું નજર આવતું નથી. તે જાણે જેવા કે શુદ્ધ હેતુથી જ થયા છે એમ નજર આવે છે. તે નિયમોનો જેમ જેમ યથાર્થ પણે વિચાર કરિયે, તેમ તેમ તે નિયમો તે પ્રવૃત્ત કરનારી જે જગદીશ્વર, તેનું મ્હોટા વિસ્મયથી અભિવંદન કરવું એવા ભાવ આપણા અંતઃકરણને વિશે ઉત્પન્ન થવા માંડે છે.

એ ઉપરથી જોતાં એવું સિદ્ધ થાય છે કે, ભાડું, ગણોત, ધારો, એ વગેરે થકી કંઇ માઠું થતું નથી. એ આપવાની ચાલ જમીનના સુપીકપણા થકી તથા જમીનની જે અનેક પ્રકારની પ્રતીઓ તે થકી પડેલી છે તથા ભાડું વગેરે હોવાથી એવું બને છે કે અનાજની જેવી ભરતી થાય છે, તે પ્રમાણે અનાજનો ખપ થાય છે; તો પણ ખેતી થકી જે ઉત્પન્ન થાય છે, તેની કીંમત મનુષ્ય કૃતિથી જો વધી, તથા તેને લીધે ખેડુત પાસેથી વધારે ભાડું મળવા લાગ્યું તો માઠું છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે અનાજ વગેરેને બાહારથી છુટી રીતે આવવામાં કંઈ અટકાવ કરયો હોય તો અનાજ વગેરેની આપણી તરફ કીંમત વધે છે. પણ તે થકી એવું થાય છે કે અનાજનો જેમને ખપ તેમની ગાંઠનો વધારે પૈસો જમીનના માલિક તરફ જવા લાગે છે.

**ગોપાળ**—ફલાણી જિનસ તો આપણી તરફ આવે અને ફલાણી ન આવે, તથા ફલાણીની આટલી જકાત આપવી, એવા જે અટકાવ કર્યા હોય છે તેઓ થકી પણ ભાડું, ગણોત, તથા ધારો તુરત વધે છે કે?

**મ્હેતાજી**—પટા, કરાર વગેરેની મુદત પૂરી થતાં સૂધી, ભાડું વગેરે વધતું નથી. પટા, કરાર જ્યાંહાં સૂધી ચાલતા હોય છે ત્યાંહાં સૂધી જે કંઈ નફો અથવા તોટો થાય છે, તે પોતાના કિસ્મતથી થયો એમ ખેડુત સમજે છે. તે પટા વગેરેની મુદત થઈ ચૂકીને તેઓએ નવા કરાવી લેવા એવું જ્યારે થાય છે, ત્યારે જેવો નફાનો દર હોય છે તે પ્રમાણે તેઓ થાય છે. પછી ખેડુતને જેવો થતો હોય તે પ્રમાણે ભાડું વધારે

અથવા ઓછું આપવું ઠરે છે. કોઈ ઠેકાણે એવું ઠરે છે કે પુંજી ઉપર જે કંઈ જયાસ્તી નફો થાય તે સઘળો જમીનના માલિકને સોંપીને જે સાધારણ નફો હોય તેટલો જ ખેડુતે લેવો. વળી કોઈ ઠેકાણે એવું પણ બને છે કે, જમીનના માલિકને સારી હુશિઆરી અથવા માહિતગારી ન હુઈ અથવા વધારે લોભ ન હુઓ તો ખેડુત જેટલું ભાડું આપી શકે, તે કરતાં તેની પાસેથી ઓછું ભાડું લીધામાં આવે છે; પણ એવું કોઈક જ વેળાએ થાય છે. ખર્ચે ખુટણ જતાં પુંજીનું જે કંઈ ઉત્પન્ન ઉતરે છે, તે સઘળું ભાડામાં જાય છે. તે ભાડાંને વાજબી તથા રિવાએજ મુજબ સમજે છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, જેને અનાજનો ખપ છે, તેણે જમીનના માલિકને ભાડું એ નામનું જે દેન આપવું જોઇએ, તે દેન એક પાસેથી લેઇને બીજાને આપવું એ સારુ ખેડુત એ અમસ્તો એક સાધન છે.

ભાડું, ધારો, વગેરે કેવી રીતે ઉત્પન્ન થયાં ને તેમની ચાલ કેમ પડી એ વિશેના નિયમો યથાસ્થિતપણે કહ્યા. એ સર્વ પ્રકાર પ્રથમ માલ્થસ સાહેબે પ્રગટ કર્યો. પછી તે માંહેથી શું થાય છે, તથા તે થકી શા શા પરિણામ નિકળશે, એ વિશે રિકાર્ડો સાહેબે કલ્પના ચલાવીને પૂર્તી રીતે વિચાર કર્યો છે.

**ગોપાળ**—મ્હને લાગે છે કે આપે જે કહ્યું તે સઘળું હું સમજ્યો. પણ તે સઘળું ટુંકામાં તમારી આગળ બોલી દેખાડું એટલે મ્હને ઠીક સમજાયું કે કેમ, એ તમને જણાઇ આવશે. પ્રથમ તો એ કે, જેમ જેમ પુંજી જમવા માંડે છે, તેમ તેમ મેહેનતનો ખપ વધારે થવા લાગે છે, એટલે લોકોને પોતાની પાસે મજૂરો રાખવાની ગરજ વધારે થાય છે, તેને લીધે રોજમુરો વધે છે, તેણે કરીને ગરીબ ગુરબાં લોક સુખી થવા લાગે છે. તેમની સંતતિ વધવા માંડે છે, તેને લીધે અનાજ વગેરેનો ખપ વધારે થાય છે, તેણે કરીને અનાજ વગેરેની કીંમત કંઈ વખત સુધી ચઢે છે, તે ઉપરથી વધારે જમીન ખેડાણ કરવી એવી ખેડુતોને ઉમેદ થાય છે. જો, તે નવી જમીન ઉતરતી પ્રતીની હુઈ તો તે જમીનમાં પાકવાસારુ વધારે ખર્ચ બેસે છે. તેને લીધે અનાજ વગેરેની કીંમત ઘણું કરીને વધે છે, તથા ઉત્તમ પ્રતીની જમીનનું ભાડું, ગણોત, વગેરે ઉપજવા માંડે છે. તેને લીધે એવું થાય છે કે, અનાજ વગેરે હંમેશાં મોઘાં મળવા માંડે છે; તેથી મુસારાનો દર હંમેશાં ચઢેલો રેહે છે, ને નફાનો દર તે પ્રમાણે ઉતરે છે.

**મ્હેતાજી**—ભાઈ, તેં ઘણું સારું બોલી સંભળાવ્યું. મ્હેં તને જે કહ્યું તેનો તને સારો બોધ થયો. તે જોઇને મ્હને આનંદ થયો. આધારો તથા ભાડું એ વિશેનું પ્રકરણ એવું છે કે, દેશવ્યવહાર વ્યવસ્થાનાં જે મ્હોટાં મ્હોટાં પ્રકરણો છે, તેમના કરતાં જો કે

એનો વધારે વિચાર હાલમાં કર્યામાં આવ્યો છે, તો પણ તેનો પૂર્તી રીતે શોધ લાગીને બોધ થયો નથી.

## ઉત્તરભાગ સંવાદ ૧૪ મો

### સ્થાવર માલના ઉત્પન્ન વિશે

**પુંજીના બે પ્રકાર–ઉત્પન્નના બે પ્રકાર, ખેડુતને પુંજી ઉપર નફો થાય છે તે જમીનના પટા તથા કરાર–ધાતુની ખાણો ખણવાનો ઉદ્યોગ–માછલાં મારવાનો ઉદ્યોગ.**

**ગોપાળ**—પાછલા સંવાદમાં જે બોલવું થયું તે ઉપરથી એવું થાય છે, કે જમીનના માલિકને એક ઉપજ તથા જમીન ખેડનારને એક ઉપજ મળીને બે જુદી જુદી ઉપજો ખેતીના કામ થકી થાય છે.

**મહેતાજી**—તે જેવી બે જુદી જુદી ઉપજો છે, તેવી જ તેમને પેદા કરવાને જુદી જુદી તરેહની બે પુંજીઓ પણ લાગે છે. એક પુંજીવડે તે જમીનની ખરીદી થાય છે તથા બીજીવડે તેની ખેડ થાય છે. જે કોઈ પૈસા આપીને જમીન લે છે, તે તે જમીનનો માલિક થાય છે તથા તે જમીનનું જે ભાડું મળે છે, તે જ તેની ઉપજ. જે કોઈ જમીન ઇજારે રાખીને તેમાં ખેતી કરવા સારુ પુંજી નાખે છે તથા તે જમીનમાં જે પાકે છે તે તે ખેડુતની ઉપજ.

**ગોપાળ**—મ્હને લાગતું હતું કે, જમીન પોતે જાતે જ એક પુંજી છે, તથા તે થકી ખેડુતને જે નફો મળવાનો હોય છે તે મળે છે.

**મહેતાજી**—એમ નથી. જે માણસ જે જમીનનો ધણી, તેની તે જમીન પુંજી ખરી તથા તે થકી તેને જે મળે છે, તે તેની ઉપજ. ખેડુતને પણ તે જમીનમાંથી મળે છે, પણ તે ખેડ્યાથી, એટલે તે જમીનમાં મેહેનત કર્યાથી તથા ખર્ચ કર્યાથી મળે છે.

**ગોપાળ**—ખેડુતને, ખેતરમાં જે ઉત્પન્ન થાય છે, તે કરતાં જે ખર્ચ બેસે છે, તે ખર્ચ કરતાં જે ઉત્પન્ન થએલું હોય, તેની કીંમત વધારે મળશે તો નફો થશે; ને તે નફાના અવેજમાંથી ખેડ કર્યાનો ખર્ચ નિકળશે.

**મહેતાજી**—ખેડુતને જે નફો થાય છે, તે માંહેથી ભાડું જતાં ઘણું કરીને તેના કુટુંબના ગુજરાન પૂરતું જ બચે છે. વારુ, પેહેલવેહેલો જ તે ખેતી કરવા લાગ્યો ને

તેની પાસે કંઇ જ પુંજી ન હોય તો ખેતીને સારુ જે ખર્ચ કરવાનો, તે તે ક્યાંહાંથી કરશે? મજૂરોને મજૂરી આપવાને તથા ઢોર, ગાડાં, હોળ, વગેરે ખેતીના સામાન લેવાને તો પુંજી જોઇએ. શિલ્પી લોકોને જેવી યંત્ર સાહિત્યની ગરજ, તેવી જ ખેતી કરવાવાળાને ખેડ કરવાનાં સાધનોની ગરજ. તે જ સાધનો જ્યારે તેની પાસે ન હોય ત્યારે અમસ્તી જમીન લઇને તેણે શું કરવું? એ કારણ વાસ્તે ખેડ કરવાનો ખર્ચ કરવાને તેની પાસે પુંજી ન હુઈ તો તેનાથી હરકોઇ જમીન ઇજારે રખાવાની નહીં.

**ગોપાળ**--મ્હને એવું લાગતું કે, ખેતરમાં જે ઉત્પન્ન થાય છે, તે ખર્ચ ખુટણ નિકળવા જેટલું હોય છે. જો ઉત્પન્ન કરતાં ખેડ કરવાનો ખર્ચ, ભાડું, વગેરેનો વધારે અવેજ લાગવા માંડયો તો પછી ખેતી થકી કંઈ નફો થવાનો નહીં.

**મહેતાજી**—તેમ નથી. ખેતી કરનારાની પુંજી પ્રથમ ખેતીનાં ખટલામાં રોકાય છે અને પાક આવ્યો એટલે તે માંહેથી મજૂરોનો, સામાનનો તથા ભાડાનો ખર્ચ નિકળીને તેની પેહેલાંની પુંજી તેને પદરે પડીને, તે પુંજી ઉપર થએલો નફો પણ તેને પદરે પડે છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, ભાડું આપવાને જે જોઇએ છે, તથા ખેડ કરવાને જે ખર્ચ બેસે છે, તેના કરતાં ખેતીમાં ઉત્પન્ન વધારે થાય છે ને એ જ પ્રમાણે પુંજીની રોકણ હરકોઈ બીજા ધંધામાં કરી હોય તોએ થાય છે. શિલ્પી પ્રથમ તો પોતાની પુંજી સામાન ખરીદ કરવામાં તથા કારીગરોને મજૂરી આપવામાં યોજે છે, તેમ જ વેપારી પોતાની પુંજી માલ ખરીદ કરવામાં નાંખે છે. આગમજથી પુંજીની રોકણ કર્યા વિના કોઈ પણ ધંધો ચાલવાનો નહીં. જે પુંજી આગમજથી રોકિએ, તે પાછળથી તેના ઉપર થએલા નફા સુદ્ધાં પદરે પડે છે.

**ગોપાળ**--ખરું, આપ કહો છો તેમ જ બને છે. જે કોઈ મજૂરને રાખે છે ને તેને મજૂરી આપે છે, તો તે મજૂર મજૂરી કરતાં પોતાના ધણીને વધારે ઉપજાવી આપે છે. એવું જે વધારે ઉત્પન્ન થાય છે, તે ધણીનો નફો સમજવો. ખેડુત પાસે મજૂરોને આપવાનો પૈસો નહીં હોય તો તે તેમને કામ કરવાને શા સારુ રાખશે?

**મહેતાજી**--ખેડુત પોતાની પુંજી ખેતીના અરાબામાં રોકે છે, તે થકી તેને જે નફો થાય છે, તે વિશે તો આપણું બોલવું હવડાં જ થયું, તેની તો તને યાદ હશે જ.

ખેડુતે જો પોતાની ત્રણ હજારની પુંજી ખેતીના ખટલામાં રોકીને, ભાડાનો તથા ખેડ કર્યાનો ખર્ચ છૂટતાં દર સેંકડે દશ રૂપિયા પ્રમાણે મળ્યા તો ત્રણસેં રૂપિયાનો નફો થશે.

**ગોપાળ**--ત્યારે પાછલા વરસ કરતાં તેની પાસે ત્રણસેં રૂપિયા વધવાના.

**મ્હેતાજી**—હા, તેણે જો તે સઘળાં વરસમાં કંઇ જ ખર્ચ નહીં કર્યો હોય તે વધશે. પણ ખેડુતનો સઘળો સંસાર ચાલવાને ફક્ત ખેતીનો જ આધાર હોય છે. સબબ જેવો તેનો ઘરખર્ચ તથા તેનું ઉત્પન્ન હશે, તે તે પ્રમાણે વરસને છેડે તેને પદરે પૈસો ઓછો થશે અથવા વત્તો થશે.

**ગોપાળ**—વારુ, જે જમીનમાં સેંકડે દસ રૂપિયા પ્રમાણે મળે છે, તે જમીનનું ભાડું શું આપવું પડતું હશે?

**મ્હેતાજી**—જમીનની જેવી લંબાઈ, પોહોળાઈ હશે તથા તે જેવી સુપીક અથવા કમપીક હશે, તે પ્રમાણે ઘણું કરીને ભાડું આપવું પડશે. સારી ખેડાણ થયલી ને તે વળી સુપીક એવી સારી મ્હોટી જમીન હુઈ તો તેમાં સારી રીતે ખેતી કરવાને ત્રણ હજાર રૂપિયા લગાડ્યા તોએ લાગી શકશે; પણ તે જમીન કરતાં નીમે જમીન હોય ને તેમાં સારી વગ ન હોય, ને તેમાં વળી જમીન કમપીક હોય તો, તે જમીનની ખેડ કરનારને પણ તેટલા જ રૂપિયા બેસશે; તથા એ બે જમીનોનાં જે ભાડાં આપવાનાં, તે વત્તાં ઓછાં માનવડે આપવામાં આવશે.

**ગોપાળ**—સારી મ્હોટી જમીન હુઈ તો તેનું ભાડું વધારે મળશે ને ન્હાની હોઇને કમપીક હુઈ તો તેનું ભાડું ઓછું મળશે.

**મ્હેતાજી**—ખેડુતને જેમ જેમ ઓછું ભાડું આપવું પડે છે, તેમ તે જમીનના ખરાબાને લીધે વધારે ખર્ચ કરવો પડે છે; તથા જેમ વધારે ભાડું આપવું પડે છે તેમ તે જમીનના સારાપણાને લીધે ખર્ચ ઓછો બેસે છે; એ પ્રમાણે જોતાં તે જમીનોમાં જે પુંજી નાખી હશે, તે ઉપર સમસમાન નફો થવાનો. સરાસરી જોતાં એવું નજર આવશે કે, જે જમીનની ખેડ કરવાને ચાર હજાર રૂપિયા લાગશે, તે જમીનનું ભાડું સુમારે બસેં રૂપિયા થશે. એટલે ખેડુતને બે ભાગ તથા તે ખેતરના માલિકને એક ભાગ એમ મળશે. ભાડાનો દર સઘળે એક સરખો જ નથી હોતો. કોઇ ઠેકાણે અર્ધાઇની બોલિએ ને કોઇ ઠેકાણે ત્રીજાઇની બોલિએ જમીનની ખેડ થાય છે.

**ગોપાળ**—અર્ધાઇ એટલે જે પાકે તેનો અર્ધો હિસ્સો જમીનના ધણીને આપવો, ને ત્રિજાઈ એટલે ત્રીજો હિસ્સો આપવો એવો જ અર્થ થાય છેની? ત્યારે તો જમીનના ખેડનારને તેના માલિક કરતાં ત્રમણો ચોગણો નફો થાય છે.

**મ્હેતાજી**—તેમ નથી. જે સઘળું પેદા થાય છે, તે માંહેથી ફક્ત ભાડું જ આપવું પડતું નથી, ખેડ કરવાનો ખર્ચ પણ આપવો પડે છે. ઉપજ માંહેથી ભાડું બાદ

કરતાં જે બાકી રેહે છે, તે માંહેથી અર્ધું ખેતીના ખર્ચમાં જાય છે. ત્યારે જો ખેતીમાં ચાર હજાર રૂપિયાની પુંજી નાખી હોય તો તે પુંજી ઉપર દર સેંકડે દસ ટકા પ્રમાણે ચારશે રૂપિયા બચવાના. તે જ નફો એવું સિદ્ધ થાય છે. તે ચારસેં માંહેથી પચાસ રૂપિયા એકઠા કરી મુકયા હોય ને તે તે ખેતરની સારી રીતે ખેડ થાય એવી રીતે તે જ ખેતર ઉપર ખર્ચે તો તેને આવતે વરસે વધારે પાક આવીને વત્તી પેદાયશ થવાની, પણ ભાડું જે આપવાનું તે વધારે આપવું પડનાર નહીં. તે તો કરાર પ્રમાણે આપવું પડશે.

**ગોપાળ**—તે કરારની મુદત પૂરી થઇ રહ્યા પછી જમીનનો ધણી નવો કરાર કરતી વખત જમીન સારી ખેડાણ થયલી જોઇને ભાડું વધારશે નહીં કે?

**મહેતાજી**—હા વધારશે. જમીનની ખેડ થવા સારુ જે કોલ કરાર થાય છે, તે થોડી જ મુદતના હોતા નથી. જમીનની ખેડ કેટલીએક મુદત સુધી કરે ત્યારે તે પાકતી થઇને ખેડાણ કરનારને નફો થાય છે. એ માટે પટો ઘણાં વરસોનો હશે તો જ ખેડુતને ખેડ કરવાની ઉમેદ થશે.

**ગોપાળ**—વારુ, બીજો ઇજારો આપવો તે પેહેલા જ ગણોતિઆને આપે છે કે કોઇ બીજાને આપે છે?

**મહેતાજી**—ઘણું કરીને તો પેહેલા જ ગણોતિઆને આપે છે. કારણ કે તેણે મેહેનત કરીને જમીન સારી કરી તેને વખાણવા જેવા રૂપમાં આણી. તે થોડાં સારુ તેની પાસેથી લઇ લઇને બીજાને આપી તો તે જોઇ ઇજારે લેનારા લોકો જમીન સારી કરવા તરફ છાતીતોડ મેહેનત કરવાના નહીં; તથા ઇજારે લેનારની પાસે જમીન તેવીની તેવી જ રહી તો તેમાં સેવટ જમીનના ધણીને નુકસાન છે. કોઈ ઠેકાણે ધણી મુદતના પટા કરી આપતા નથી; કોઈ ઠેકાણે એક સાલની તથા કોઈ ઠેકાણે મહિનાની બોલી કરીને જમીન વગેરે ભાડે આપે છે. કોઈ ઠેકાણે ઇજારે લેનારની જોડે એવો કરાર હોય છે કે તેં ફલાણી પડત જમીન ખેડાણ નહીં કરી અથવા બાગમાં નવી વાવણી ન કરી તો ત્હારી પાસેથી જમીન લઈ લીધામાં આવશે–એવાં સાંથણમાં ઇજારે રાખનારનું કલ્યાણ છે. કેમ કે સારી ખેડ કર્‌યાથી વધારે ઉપજ થવાની આશાએ, ને તેમ જ આળસને લીધે જમીન પડતર રહી તો ઇજારો બીજા કને જવાની બીહીકે તે એક સરખો ઉદ્યોગ કર્‌યાં જાય છે, એવું કેટલાકનું બોલવું છે. પણ એવા કરારથી એવું થાય છે કે, જમીનનો ધણી ભલો માણસ ન હુઓ તે કંઇક બાહાનું જોઇને પેલા ગણોતિઆને જમીન માંહેથી કાઢી મુકે, ત્યારે તેણે તે જમીન ઉપર આગળની આશાએ જ મેહેનત

કીધી હોય તે તે રોકટ જાય. ઉદ્યોગ કીધાથી જે કંઇ મળી આવશે, તે આપણી પાસે રેહેશે કે નહીં રેહે, એવી મનમાં શંકા લાવવી એ જ ઉદ્યોગ કરવાને મ્હોટો અટકાવ છે. ધણીની મરજીમાં આવશે ત્યારે તે આપણને જમીન માંહેથી કાઢી મુકશે, એવું ગણોતિઆને લાગવા માંડ્યું, એટલે તે સારી ખેડ કરવા સારુ મેહેનત લેવાનો નહીં.

**ગોપાળ**--થોડી મુદતે જમીન બાહાર ભાડે આપવી નહીં, એવું ચોથા સંવાદને અંતે બોલવું થયું છે. જમીનનો ધણી ભલો માણસ હુઓ તો થોડા કારણ ઉપરથી જમીન લઇ લેવી અથવા કંઇક વધારે પેદાયશ જણાઇ એટલે વધારે ભાડું માગવું એવું તે કરવાનો નહીં; પણ તેની પાછળ તેનો વારસ તેના જેવો ન હુવો ને ક્ષુલ્લક માણસ હુઓ તો તે વિપરીત કરવામાં ચૂકવાનો નહીં. આસામીના માલ વગેરેનું સંરક્ષણ ન થયું તો તેનું ગણોતિઆ કામ કઇ રીતે ચાલશે?

**મહેતાજી**--ખરું, માલનું સંરક્ષણ હોયાથી ઉદ્યોગની ચાલ થવાને ઘણું ઠીક પડે છે; વાસ્તે ખેતીની સારી ચાલ થવા સારુ સરકાર તરફથી જે મ્હોટો આશ્રય હોવાનો, તે એવો હોવો જોઇએ કે, જમીનની ખેડ સારી કરવા સારુ, તે ઉપર ખેડુતની સઘળી સત્તા જોઇએ તથા જમીનને વખાણવા જોગ રૂપમાં લાવ્યા થકી જે પ્રાપ્તિ થાય, તે સઘળી જ તેની ને તેમાંહેથી કોઇ કાંઇ લઇ જવાનું નહીં, એવી તેની ખાત્રી થઇ જોઇએ. એ પ્રમાણે સરકારની તરફથી જો બચાવ થાય તો ઠીક.

ખેતીની સારી ચાલ થવા સારુ મુખ્ય ઇલાજ તો એવો છે કે, જેમ કે કોઇ એકનું પોતાના માલ ઉપર ધણીપણું હોય છે, તે વારે તે માલ તેની પાસે રેહે એવું તેનું સંરક્ષણ થાય છે; તે જ પ્રમાણે સરકારે જમીન ખેડનારનો અખ્તિઆર જમીન ઉપર રાખવો તથા ખેડ સારી રીતે થાય, એવી તેને અનુકૂળતા કરી આપવી. બીજું એવું કે, કોઇ જમીનને સારી કરીને વખાણવા જોગ રૂપમાં આણે, તેને જ તે જમીનમાં જે ઉત્પન્ન થાય, તે સઘળું અપાવવું.

ખેતી વિશે બોલવું થયું છે એટલું બસ-હવે પથ્થરના કોયલા વગેરે ખોદીને કાઢીએ છે તે વસ્તુ કાઢવાને ખાણ ખોદવાનો જે ઉદ્યોગ ચાલેલો હોય છે, તે વિશે કંઇ વિચાર કરિએ. તે ઉદ્યોગ ખેતીમાં ગણેલો છે; કારણ કે ખેતીનાં ખટલામાં જેમ ભાડું ઉપજે છે, તેમ તે ઉદ્યોગમાં પણ થાય છે.

પૃથ્વીનું બાહારનું અંગ એ જમીન છે ને તે જેવી સારી નરસી હોય છે, તેવી વધારે ઓછી પેદાયશ થાય છે; તેજ પ્રમાણે પૃથ્વીના અંદરના અંગમાં જે ખાણો લેવી, તે જેવી સારી નરસી નિવડે છે, તે પ્રમાણે તેની પેદાયશ વત્તી ઓછી થાય છે.

કરતાં જે બાકી રેહે છે, તે માંહેથી અર્ધું ખેતીના ખર્ચમાં જાય છે. ત્યારે જો ખેતીમાં ચાર હજાર રૂપિયાની પુંજી નાખી હોય તો તે પુંજી ઉપર દર સેંકડે દસ ટકા પ્રમાણે ચારશે રૂપિયા બચવાના. તે જ નફો એવું સિદ્ધ થાય છે. તે ચારસેં માંહેથી પચાસ રૂપિયા એકઠા કરી મુકયા હોય ને તે તે ખેતરની સારી રીતે ખેડ થાય એવી રીતે તે જ ખેતર ઉપર ખર્ચે તો તેને આવતે વરસે વધારે પાક આવીને વત્તી પેદાયશ થવાની, પણ ભાડું જે આપવાનું તે વધારે આપવું પડનાર નહીં. તે તો કરાર પ્રમાણે આપવું પડશે.

**ગોપાળ**—તે કરારની મુદત પૂરી થઇ રહ્યા પછી જમીનનો ધણી નવો કરાર કરતી વખત જમીન સારી ખેડાણ થયલી જોઇને ભાડું વધારશે નહીં કે?

**મહેતાજી**—હા વધારશે. જમીનની ખેડ થવા સારુ જે કોલ કરાર થાય છે, તે થોડી જ મુદતના હોતા નથી. જમીનની ખેડ કેટલીએક મુદત સુધી કરે ત્યારે તે પાકતી થઇને ખેડાણ કરનારને નફો થાય છે. એ માટે પટો ઘણાં વરસોનો હશે તો જ ખેડુતને ખેડ કરવાની ઉમેદ થશે.

**ગોપાળ**—વારુ, બીજો ઇજારો આપવો તે પેહેલા જ ગણોતિઆને આપે છે કે કોઇ બીજાને આપે છે?

**મહેતાજી**—ઘણું કરીને તો પેહેલા જ ગણોતિઆને આપે છે. કારણ કે તેણે મેહેનત કરીને જમીન સારી કરી તેને વખાણવા જેવા રૂપમાં આણી. તે થોડાં સારુ તેની પાસેથી લઇ લઇને બીજાને આપી તો તે જોઇ ઇજારે લેનારા લોકો જમીન સારી કરવા તરફ છાતીતોડ મેહેનત કરવાના નહીં; તથા ઇજારે લેનારની પાસે જમીન તેવીની તેવી જ રહી તો તેમાં સેવટ જમીનના ધણીને નુકસાન છે. કોઈ ઠેકાણે ઘણી મુદતના પટા કરી આપતા નથી; કોઈ ઠેકાણે એક સાલની તથા કોઈ ઠેકાણે મહિનાની બોલી કરીને જમીન વગેરે ભાડે આપે છે. કોઈ ઠેકાણે ઇજારે લેનારની જોડે એવો કરાર હોય છે કે તેં ફલાણી પડત જમીન ખેડાણ નહીં કરી અથવા બાગમાં નવી વાવણી ન કરી તો ત્હારી પાસેથી જમીન લઈ લીધામાં આવશે–એવાં સાંથણમાં ઇજારે રાખનારનું કલ્યાણ છે. કેમ કે સારી ખેડ કર્યાથી વધારે ઉપજ થવાની આશાએ, ને તેમ જ આળસને લીધે જમીન પડતર રહી તો ઇજારો બીજા કને જવાની બીહીકે તે એક સરખો ઉદ્યોગ કર્યાં જાય છે, એવું કેટલાકનું બોલવું છે. પણ એવા કરારથી એવું થાય છે કે, જમીનનો ધણી ભલો માણસ ન હુઓ તે કંઈક બાહાનું જોઇને પેલા ગણોતિઆને જમીન માંહેથી કાઢી મુકે, ત્યારે તેણે તે જમીન ઉપર આગળની આશાએ જ મેહેનત

કીધી હોય તે તે ફોકટ જાય. ઉદ્યોગ કીધાથી જે કંઇ મળી આવશે, તે આપણી પાસે રેહેશે કે નહીં રેહે, એવી મનમાં શંકા લાવવી એ જ ઉદ્યોગ કરવાને મ્હોટો અટકાવ છે. ધણીની મરજીમાં આવશે ત્યારે તે આપણને જમીન માંહેથી કાઢી મુકશે, એવું ગણોતિઆને લાગવા માંડ્યું, એટલે તે સારી ખેડ કરવા સારુ મેહેનત લેવાનો નહીં.

**ગોપાળ**—થોડી મુદતે જમીન બાહાર ભાડે આપવી નહીં, એવું ચોથા સંવાદને અંતે બોલવું થયું છે. જમીનનો ધણી ભલો માણસ હુઓ તો થોડા કારણ ઉપરથી જમીન લઇ લેવી અથવા કંઇક વધારે પેદાયશ જણાઇ એટલે વધારે ભાડું માગવું એવું તે કરવાનો નહીં; પણ તેની પાછળ તેનો વારસ તેના જેવો ન હુવો ને ક્ષુલ્લક માણસ હુઓ તો તે વિપરીત કરવામાં ચૂકવાનો નહીં. આસામીના માલ વગેરેનું સંરક્ષણ ન થયું તો તેનું ગણોતિઆ કામ કઇ રીતે ચાલશે?

**મહેતાજી**—ખરું, માલનું સંરક્ષણ હોયાથી ઉદ્યોગની ચાલ થવાને ઘણું ઠીક પડે છે; વાસ્તે ખેતીની સારી ચાલ થવા સારુ સરકાર તરફથી જે મ્હોટો આશ્રય હોવાનો, તે એવો હોવો જોઇએ કે, જમીનની ખેડ સારી કરવા સારુ, તે ઉપર ખેડુતની સઘળી સત્તા જોઇએ તથા જમીનને વખાણવા જોગ રૂપમાં લાવ્યા થકી જે પ્રાપ્તિ થાય, તે સઘળી જ તેની ને તેમાંહેથી કોઇ કાંઇ લઇ જવાનું નહીં, એવી તેની ખાત્રી થઇ જોઇએ. એ પ્રમાણે સરકારની તરફથી જો બચાવ થાય તો ઠીક.

ખેતીની સારી ચાલ થવા સારુ મુખ્ય ઇલાજ તો એવો છે કે, જેમ કે કોઇ એકનું પોતાના માલ ઉપર ધણીપણું હોય છે, તે વારે તે માલ તેની પાસે રેહે એવું તેનું સંરક્ષણ થાય છે; તે જ પ્રમાણે સરકારે જમીન ખેડનારનો અખ્તિઆર જમીન ઉપર રાખવો તથા ખેડ સારી રીતે થાય, એવી તેને અનુકૂળતા કરી આપવી. બીજું એવું કે, કોઇ જમીનને સારી કરીને વખાણવા જોગ રૂપમાં આણે, તેને જ તે જમીનમાં જે ઉત્પન્ન થાય, તે સઘળું અપાવવું.

ખેતી વિશે બોલવું થયું છે એટલું બસ—હવે પથ્થરના કોયલા વગેરે ખોદીને કાઢીએ છે તે વસ્તુ કાઢવાને ખાણ ખોદવાનો જે ઉદ્યોગ ચાલેલો હોય છે, તે વિશે કંઇ વિચાર કરિએ. તે ઉદ્યોગ ખેતીમાં ગણેલો છે; કારણ કે ખેતીનાં ખટલામાં જેમ ભાડું ઉપજે છે, તેમ તે ઉદ્યોગમાં પણ થાય છે.

પૃથ્વીનું બાહારનું અંગ એ જમીન છે ને તે જેવી સારી નરસી હોય છે, તેવી વધારે ઓછી પેદાયશ થાય છે; તેજ પ્રમાણે પૃથ્વીના અંદરના અંગમાં જે ખાણો લેવી, તે જેવી સારી નરસી નિવડે છે, તે પ્રમાણે તેની પેદાયશ વત્તી ઓછી થાય છે.

**મ્હેતાજી**—અરે, એમ કેમ કેહે છે. હીરાસરખા ઘણી કીંમતના પદાર્થ પેદા થવાની ખાણો આપણા દેશમાં ગોવળકોંડા પ્રાંતમાં, તથા મારવાડ દેશની ઉત્તર તરફ વગેરે જગાઓમાં છે. તે ખાણો જે જમીનમાં ખોદવાની હોય તે જમીનના ધણી જોડે ઘણું ભારે ભાડું આપવાનો કરાર કરીને તે ખાણો લે છે. લોહોડું વગેરે ધાતુ પેદા થવાનાં ઠેકાણાં કોઇ કોઈ જગે આપણા જંબુ દ્વીપમાં છે.

ખાણ ખોદવાના ઉદ્યોગના પેટામાં માછલાં મારવાનો ઉદ્યોગ કહ્યો છે. એ ઉદ્યોગમાં પુંજી નાખી સતે પેદાશ થાય છે. ઈંગ્લાંડ દેશમાં માછલાં મારવાનાં ઉદ્યોગમાં મ્હોટી પુંજી રોકવામાં આવે છે. ત્યાંહાં તેલ વગેરે ઉત્પન્ન કરવાને મ્હોટાં મ્હોટાં માછલાં તથા લોકોને સારુ ન્હાનાં ન્હાનાં માછલાં મારવામાં આવે છે, એ ઉદ્યોગ સમુદ્રમાં થાય છે. સમુદ્ર કહ્યો એટલે તે કોઇ એકનો માલ છે એમ નથી. માટે ત્યાંહાં એ ઉદ્યોગથકી કોઇને ભાડું મળતું નથી. પણ ગામમાં નદી, ખાબોચિયું, તલાવ વગેરે ઉપર જેઓની સત્તા હોય છે, તેઓને તે તે ઠેકાણે માછલાં મારનારા લોકો ભાડુ આપે છે. આપણા દેશમાં મલબાર, ગોઆ, કોંકણ વગેરે ઠેકાણાંઓમાં માછલાં મારવાનો ધંધો માછી લોક કરે છે, તેઓ પોતાનાં સેંકડો જણાનું પેટિયું તે ધંધા માંહેથી ચલાવીને તે ધંધાને વાસ્તે સરકારને હજારો રૂપિયા ભરે છે; તથા ગોળ એક માછલાંની જાતિ છે તેનો વકરો તે તે ઠેકાણે થઇને તેમાં ભાદ કરીને એક ભાગ છે તેનો તથા બીજાં માછલાંના ભાગોનો હજારો રૂપિયાનો વેપાર ચિન દેશ સુધી ચાલે છે. માછલાં મારવાનાં ઠેકાણાને લગતાં જે ખેતરો તથા ઝાડપાનની જમીનો હોય છે, તેમને ખાતર પૂરવા સારુ કુટો કરીને જે માછલાંઓનો નાખી દેવાનો ભાગ હોય છે, તે ઘણો ઉપયોગી પડે છે.

**ગોપાળ**—માછલાં મારવાનાં ઠેકાણાનું જે ભાડું ઉપજે, તે તે ઠેકાણે જેવાં અને જેટલાં માછલાં હોય તે પ્રમાણે વધારે ઓછું મળતું હશે.

**મહેતાજી**—હા, તે પ્રમાણે તથા માછલાં મારવાને જેવી વધારે ઓછી મેહેનત લાગે છે, તે પ્રમાણે ભાડું હોય છે.

શિલ્પ કર્મથકી જે ઉત્પન્ન થાય છે, તેનો આપણે આગળ વિચાર કીધો જ છે તથા તે બાબતસર જે કંઈ વધારે બોલવાનું છે તે તો વ્યાપાર પ્રકરણ નિકળશે ત્યારે થશે. શિલ્પ તથા વ્યાપાર એઓનો સબંધ ઘણો પાસેનો છે.

**ગોપાળ**—તે પ્રકરણ હવે પછીના પ્રકરણમાં નિકળશે કે?

મહેતાજી—ના, હજી ઉત્પન્ન વિશે ઘણું કહેવું જોઇએ છે. વ્યાપારનો વિચાર કીધાની આગમજ પૈસાનું સ્વરૂપ તથા ઉપયોગ તે શું છે તે સમજવું જોઇએ. તે વગર વ્યાપારનું પ્રકરણ સમજવું, એ ઘણું કઠણ છે.



## ઉત્તરભાગ સંવાદ ૧૫ મો



### ગણોત તથા વ્યાજવટું

**જે કોઈ પોતે પોતાની પુંજીનો વહિવટ ન કરતા હોય તેવું સતે તેમને તે પુંજી થકી જે પેદાએશ થાય છે, તે વિશે, ગણોતે અથવા ભાડે આપેલી જમીનની પેદાએશ-પૈસાનું વ્યાજ, જમીનનું ભાડું તથા પૈસાનું વ્યાજ ઓછું વત્તું થવાનું કારણ-જુદા જુદા દેશના વ્યાજના દર,-સરકારી નોટો-અલાભકારી મજુર એટલે બીજાની પેદાએશ ઉપર પોતાનું ગુજરાન કરનાર લોક.**

ગોપાળ—ખેતી, શિલ્પ, વ્યાપાર, એઓ થકી પેદાશ કેમ થાય છે, તે મ્હને સમજાવા માંડ્યું. પણ વારુ, ઘણાએક લોકો પાસે માલમિલકત હોયા સતે પણ તેઓ ખેતી વગેરે કોઇ પણ ઉદ્યોગ કરતા નથી, ત્યારે તેઓની ગાંઠે જે પુંજી હોય છે, તે પુંજી થકી પેદાશ શી રીતે થાય છે?

મહેતાજી—જેની પાસે ઘણો માલ તથા મિલકત હોય છે, તે તેનો વહિવટ પોતે જાતે જ કરતો નથી; કોઈ વખતે તે તેનો વહિવટ કોઈ બીજાને સોંપે છે. જમીનનો ધણી હોય તો તે જમીન કોઇ આસામીને સાંથે છે; ને તેથી તે જમીનનું જે ભાડું આવે, તે જ તેનું આયપત.

ગોપાળ—જેઓની પાસે સ્થાવર મિલકત છે, તેઓની તેમ વાત કહી, પણ સ્થાવર મિલકત ન હોઇને જેઓની પાસે પૈસો હોય છે, તેમને પુંજીનો વહિવટ કર્યા વગર શી રીતે આયપત આવે છે?

મહેતાજી—હરકોઇ પુંજી ગમે તે હોયની, પણ તેનો વહિવટ કર્યા વગર તે થકી ઉત્પન્ન થવાનું નહીં. જો કે પુંજીદાર આસામી કોઇ ખટલામાં પોતાની પુંજી પોતે જાતે રોકતો નહીં હોય તો, પોતાને કાજે તે રોકવાને તે કોઇ બીજાને કહે છે. તે પોતાના મનમાં એમ કહે છે કે, મજૂર લોકોને પેટિયાં આપવાને અનાજ તથા નજીવી જિનસ

ઉત્પન્ન કરવા સારુ સામાન આપણી પાસે ઘણો છે, પણ મજૂરો રાખવા તથા તેમના કામ થકી જે ઉત્પન્ન થાય, તે માંહેથી પોતાનો નફો કાઢવો, એ એવી મેહેનતની ખટપટ પોતે જાતે જ કરવી, તેના કરતાં એ કોઇ બીજા માણસને સોંપવી તે સારું.

**ગોપાળ**—એ ખટલું જે માણસને સોંપ્યું હોય છે, તેને સારો પગાર આપવો જોઇએ. કારણ કે તેને બીજાની પુંજીનો વહિવટ કરવા તરફ પોતાનો વખત તથા મેહેનત આપવા જોઇએ છે.

**મહેતાજી**—તે કરતાં તેને વધારે સારું આયપત મળે છે, એટલે જે પુંજીનો તે વહિવટ કરે છે તે ઉપર થયલા નફામાંહેથી તેને સારો જ હિસ્સો મળે છે. જેઓની પાસે ઘણી મિલકત હોય છે, તેઓ તેનો વહિવટ કરવાને પોતાની જાતે મેહેનત ન લેતાં તેની આમદાની માંહેથી કેટલોક હિસ્સો રાજી ખુશાથી વહિવટ કરનારાને આપે છે. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, પુંજીનો વહિવટ કરનારો તથા પુંજીનો માલિક એઓ ઘણીક વખતે જુદા જુદા માણસ હોય છે.

**ગોપાળ**—એવા વહિવટ કરનારા ગુમાસ્તા કારભારી મ્હોટી પેઢીવાળાઓ પાસે રહેતા નથી, પણ કોઇ સાધારણ પૈસાદારે ગુમાસ્તો રાખ્યો એવું તો સાંભળ્યામાં આવ્યું નથી.

**મહેતાજી**—કોઈ સાધારણ પૈસાદાર શાસારુ ગુમાસ્તો રાખે? તેની પાસે પુંજી હોશે તો તે તે બીજા માણસને આપશે. તે માણસ પોતાના નફા સારુ ખેતી, શિલ્પ અથવા વ્યાપાર એવા એવા ધંધામાં તે પુંજી લગાડશે તથા તે પુંજીનો વહિવટ કર્યાને પેટે દર સેંકડે આટલું, એવે કરારે તે પુંજીદારને આપશે. એવી રીતના વેહેવારને રૂપિયા પુંજીની ધીરધાર એવું કેહે છે.

**ગોપાળ**—ફક્ત રૂપિયા જ કર્જે આપે છે કે અનાજ વગેરે જે પુંજી, તે પણ કર્જે આપે છે, એ કેમ તે કેહેવું.

**મહેતાજી**—અરે રૂપિયા કર્જે આપ્યા કે પુંજી કર્જે આપી તોએ ફળ સરખું જ. જે કોઇ કર્જે લેનાર હોય તેને હાથે પૈસા આવ્યા, એટલે અનાજ વગેરે સેહેજ તેના હાથમાં આવે છે. જો કર્જે લેનારને જે વસ્તુ જોઇએ તે પૈસાવડે ન મળત તો તે કર્જ શા વાસ્તે કરત. તે જે કર્જે કાઢે છે તેનું કારણ એવું છે કે, કામ કરવા સારુ સામગ્રી, દ્રવ્ય, માલ, મસાલો અથવા શસ્ત્રો હથિયારો જોઇએ, તો તે પૈસાવડે મળે છે. મજૂરોને પેટનેસારુ જે આપવું જોઇએ, તે પૈસાવડે અપાય છે. ખેતીનાં ખટલાંને જે સામાન જોઇએ તે તથા વેપાર

કરવાને જે વેચાઉ સામાન જોઈએ તે પૈસાવડે મળે છે. ઘણું તો શું પણ ફક્ત પૈસો જ પાસે હુઓ, એટલે જોઇએ તે ધંધો કરવાનું અંગમાં જોર આવે છે.

**ગોપાળ**—મ્હને લાગે છે કે, પુંજીદારે દર મહીને અમુક પગાર ઠરાવીને પુંજીની નિગેહારી કરવા સારુ કારભારી રાખ્યો હોય તો તેને પોતાને કંઇ કાળજી રાખવી પડવાની નહીં.

**મહેતાજી**—કારભારી રાખ્યો હોએ તો ઠીક, પણ પોતાની પુંજીની જેવી પોતાને કાળજી, તેવી કારભારીને ક્યાંહાંથી રેહેવાની? કારણ કે કોઇએક આસામીને અવેજ ધીર્યો ને તે પેલા આસામિએ ઘાલ્યો તો તોટો કારભારીને થવાનો નહીં, પણ પુંજીદારને થશે.

**ગોપાળ**—વારુ, કારભારી ન રાખતાં પુંજીનો વહિવટ કરવાનું કોઇને કહ્યું તો જે તોટો થવાનો તે નહીં થાએ એવું થશે કે? પુંજીનો વહિવટદાર ભાગ્યો, એટલે પુંજીનો માલિક એની મેળે ભાગે છે.

**મહેતાજી**—હા, તું કેહે છે તેવી વાત વારે ઘડિએ બને છે. પણ કારભારી રાખ્યો હોય તો જે તોટો થાય તે પુંજીના ધણીને જ થાય છે. સબબ પુંજીનો વહિવટ કરનાર નિમ્યો હોય તો તેવા તોટા ઘણું કરીને થવાના નહીં. કારણ કે વહિવટ કરનારો પોતાના મતલબને સારુ હુશિયાર રહે છે. કેમકે આસામી પાસેનો અવેજ હુબ્યો, એટલે વહિવટદાર તથા ધણી બંને ભાગે છે. કારભારી તથા કારકુન એઓનો તો માત્ર પગાર જ બુડે છે, પણ ધણીનું તો સઘળું નાશ પામે છે.

જે શાહાણા હોય છે, તેઓ સારી જામીની વગર પુંજી કોઇને કર્જે આપતા નથી. જો કર્જે વેપારીને આપવું પડ્યું તો તેની પાસેથી બીજા વેપારીનું અથવા જેઓની પાસે સારી મિલકત હોય તેમનું મતું લે છે. જો સ્થાવર માલના ધણીને અવેજ આપવો પડ્યો તો તે અવેજના પેટામાં તેનો તે માલ પોતાની તરફ લખાવી લે છે. એટલે કરાર પ્રમાણે અવેજ પાછો ન વાળ્યો તો જે માલ ઉપર કર્જ આપ્યું હોય, તે માલ ઉપર કર્જ આપનારની સત્તા થશે, એવો કરાર કરાવી લે છે. એવી રીતે પૈસા ધીરવાના વેહેવારને માલ ગીરવી રાખીને કર્જ આપવું એમ કેહે છે.

**ગોપાળ**—જમીન ગીરવી રાખવી એ ઘણું જ સારું, કે તેને બીહીક જ નહીં. જમીન ગીરવી રાખવી એ ફરતી પુંજીને વાસ્તે સ્થિર પુંજીની જામીની લેવી એવું છે. જે કોઈ વેહેવાર ચલાવવાને કર્જ કરે છે, તેને કર્જનું જે વ્યાજ આપવું, તે કરતાં વ્યવહારમાં વધારે નફો ન થયો તે હુબી જવાનો.

**મહેતાજી**—જે પુંજી કર્જે કાઢવી, તેનું જે વ્યાજ આપવાનું, તે કરતાં તે તે પુંજી ઉપર સરાસરી બમણો નફો થાય છે. ઘણું કરીને દર સેંકડે ૫ રૂપિયા વ્યાજ હોય છે અને વેપારમાં દર સેંકડે સુમારે ૧૦ રૂપિયા પ્રમાણે નફો થાય છે.

**ગોપાળ**—ત્યારે લેણદાર અને દેણદાર અથવા પુંજીનો વહિવટ કરનાર અને પુંજીનો ધણી બંને જણા પુંજી થકી જે નફો થાય છે, તે સરખે ભાગે એટલે એકને અર્ધો અને બીજાને અર્ધો એ રીતે વેંહેંચી લે છે. એકને પુંજીના માલિકપણાને લીધે મળે છે અને બીજાને તે પુંજી થકી વેહેવાર કીધાને લીધે મળે છે.

જમીનનો ધણી પોતાની જમીન ગણોતિઆને ગણોતે સાંપે છે, તે જ પ્રમાણે લેણદારને પોતાનો અવેજ વ્યાજે આપનારો સમજવો. જમીનનો ધણી તથા અવેજનો ધણી એ બંને જણા પોત પોતાની પુંજીનો પોતે જાતે વહિવટ કરતા નથી, પોતાની વતી બીજાને વહિવટ કરવાને કેહે છે. ત્યારે ગણોતિઆ પાસે થકી જે ગણોત આવે છે, તે દેણદાર પાસેથી વ્યાજ આવે છે તેવું જ સમજવું.

**મહેતાજી**—હા, તેમ જ. ગણોતિઆને જમીન સાંપી આપવામાં જે હિત છે, તેવું જ અવેજ કર્જે આપવામાં હિત છે. જો કે ગણોતિઓ ગણોત ન ભરતાં ખેડ કરવાને કંઇ એક મુસારો લઇને જમીનના ધણી પાસે રહ્યો અને જે ઉત્પન્ન થાય તે સઘળું તેને આપવા લાગ્યો તો તેને ખેડની કાળજી વેહેવારે રેહેવાની. તે ઉત્પન્નની જેમ જેમ કીંમત વધશે તેમ તેમ મ્હને વધારે પ્રાપ્તિ થશે એવું તે, તેણે પોતે ખેતર રાખ્યું હોય ને તેના મનમાં આવવા લાગે ત્યારે તેને ખેડ વિશે ઘણી કાળજી રેહેશે. જમીન ભાડે લેવી તથા વ્યાજે કર્જ કાઢવું એમાં આવો તફાવત છે કે, વેપાર અથવા શિલ્પનાં કારખાનાં એઓમાં પુંજી રોકવાને જે કોઇ પુંજી કાઢે છે, તેને વેહેવાર કરવામાં બીજાં કોઇ સાધનની ગરજ પડતી નથી. પુંજી મળી એટલે કામ ચાલે છે. પણ તેવું ખેડુતને થતું નથી. તેણે જમીન ભાડે લીધી, એટલે ખેડ કરવાને તેને બીજી પુંજીની જરૂર પડે છે. તે તેની પાસે હોય તો ઠીક. નહીં તો બીજા પાસેથી કર્જે લેવી પડે છે.

**ગોપાળ**—વળી એક બીજો પણ ફરક છે. જમીનની ખેડ થકી જે ઉત્પન્ન થાય છે તે ગણોતિઓ તથા જમીનનો ધણી એઓ બરાબર ભાગે વેંહેંચી લેતા નથી. ગણોતિઆને વધારે ઉત્પન્ન થાય છે ને તેટલું ધણીને ભાડાવડે થતું નથી. પણ અવેજ લેનાર તથા આપનારને તો બરોબર ભાગે પેદાયશ થાય છે.

**મહેતાજી**—પુંજીનો વહિવટ કરવાના કામમાં જેવું જોખમ હોય છે, તે પ્રમાણે તે પુંજી ઉપર નફો મળવાનો તે મળે છે. એ પ્રમાણે જોતાં જેવું બીજાં ઉત્પન્નોને

જોખમ છે, તેવું જમીનના ભાડાંના ઉત્પન્નને નથી. જો જમીનના વહિવટદારને તોટો આવ્યો, તો તે, તે જમીન ખાઈ જતો નથી; ઘણું જો થયું તો તે તે જમીનનો વહિવટ છોડી દેશે; પણ તો એ તે જમીનનો ધણી પેલા આસામીની માલ મિલકત જપ્ત કરીને પોતાનાં ભાડાનો અવેજ લેશે. વળી એવું છે કે, જેમ જેમ જમીનની ખેડ થવા લાગે છે, તેમ તેમ ઉત્પન્ન વધવા માંડે છે; તેણે કરીને આસામીને નફો વધારે થવા માંડે છે; ને જમીનના ધણીને વધારે ભાડું મળવા લાગે છે. માટે જમીનના ધણીએ પોતાની તે પુંજી ઉપર દર સેંકડે ત્રણ ચાર ટકા, એ પ્રમાણે જે આમદાની આવે, તે લઈને સ્વસ્થ બેસી રેહેવું એ સારું. એક તો થોડું અથવા ઘણું પણ જોખમ ને વળી પુંજી કંઇ સુધરે છે એમ પણ નહીં; માટે એવો જે કર્જે પૈસા આપીને સેંકડે પાંચ ટકા પ્રમાણે વ્યાજ મેળવવાનો ધંધો, તેની લાલચમાં પડવું નહીં.

**ગોપાળ**—ત્યારે એમ કે પુંજી ઉપર દર સેંકડે ત્રણથી તે ચાર સુધી જે આમદાની આવે છે, તેમાં કંઇ બીહીક નહીં, ને તે ઉપર જે મળે તે ભય તથા જોખમનું ઘર.

**મહેતાજી**—ખરે, જમીનના ભાડાને એક તો કંઈ બીહીક નહીં ને તેમાં વળી જમીન સારી થઈ ને આગળ વધારે ભાડું થવાની આશા હોય છે, એવું પૈસાના વ્યાજને વિશે સમજવું નહીં. પણ જો કંઇ ભય ન છતાં પૈસા કર્જે આપ્યા હોય તો તે થકી જે વ્યાજ ઉત્પન્ન થાય છે, તે જમીનના ભાડા કરતાં વધારે છે એમ સમજવું. વળી એ વ્યાજ વિશે કંઇ બીજું કહું છઉં.

કોઈ એવું કેહે છે કે, આગળ વ્યાજનો દર ઘણો મ્હોટો હતો; તે સેંકડો વર્ષ થયાં ઉતરતો ઉતરતો હાલની દશામાં આવ્યો છે.

**ગોપાળ**—એમ કેમ થાય વારુ?

**મહેતાજી**—અરે એમ છે કે, પુંજી ફેરવવી તેમાં થકી વધારે નફો થયો તો વધારે વ્યાજ ઉત્પન્ન થશે ને થોડો થયો તો થોડું વ્યાજ ઉત્પન્ન થશે. એકાદો દેશ સારો આબાદ થવા લાગ્યો ને લોક પુષ્કળ થયા એટલે કનિષ્ટ પ્રતીની જમીનની પણ ખેડ થવા લાગે છે, અનાજ વગેરે મોઘાં થાય છે, મજૂરીનો દર વધે છે, પુંજી ઉપર નફો કમી થવા માંડે છે ને તે પ્રમાણે વ્યાજનો દર ઊતરે છે. કારણ કે, જે કોઈ અવેજ કર્જે લે છે તે, તે અવેજ ઉપર જેવો નફો મળવાની આંશા હશે, તે પ્રમાણે વ્યાજ આપવાની બોલી કરે છે.

એકાએક ઘણી પુંજી વધી તો લોકોને મજૂરીની ઘણી ગરજ પડીને મજૂરીને બદલે જે આપવાનું, તેનો દર વધીને નફો જે થવાનો તે કમી થશે. એ એવું તે પુંજીના માન પ્રમાણે લોકસંખ્યા વધશે, ત્યાંહાં સુધી રેહેશે. બાદ નવી કનિષ્ઠ પ્રતીની

જમીન ખેડાણ કરવી પડશે. તે થકી આગળ મુજબ નફો થવા માંડશે. સારાંશ જેવી મજૂરીની જરુર ઓછી વત્તી હોય છે, તેવું નફામાં તથા વ્યાજમાં અંતર પડે છે. નફો તથા વ્યાજને ઉતારીને એકસરખા કમી દરમાં લાવવાને કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ થવી, એ જ કારણ છે.

કોઇ એવું કેહે છે કે, રોમ શેહેરમાં અગસ્ટસ કરીને એક સાર્વભૌમ થઇ ગયો. તેના સમયમાં ઘણા પરમુલ્કો જિતાયા તથા ત્યાંહાંથી ઘણીક સંપત્તિ આણ્યામાં આવી. તેણે કરીને તે રોમ શેહેરમાં વ્યાજ દર સેંકડે દસ ટકા પ્રમાણે હતું, તે ઉતરીને ચાર ટકા પ્રમાણે થયું. આ આપણા દેશમાં મજૂરી કરનારાઓના માન કરતાં પુંજીનું માન ઘણું જ થોડું, માટે પુંજી ઉપરનો નફો તથા પૈસાનું વ્યાજ એ ઘણાંજ મ્હોટાં હોય છે. દર સેંકડે બાર ટકા પ્રમાણે ઘણાંક વર્ષો સુધી વ્યાજનો દર હતો. કોઇ વખતે કેટલાક વેહેવારમાં દર સેંકડે વીસ, ને ઘણું તો શું પણ ત્રીસ ટકા લેખે વ્યાજ નજરે જોવામાં આવે છે. ચિન દેશમાં તો દર સેંકડે દર મહિને ૭ ટકા પ્રમાણે વ્યાજનો દર હોય છે.

**ગોપાળ**—અમેરિકા ખંડમાં તો મજૂરો ઘણા હોય છે તથા મુસારોએ ઘણો મ્હોટો હોય છે, માટે ત્યાંહાં વ્યાજ કમી હોય છે કે ?

**મહેતાજી**—ના, કારણ કે ત્યાંહાં ખેતીના ખટલામાં નફો ઘણો થાય છે. જે મુલ્કમાં પૂર્તી રીતે વસ્તી નથી થઈ હોતી, ત્યાંહાં જોઇએ તેટલી સુપીક જમીન મળે છે. તેને લીધે કનિષ્ઠ પ્રતીની જમીન કોઈ ખેડાણ કરતું નથી. માટે જ્યાંહાં થોડું ભાડું ઉપજે છે ને ઘણું તો શું પણ ભાડું ઉપજતું જ નથી, ત્યાંહાં ખેતી કરનારને મ્હોટો મુસારો આપવો ઠીક પડે છે, ને એવું છતાં એ તેને મ્હોટો નફો થાય છે. જ્યાંહાં પુંજીનો વહિવટ કર્યો સતે મ્હોટું ઉત્પન્ન થાય છે, ત્યાંહાં અવેજ કર્જે કાઢ્યો સતે તે અવેજનું વ્યાજ ઘણું આપવામાં આવે છે. એવું છે વાસ્તે બીજા દેશો કરતાં અમેરિકા ખંડમાં પુંજી ઘણી જલદી વધી સતે તેનો જ્યાંહાં ત્યાંહાં લાભ થવા જોગી રીતે જલદીથી વહિવટ કરવાને સેહેલ પડે છે. કારણ કે, નવી તથા સુપીક જમીન ખેડાણ કરવાની હોય છે, તેને લીધે તે પુંજીનું એટલે અવેજનું વ્યાજ ઊતરીને ઓછું થતું નથી.

જે દેશમાં પ્રથમથી લોકની વસ્તી પૂર્તી રીતે થઈ હોય છે, ત્યાંહાં વ્યાજ ઓછું હોય તો એમ સમજવું કે ત્યાંહાં લોકો ઘણા છે, પુંજી ઘણી એકઠી થઇ છે,

નાના પ્રતીની જમીનોની ખેડ થાય છે તથા તે જમીનમાં પેદા થયેલી જિનસોની કીંમત મ્હોટી આવે છે, મજૂરીનો દર મ્હોટો છે અને નફો થોડો આવે છે.

**ગોપાળ**—તમારા બોલવા ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, જે કોઈ અવેજ કર્જે લે છે, તે તે અવેજ ઉપર થોડી આમદાની થવાની આશા હોય તો તે અવેજનું વ્યાજ થોડું આપે છે. જો ઘણી મજૂરી આપવી પડી તો તે અવેજ થકી થોડું આયપત થાય છે. અનાજ વગેરે મોઘાં હુઆં એટલે મજૂરી વધે છે, કનિષ્ટ પ્રતીની જમીન ખેડાણ થવા લાગી એટલે અનાજ વગેરેની કીંમત વધે છે. લોકસંખ્યા વધવા લાગી એટલે કનિષ્ઠ પ્રતીની જમીનની ખેડ થવા લાગે છે તથા સંપત્તિ જમવા લાગી ને મજૂરી વધી, એટલે લોકસંખ્યા વધવા લાગે છે.

**મહેતાજી**—હા, સંપત્તિનો જમાવ થયો એટલે, દેશ આબાદ થયો સતે વ્યાજનો દર ઊતરે એવું સિદ્ધ થાય છે.

**ગોપાળ**—મ્હને લાગતું હતું કે વ્યાજનો દર કાયદા કરીને ઠરાવ્યો હોય છે, સબબ તેમાં કંઇ વધારે ઓછું થતું નથી.

**મહેતાજી**—હા, પણ કાયદાથી ઠરેલા વ્યાજ કરતાં કોઈ કોઈ ઠેકાણે ઓછું વ્યાજ હોય છે, ફક્ત સરકાર જ કાયદા કરતાં વધારે વ્યાજ અપાવતી નથી.

**ગોપાળ**—કોઈ કોઇના મત પ્રમાણે તો વ્યાજ લેવું જ નહીં એવું હોય છે. એ એવું કેહેનારા પુંજી તે શું ને તેનો ઉત્પન્ન કરવાનો સ્વભાવ કેવો, એ કંઇ સમજત નહીં હોય. એ જો તેમને સમજાતું હોત તો વ્યાજ લેવું એ અઘટતું, એવું તેઓ બોલત જ નહીં.

**મહેતાજી**—પુંજીનો પ્રકાર વગેરે સમજવું, એ દેશવ્યવહારવ્યવસ્થાથી સમજાય છે. એ શાસ્ત્ર આગળ લોકોને માલુમ ન હતું. એ થોડુંક થયું નિકળ્યું છે, માટે અગાઉના કોઈ લોકોએ વ્યાજ લેવાનો નિષેધ કર્યો છે. તે તેઓ કરે તેમાં શી નવાઈ? પણ ઘટતું વ્યાજ લેવું એ ઠીક છે, એવું અગાઊના ગ્રીક તથા રોમન લોક એમને પણ લાગતું. તે વખતમાં સોલન કરીને એક નીતિકર્તા થઈ ગયો. તેણે વ્યાજનો દર કમી કરીને ઘટતું વ્યાજ દર સેંકડે બાર ટકા પ્રમાણે ઠરાવ્યું હતું. કોઈ કેહે છે કે આપણા આ દેશમાં સુમારે ૩૦૦૦ વર્ષો ઊપર ધર્મશાસ્ત્ર બનાવનારે એવું ઠરાવ્યું કે, દર સેંકડે દર મહિને હડી ટકા પ્રમાણે વ્યાજ લેવું. યૂરોપ ખંડમાં તો ઇસવી સન ૧૫૪૬ માં કાયદા પ્રમાણે વ્યાજ લેવાનું ઠર્યું.

માકફર્સન સાહેબે વ્યાપારના ઇતિહાસ ગ્રંથમાં વ્યાજ લેવું એ અયોગ્ય એ વિશે લખેલું છે. "તે એવું કે, ઈસવી સન ૧૨૫૧ માં એવું થયું કે, વ્યાજ ખાવું એ સારું કામ નહીં એવું કહીને વ્યાજ ખાનારાઓને લોકો ઘણું દુઃખ દેવા લાગ્યા. તેથી તેઓએ ઘણો સંતાપ પામીને વ્યાજનો દર મનસ્વી જ વધાર્યો." સારાંશ, કર્જ આપનારના અવેજને મ્હોટું જોખમ હોય, તો એ દર સેંકડે પાંચ ટકા કરતાં વધારે વ્યાજ લેવું નહીં એવું કેટલાકનું બોલવું છે; પણ બીજી જિનસો ભાડે લે છે, તે વિશે હદ નથી હોતી તો પછી અમુક જ વ્યાજ હોવું જોઈએ, વધારે ન જોઈએ, એવી હદ શા વાસ્તે જોઈએ?

ગોપાળ—વ્યાજ વિશે હદ ન હુઇ ને મનમાં આવે તેમ વ્યાજ લેવું એવી રજા હુઈ તો પછી શાહુકાર લોકોને નોજુવાન, અવિચારી તથા ઊડાઊ એવા એવા લોકોને કર્જ આપવાની મ્હોટી ઊમેદ આવશે.

મહેતાજી—તેવાઓને કર્જ આપવું તે સારો આબરુદાર શાહુકાર આપવાને નહીં; મારવાડી સરખા ધૂતારા હશે, તેઓ જ આપશે. કારણ કે ઊડાઊ દેવાં કરનાર એવાઓ પાસે ઘણું કરીને સારો, ગીરો મુકવા સારુ, માલ નથી હોતો. તેઓ તથા તેવા જ મ્હોટી અડચણમાં આવેલા લોકો મારવાડી જે વ્યાજ માગે છે, તે આપવાની બોલી કરીને કર્જ કરે છે. ત્યારે એવાઓને અવેજ કર્જે આપવો, તે કેવળ જોખમમાં અવેજ નાખવા જેવું છે. એ એવો વેહેવાર મનસ્વી વ્યાજની આશાએ જ મારવાડી લોકો કરે છે. તેઓને લૌકિકની તો ઘણું કરીને ચિંતા જ હોતી નથી. પછી સેવટ તે અવેજ બુડે છે, ઈયાતો ટંટો ફરિઆદ થઈને વસૂલ થાય છે.

પુંજીની પોતે જાતે વહિવટ ન કરતાં તે એક કર્જ લેનારને આપ્યાથી, તે થકી ઊત્પન્ન થાય છે. પણ તે કર્જ લેનાર એવો હોય છે કે, તેને તે પુંજી ઊપર નફો કરી લેવાની ને કાં ઘણું તો તે મુદ્દલ પુંજી પાછી આપવાની પણ આશા નથી હોતી.

ગોપાળ—શું? મુદ્દલ પુંજી પાછી આપવાની પણ આશા નથી હોતી? એવો કર્જ લેનારો તે કયો? એવાને કોણ કર્જ આપશે?

મહેતાજી—એ ચમત્કારિક કર્જ લેનારો બીજો કોઈ નથી, સરકાર જ છે. સરકાર જે અવેજ કર્જે લે છે, તે અવેજ તાબડતોબ ખર્ચાઈ જાય છે ને તે પાછો આવશે, એવી કર્જ આપનારને આશા પણ હોતી નથી. એવું છતાં એ લોકો સરકારને ઓછે વ્યાજે અવેજ ધીરે છે. તેનું કારણ એવું છે કે, સરકાર માંહેથી વ્યાજ બરોબર મુદત થઇ એટલે મળે છે; ને તેવું બીજા લોકો કનેથી મળતું નથી; તથા જો કે

સરકાર અવેજ પાછો આપતી નથી, તોએ તે અવેજ આપણે હાથ બીજે રસ્તે જોઇએ ત્યારે આવે એવી સોઈ હોય છે.

**ગોપાળ**—તે કયો રસ્તો ?

**મહેતાજી**—આપણું તે અવેજનું વ્યાજ લેવાનું જે ધણીપણું, તે જે કોઈ પોતાનો અવેજ સરકારમાં મુકવાને ઇચ્છતો હોય તેને વેચવું; એટલે તે વેચાતું લેનાર પ્રથમ અવેજ કર્જે આપનારને ઠેકાણે થાય છે. એ અવેજ પાછો આપવાનો રસ્તો.

**ગોપાળ**—વારુ, તે ધણીપણું વેચવું તે સરકારને મુદ્દલ આપ્યું હોય તેટલે જ અવેજે વેચાય છે કે કેમ?

**મહેતાજી**—હંમેશાં તેટલે અવેજે વેચાતું નથી. બજારભાવ હોય તે પ્રમાણે કદી વત્તે કદી ઓછે અવેજે વેચાય છે. સરકારને અવેજ કર્જે આપ્યો સતે સરકાર માંહેથી નોટ એટલે ચિઠ્ઠી મળે છે. તે ચિઠ્ઠિને સરકારી નોટ કહે છે. તે નોટ ઊપર પાછળથી વેહેવાર ચાલે છે. નોટ વેચનારા ઘણા હોય ને લેનારા થોડા હોય, એટલે તો નોટ વેચનારને ઓછો નફો મળે છે. જો નોટ લેનારા ઘણા હોય ને વેચનારા થોડા હોય તો વેચનારને ઘણો નફો મળે છે. કમી નફો હોય ત્યારે નોટનો ભાવ ઊતર્યો અને વધારે નફો મળે છે ત્યારે ચઢ્યો એમ કેહે છે.

**ગોપાળ**—સરકાર જે અવેજ કર્જે લે છે, તે ઊપર કંઇ નફો ન થતાં તે ખર્ચાતો હોય તો સરકાર તે અવેજનું લોકોને વ્યાજ કયાંહાંથી આપતી હશે?

**મહેતાજી**—સરકારે રૈયત ઊપર કર બેસાડેલો હોય છે, તેનું વસૂલ આવે છે તે માંહેથી વ્યાજ અપાય છે.

**ગોપાળ**—સરકાર અવેજ કર્જે લે છે, તે ખર્ચાઇ જાય છે ત્યારે તે અવેજ સરકારમાં રેહેતો નથી એવું થાય છે ત્યારે કર્જે આપનારના હાથમાં નોટ એટલે કાગળનો કટકો રહે છે; તેજ તે અવેજ કે? ને તેટલા ઊપર તે ખુશી રેહે છે?

**મહેતાજી**—તેના હાથમાંહેથી તે અવેજ ગયો તો જાઓ, પણ વરસને છેડે ઠરેલું વ્યાજ તેને પદરે પડે છે. તે તેનું જાણે વર્ષાસન જ સમજવું. સરકારમાંથી મુદ્દલ અવેજ પાછો મળે ત્યાંહાં સુધી તે અવેજના ધણીને વ્યાજ પોહોંચ્યા કરે છે, તેથી એવો અવેજ આપનારને તોટો થતો નથી. તે અવેજ સરકારે ખર્ચ્યાંને લીધે દેશને તોટો થાય છે. સરકારી જે નોટ એને જ અવેજ સમજવી. કેમ કે તે ચિઠ્ઠી વેચાઈ શકાય છે; તે ઊપરથી વેહેવાર થઈ શકે છે તથા તેનું આયપત આવે છે, ને ઘણું તો શું, પણ સંપત્તિવાળાના સરખાં જ નોટના ધણીને ઊપભોગ બની આવે છે.

**ગોપાળ**—દેશ માંહેની સંપત્તિનો સરકાર ખર્ચ કરવા લાગી તો દેશ આબાદ કયાંહાંથી થશે ?

**મહેતાજી**—આબાદ થશે નહીં, એ ખરું. પણ કેટલેક પ્રસંગે ખર્ચ કરવો પડે છે. કોઈ ઠેકાણે લડાઈ કરવી પડી એટલે મ્હોટો ખર્ચ આવી પડે છે; ત્યારે મ્હોટું કર્જ કાઢવું પડે છે. તે અવેજ લોકો ઉપર કર બેસાડીને ઉભો કરે, પણ તે તે જ વખતે બની શકતું નથી. લોકો પાસેથી જે અવેજ કાઢયો તે ફેડાયો નહીં, એટલે તે એકઠો થઇને જાણે કે બધા દેશ ઉપર કર્જ થાય છે તથા નોટના ધણીને વ્યાજ આપવા સારુ ઉત્પન્ન થવા માટે લોકો ઉપર જે કર બેસાડવામાં આવે છે, તેણે કરીને તે કર્જ દેશ ઉપર જેવો કે એક બોજ હોય તેવું થાય છે.

**ગોપાળ**—સરકાર કર્જનો દેશ ઉપર બોજો થાય છે, ત્યારે તે નોટના ધણી ઉપર પણ હશે જ તો; કારણ કે તેઓ કંઈ દેશ બહાર હોતા નથી.

**મહેતાજી**—તે ભાર નોટના ધણી ઉપર હોતો નથી, પણ દેશ ઉપર એટલે નોટના ધણીને વ્યાજ આપવાને કાજે જે લોકો પાસેથી સરકારનો કર વસૂલ થાય છે, તે લોકો ઉપર હોય છે. એ પ્રકરણ વળી આગળ ચાલતાં કોઈ ઠેકાણે નિકળશે; હાલ તો એટલું જ બસ. વારુ, પણ જેઓ પોતાની પુંજીનો પોતે જાતે વહિવટ કરતા નથી, તેમને તે પુંજી થકી કેમ ઉત્પન્ન થાય છે; એ તને સારી પેઠે સમજાયું કે નહીં ?

**ગોપાળ**—હા, તેઓ તે પુંજીનો વહિવટ બીજાને સોંપે છે. જો તે પુંજી જમીન હોય છે, તો વહિવટ કરનાર ભાડું આપે છે ને પૈસો હોય તો વ્યાજ આપે છે. એ જ પુંજીના ધણીનું આયપત.

**મહેતાજી**—સારું કહ્યું, પૈસો એટલે ફકત ધાતુથી બનેલું દ્રવ્ય જ સમજવું નહીં. જમીન, વેચાણ માલ, કચ્ચી જિનસ, અથવા તૈઆર કરેલી વસ્તુ એ સઘળા પૈસા શબ્દમાં ગણાય છે એવું પાછળ કહ્યું હતું ને હાલ પણ કહું છઊં કે, પૈસાનું સ્વરૂપ તથા ઊપયોગ સમજ્યા વગર આ પ્રકરણ સારું સમજાવાનું નહીં.

લોકો પોતપોતાની પુંજીથી કઈ કઈ રીતે ઉત્પન્ન કરી લે છે, તે સઘળા પ્રકારનો વિચાર થયો. હવે બીજાના ઉત્પન્ન ઉપર પેટ ભરનારા લોકો કયા તથા કેવા, તેનો માત્ર વિચાર કરવો રહ્યો.

**ગોપાળ**—તે લોક કયા હશે? મજૂર લોક કહિએ તો તેઓ પોતાના ધણીના ઉત્પન્ન માંહેથી પોતાના પેટને સારુ ગુસારો લે છે. પણ તેઓ તો ધણીને ઉત્પન્ન કરી આપે છે.

**મહેતાજી**—તેઓને ઉત્પન્ન કરનાર મજૂર અથવા લાભકારી મજૂર કહેવાય છે. તેઓ જેવું પોતનું પેટ બીજાની પુંજી ઉપર ભરે છે, તેમ તેઓ તે પુંજીદારની મેહેનત કરે છે; મારું બોલવું બીજાની પુંજી ઉપર પેટ ભરનારાઓ વિશે નથી, પણ બીજાના ઉત્પન્ન ઉપર પેટ ભરનારાઓ વિશે છે. એઓ પણ મેહેનત કરનાર મજૂરો હોય છે; પણ એઓ મેહેનત થકી કંઇ ઉત્પન્ન ન થતાં, એઓ પોતાના ધણીનું ઉત્પન્ન માત્ર ખાય છે. એવાઓની મેહેનત દેશ સંપત્તિ વધારવા સારુ ઉપયોગી પડતી નથી; સબબ એમને અલાભકારી મજૂર કહેવામાં ચિંતા નહીં.

**ગોપાળ**—ત્યારે ઘરમાં જે ચાકર રાખવા, તેઓ તો અલાભકારી મજૂર નહીં હોય?

**મહેતાજી**—તેઓ જ. તે તેઓની ચાકરીનો ફક્ત ધણીને જ ઉપયોગ. તેઓ થકી દેશની સંપત્તિ વધતી નથી. લાભકારી મજૂરો જે કામ કરે છે, તે થકી જે દ્રવ્ય ઉત્પન્ન થાય છે, તે માંહેથી તેઓને મુસારો અપાય છે. લાભકારી મજૂરોએ કામ કરીને જે તૈયાર કર્યું હોય, તે એકઠું કરીને મુકી અથવા બીજી જિનસોને બદલે અપાઇ શકાય છે. એવું કંઇ ઘરમાંહેના ચાકરો થકી બનતું નથી. તેઓ ઘરધણીની ચાકરી માત્ર કરે છે, તેની સંપત્તિ વધે એવું કંઈ કરતા નથી. સંપત્તિ વધવી એક કોરે રહીને બીજાએ જે ઉત્પન્ન કર્યું હોય તે માંહેથી તેમના પેટને સારુ આપવું પડે છે.

**ગોપાળ**—લાભકારી તથા અલાભકારી એવા મજૂરોના બે જુદા પ્રકાર છે ખરા, તે માંહેથી લાભકારિઓ થકી સંપત્તિ વધે છે, અને અલાભકારિઓ થકી ધણીને ઉલટો ખર્ચ થાય છે. કોઇ મિસ્તરી પોતાના કારખાનામાં જેમ વધારે માણસો લગાડશે તેમ તેનું કામ વધારે થઇને, વધારે ઉત્પન્ન થશે. પણ ઘેર જેટલા વધારે ચાકર રાખશે, તેમ તેને વધારે ખર્ચ થઇને તે ગરીબ બનશે.

**મહેતાજી**—સુથારોને જે પગાર આપવો પડે છે, તે કારખાનામાં જે પુંજી નાખી હોય છે તે માંહેથી અપાય છે; ને ઘરના ચાકરને જે પગાર આપવો, તે તે પુંજી થકી જે ઉત્પન્ન થાય છે, તે માંહેથી અપાય છે. સબબ તેને વધારે સુથારો રાખ્યાથી વધારે પેદાશ થશે તથા વધારે ચાકર રાખ્યાથી વધારે ખર્ચ થશે. ફ્રેંકિલન સાહેબ કરીને એક ગ્રંથકર્ત્તા થઇ ગયો, તેણે એ બાબતસર એવું લખ્યું છે, કે "જમીન અને પાણી એઓના યોગવડે મેહેનત કરિએ, ત્યારે સંપત્તિનાં મૂળ બીજ મળી આવે છે. જો કોઇએક પાસે જમીન હોય ને તે જમીનમાં અનાજ પકવીને, તેણે કંઇએક કામ ન કરનારું એવાં કુટુંબનાં માણસોને પોસ્યાં તો તે અનાજનો ખર્ચ થશે તથા વર્ષ પૂરું થતે મ્હોટો માતબર થવાનો નહીં, પણ વર્ષ બેસતાં જ જેવો હતો તેવોનો

તેવા જ રહેવાનો. તેઓને જેવું ખાવાને આપે, તેવું જ તેમને હાથે કામ લે એટલે, કોઇને સૂતર કાંતવાને, કોઇને લાકડાં કાપવાને, કોઇને લાકડાં કરવતીવડે વેહેરીને પાટિઆં પાડવાને તથા કોઇને બાંધકામને સારુ ઈંટો કરવાનું કેહેશે તો તેના અનાજની કીંમત ઉભી રહીને તેની પાસે રેહેશે તથા વર્ષ પૂરું થતે તે કુટુંબનાં સઘળાં માણસોને પેહેરવાને સારાં વસ્ત્ર તથા રહેવાને સારી વગ એમ થશે. જે માણસને ખાવાનું આપીને ઈંટ કરવાનું કામ કેહેવાનું, તે તેને ન કહેતાં શેઠને ખુશ કરવા સારુ સારંગી વજાડવાનું કહ્યું તો તે જે ધાન્ય ખાશે તે ફોકટ ગયું એમ થશે. કારણ કે તેના વજાડવાથી કુટુંબની સંપત્તિ વધવાની નહીં ને તે સારંગી વગાડનારના યોગથી તે શેઠ ગરીબ થવાનો. તે સિવાયનાં, બીજાં કુટુંબનાં માણસો વધારે કામ કરશે અથવા ઓછું ખાશે તો તે વગાડનારના યોગથી થએલો તોટો જતો રેહેશે.

**ગોપાળ**—તે સારંગી વગાડનારો ઘરમાંહેનો માણસ ન હોય, ને વગાડવાના કામ જેટલું કંઇ આપવું કબૂલ કરીને તેને બોલાવી આણ્યો હોય તો શેઠને તોટો થવાનો નહીં.

**મહેતાજી**—નાના તેમ નહીં. અલાભકારી મજૂરો ફક્ત ઘરમાંહેના ચાકરો જ હોતા નથી; તમાસો કરનાર, ગાનાર, રામજનીઓ વગેરે બીજાની મેહેનતના આયપત ઊપર પેટ ભરનારાં તે સઘળાંઓને અલાભકારી મજૂર સમજવાં.

**ગોપાળ**—તે લોકો નાચ, તમાશા વગેરે ન કરતાં સારો ઊપયોગી ધંધો કરતા હોત તો ઘણું સારું થાત; પણ સારો ધંધો તેમની પાસે કરાવવાને કોણ જુલમ કરે?

**મહેતાજી**—ખરું. પણ ઘરમાંહેના ચાકરો અલાભકારી સતે, તેમની ચાકરીની ઘરઘણીને ઘણી ગરજ હોય છે. તેઓના યોગથી લાભકારી મજૂરને મ્હોટી ઊપયોગી મેહેનત કરવાને ઠીક પડે છે. ચાકર ન હોય તો ઘણીને હાથેથી ઘણું કામ થવાનું નહીં. ઘરઘણી જ, પોતાનું ઘરબાર ઝાડવું, રસોઇ કરવી વગેરે સઘળું કામ પોતે જ કરવા લાગ્યો ને તેની પાસે મ્હોટાં પુંજીનાં કામો હુઆં તો તે મ્હોટાં કામ પોતાને સારુ કરવાને અથવા લોકોને ઊપયોગી પડવા સરખું કંઇ કરવાને તેને ઘણો થોડો અવકાશ મળશે.

**ગોપાળ**—ઊદ્યોગની વેંહેંચણ કર્યાથી જે લાભ થાય છે, તેઓના જેવા જ લાભ ઘરકામ કરવા સારુ ચાકર રાખ્યાથી થાય છે.

**મહેતાજી**—અલાભકારી મજૂરોમાં મ્હોટી મ્હોટી પદવીના પણ લોકો હોય છે. સમજ્યો. લોકોને ધર્મનો ઉપદેશ કરનારા, વૈદ્યો, સિપાઇ, રાજ્યાધિકારી તથા ઈનસાફદાર વગેરે જેઓ લોકોને ઉપયોગી પડનારા, તે સઘળા અલાભકારી મજૂરો છે.

ગોપાળ—ખરું કે? એવા મ્હોટા આબરુદાર લોકોને મજૂરોની સંજ્ઞા છે. એ મ્હેં આજ જ સાંભળ્યું. હશે, પણ મજૂરીનો અર્થ ઉદ્યોગ થતો હોય અને તે ઉદ્યોગ થકી જો કે ઉત્પન્ન થતું ન હોય, તથાપિ તે થકી જેટલું લોકોનું સારું થાય છે તેટલું કેટલાક લાભકારી મજૂરો થકી થતું નહીં હોય. ઇન્સાફદાર સત્યથી ઇન્સાફ કરવા લાગ્યો, વૈદ્ય કાળજી રાખીને લોકોને સારું કરવા લાગ્યો, ને તેમ જ ધર્મોપદેશક આસ્થાથી લોકોને ધર્મ-નીતિ માર્ગ શીખવવા લાગ્યો તો તે થકી લોકોને જેવો લાભ થશે, તેવા લાભ મિઠાઇવાળા, અત્તર વગેરે સુગંધી વસાણાં વેચનારા સરૈઆ, અથવા બીજો કોઈ લાભકારી મજૂર એઓ થકી થવાના નહીં.

મહેતાજી—ખરું. માલનું રક્ષણ થયું સતે ઉદ્યોગની ઉઠાવણી થાય છે ને તે રક્ષણ થવું ઇન્સાફદારને હાથ છે. સબબ જે થકી ઉત્પન્ન થાય છે એવા ઉદ્યોગને પ્રવૃત્ત કરવાને ઇન્સાફ એ એક જરૂરનું સાધન છે. કાનુન, કાયદા કરનારા, ઇન્સાફ કરનારા, કોટવાલ, એઓ જરૂર જોઇએ. એઓના ઉદ્યોગ થકી જિનસો ઉત્પન્ન થાય છે એવું દિસતું નથી; તો પણ તે જિનસો ઉત્પન્ન કરવાને જેવી કે ખેતી કામ કરનારની અથવા શિલ્પ કામ કરનારની મેહેનતની જરૂર છે, તેવી જ ઇન્સાફ કરનાર વગેરેના ઉદ્યોગની જરૂર છે. એ રીતે નાના પ્રકારના ઉદ્યોગ, પદાર્થ ઉત્પન્ન કરવા સારુ જોઇએ છે. તેઓ તરેહ તરેહના ઉદ્યોગ નથી, પણ એક જ ઉદ્યોગની જુદી જુદી રીતે વેંહેંચણ થએલી છે.



## ઉત્તરભાગ સંવાદ ૧૯ મો

### પૈસા વિશે

**વેચાતું લેવા દેવાનું પૈસો સાધન છે-નાણા પાડવાં-પૈસો કીંમત ઠરાવવામાં ઉપયોગી પડે છે-મૂલનો નિર્ણય કરવા સારુ પૈસો પ્રમાણ છે-સોના રૂપાના સદામૂલમાં વધઘટ થયેથી વસ્તુના ભાવમાં ફરક પડે છે-દેખાવા જોગું સસ્તાપણું તથા ખરું સસ્તાપણું-પૈસાનો ભાવ વત્તો ઓછો થયો સતે કહોને કહોને નુકસાન થાય છે-નાણા વેપારને સારુ પરમુલ્કે મોકલવાં-જુદા જુદા દેશોમાં સોના રૂપાનું સમસમાન ચલણ.**

મહેતાજી—પાછલા સંવાદમાં પૈસા કર્જે આપે છે, તે થકી જે વ્યાજ ઉપજે છે, તે વિશે બોલવું થયું. હવે પૈસાનો કેવો તથા શો ઉપયોગ હોય છે, તે વિશે વિચાર

પડે છે; એટલે અમુક વસ્તુના અમુક માનને સારુ અમુક ધાતુ અમુક વજનનો આપવો. જેમકે પાંચ શેર ઘીને માટે એક રૂપિઓ આપવો. એ પ્રમાણે નાણાના યોગવડે વેહેવાર સારી રીતે ચાલે છે.

નાણાનું ચલણ નિકળ્યાની આગમજ લોકોને પોતાના માલની કીંમત ઠરાવવાને મ્હોટી અડચણ પડતી. વાસ્તે સઘળાની સમજુતીથી હંમેશના ખપના પદાર્થોની કીંમત ઠરાવીને તે કીંમત, જે પદાર્થ લેવા દેવાનો હોય તેની કીંમત, એવું સમજીને વેહેવાર કરતા. એજ પ્રમાણે બીજા દેશોના અસલ ગ્રંથમાં મળી આવે છે. ફલાણાની સંપત્તિ આટલાં ઢોરની તથા મેઢાંના ટોળાં જેટલી, એમ આગળ કેહેતા; તે હજારની અથવા લાખની આસામી એમ બોલતા નહીં. કોઈ એકની પાસે ઢોર હોય તે જ તેની સંપત્તિ એમ સમજતા. મનુસ્મૃતિમાં આઠ પ્રકારના વિવાહ એટલે લગ્નો કહ્યાં છે. તેમાં કન્યાનો બાપ વરપાંસેથી બે અથવા ચાર ગાયો લઇને તે કન્યા તેને આપે છે, તે આર્ષ વિવાહ. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે હાલમાં જે વહેવાર કોઇ પૈસા લઇને કરતા હશે, તે આગળ ઢોર વગેરે લઇને કરતાં. હજી પણ કોઇ કોઇ ઠેકાણે એવું છે કે, અમુક કપડાની કીંમત આટલા ઘોડા જેટલી. જે દેશ સારા સુધરેલા છે, ત્યાંહાં કોઇ એકની જે પુંજી હોય, તે અમુક સંખ્યા દ્રવ્ય જેટલી છે એમ કહેછે. તેની વીસ હજારની પુંજી છે એ ઉપરથી એમ સમજવું કે તેની કને જોકે વીસ રૂપિયા રોકડા નહીં હોય, તોય તેની જમીન અથવા માલ વેચ્યો સતે ૨૦૦૦૦ રૂપિઆ ઊત્પન્ન થશે.

ગોપાળ—વારુ, કોઇ એક દેશમાં કોઇ વેપારી સોનું લઇ ગયો તો તેનો વકરો શી રીતે થાય છે ? તે સોનાને બદલે કંઈઆપ્યું જોઇએ, એવું જે કંઇ આપવાનું તે સોનું જ નહીં હોય, તથા કોઇ દેશમાં તો સોનું મુળગું જ હોતું નથી.

મહેતાજી—અરે જે દેશમાં સોનાનો વેપારી સોનું લઇને જાય છે, તે દેશમાં તે સોનાના મૂલ્ય કરતાં બીજા પદાર્થો વધારે મલ્યા નહીં તો તે તે દેશમાં સોનું લઇ શું કરવા જશે? તે વેપારીને સોનાને બદલે સોનું જ મલ્યું નહીં તો બીજા પદાર્થો એટલા વધારે મળે છે કે, તેને વેપારમાં જે નફો થવાનો, તે નફો થઇને તેને નોર પણ છૂટે છે. ઘણું તો શું પણ ૯૦ અથવા ૯૫ નું સોનું હોય તો તેને ૧૦૦ રૂપિયાની જિનસો મળે છે. સોના રૂપાને બદલે તેને ઉનનાં કપડાં, છરી, ચાકુ, કાતર વગેરે લોહોડાની જિનસો, ગળી, એવા એવા પદાર્થો મળે છે.

ગોપાળ—ત્યારે કેટલાક લોક જેમ સોનાવડે કંઈ માલ ઉપજાવે છે, તેમ જ વેચાઉ માલવડે સોનું પણ ઉત્પન્ન કરે છે.

**મહેતાજી**—અરે જે સોનાને બદલે માલ આપે છે, તે સોનાનું નાણું થયું નથી હોતું. સબબ તે વેહેવારને વેચાણ કેહેવું નહીં. તે કેવળ સાટું છે.

**ગોપાળ**—ખાણમાં જે સોનું ઉત્પન્ન થવાનું, તે કરતાં તે ઓછું થવા લાગ્યું, ને તેને લીધે તેની કીંમત થઈ તો તેની કીંમત વધવાની; તથા સોનાને બદલે અગાઉના કરતાં સારે માલ વધારે આપવો પડવાનો.

**મહેતાજી**—હા, સોનાનાં લગડાંની કીંમત સોનું ઉત્પન્ન કરવાને જે ખર્ચ બેઠલો હોય છે તે પ્રમાણે હોય છે. તેવી જ બીજી જિનસો પેદા કરવાનાં ખર્ચ પ્રમાણે તેની કીંમત હોય છે. સોનું ખાણમાંહેથી કાઢીને વેચવા જેવી સ્થિતિમાં આણવા સારુ જે મેહેનત પડે છે, તથા જ્યાંહાં વેચાએ ત્યાંહાં લઈ જવાને જે મેહેનત પડે છે, તે સઘળા ઉદ્યોગ કરવા તેનું જ નામ સોનું પેદા કરવું. સોનાનું બદલા મૂલ તો સોનાનો જેવો ખપ તથા ભરતી હોય તે પ્રમાણે વત્તું, ઓછું થાય છે; સોનાને સાટે જે માલ આપવાનો તે કરતાં વત્તો કે ઓછો માલ આપવો પડયો, એટલે સમજવું કે સોનાના સાટાંમૂલમાં તફાવત પડ્યો. જેમ બીજી જિનસોનું મૂલ પૈસાવડે ઠરે છે, તેમ સોના રૂપાનું મૂલ ઠરવાને સોનુંરૂપું જ પ્રમાણ થતું નથી.

**ગોપાળ**—બીજી જિનસોનું મૂલ સોનારૂપાથી ઠરે છે, ત્યારે સોનારૂપાના સાટામૂલમાં વધઘટ થયાથી તે જિનસોના મૂલમાં પણ ચઢ ઉતર થતી હશે.

**મહેતાજી**—હા, જિનસોનું અમુક જ મૂલ હોવું જોઇએ, એવો કેવળ નિશ્ચય સોના રૂપા વડે જ થતો નથી; કારણ કે સોનું રૂપું પુષ્કળ થયા ને તેનો ભાવ ઉતર્યો તો તેને સાટે જે માલ આપવાનો, તે ઓછો આપવામાં આવે છે; એટલે એવું થાય છે કે, સોના રૂપાનું મૂલ ઉતરયું તો માલનું સાટામૂલ ઊતરતું નથી. તે ઊલટું ચઢીને માલ મોંઘો થાય છે. પૈસાની કમતી થયાને લીધે પૈસાનો ભાવ ચઢયો તો તેને બદલે વધારે માલ આપવો પડે છે; એટલે એવું થાય છે કે, માલની કીંમત ઊતરીને માલ સસ્તો થાય છે.

**ગોપાળ**—કોઈ એક જિનસની કમતી થયાને લીધે તેનું બદલા મૂલ વધે છે. એટલે તેની જે અસલની કીંમત તે કરતાં વધારે કીંમત આપવી પડે છે. એ ઊપરથી જોતાં સોના રૂપાની કમતી થયાને લીધે એવું થવાનું કે, અગાઊ જેટલા માલને બદલે જે સોનું રૂપું મળતું હતું, તેટલા જ માલને સાટે સોનું રૂપું ઓછું મળવા માંડશે. એટલે એક ફેરો અનાજે જે પૈસા આવતા હતા, તે કરતાં ઓછા પૈસા આવવા લાગશે, એટલે કે અનાજ સસ્તું થશે. અરે બહુ મૂલ્ય ધાતુઓની કમતી થયાને લીધે એકલું અનાજ જ શું, પણ લુગડાં વાસણ વગેરે સઘળું સોઘું થવાનું.

પડે છે; એટલે અમુક વસ્તુના અમુક માનને સારુ અમુક ધાતુ અમુક વજનનો આપવો. જેમકે પાંચ શેર ઘીને માટે એક રૂપિઓ આપવો. એ પ્રમાણે નાણાના યોગવડે વેહેવાર સારી રીતે ચાલે છે.

નાણાનું ચલણ નિકળ્યાની આગમજ લોકોને પોતાના માલની કીંમત ઠરાવવાને મ્હોટી અડચણ પડતી. વાસ્તે સઘળાની સમજુતીથી હંમેશના ખપના પદાર્થોની કીંમત ઠરાવીને તે કીંમત, જે પદાર્થ લેવા દેવાનો હોય તેની કીંમત, એવું સમજીને વેહેવાર કરતા. એજ પ્રમાણે બીજા દેશોના અસલ ગ્રંથમાં મળી આવે છે. ફલાણાની સંપત્તિ આટલાં ઢોરની તથા મેઢાંના ટોળાં જેટલી, એમ આગળ કેહેતા; તે હજારની અથવા લાખની આસામી એમ બોલતા નહીં. કોઈ એકની પાસે ઢોર હોય તે જ તેની સંપત્તિ એમ સમજતા. મનુસ્મૃતિમાં આઠ પ્રકારના વિવાહ એટલે લગ્નો કહ્યાં છે. તેમાં કન્યાનો બાપ વરપાસેથી બે અથવા ચાર ગાયો લઇને તે કન્યા તેને આપે છે, તે આર્ષ વિવાહ. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે હાલમાં જે વહેવાર કોઇ પૈસા લઇને કરતા હશે, તે આગળ ઢોર વગેરે લઇને કરતાં. હજી પણ કોઇ કોઇ ઠેકાણે એવું છે કે, અમુક કપડાની કીંમત આટલા ઘોડા જેટલી. જે દેશ સારા સુધરેલા છે, ત્યાંહાં કોઇ એકની જે પુંજી હોય, તે અમુક સંખ્યા દ્રવ્ય જેટલી છે એમ કહેછે. તેની વીસ હજારની પુંજી છે એ ઉપરથી એમ સમજવું કે તેની કને જોકે વીસ રૂપિયા રોકડા નહીં હોય, તોય તેની જમીન અથવા માલ વેચ્યો સતે ૨૦૦૦૦ રૂપિઆ ઊત્પન્ન થશે.

**ગોપાળ**—વારુ, કોઇ એક દેશમાં કોઇ વેપારી સોનું લઇ ગયો તો તેનો વકરો શી રીતે થાય છે ? તે સોનાને બદલે કંઈઆપ્યું જોઇએ, એવું જે કંઇ આપવાનું તે સોનું જ નહીં હોય, તથા કોઇ દેશમાં તો સોનું મુળગું જ હોતું નથી.

**મહેતાજી**—અરે જે દેશમાં સોનાનો વેપારી સોનું લઇને જાય છે, તે દેશમાં તે સોનાના મૂલ કરતાં બીજા પદાર્થો વધારે મલ્યા નહીં તો તે તે દેશમાં સોનું લઇ શું કરવા જશે? તે વેપારીને સોનાને બદલે સોનું જ મલ્યું નહીં તો બીજા પદાર્થો એટલા વધારે મળે છે કે, તેને વેપારમાં જે નફો થવાનો, તે નફો થઇને તેને નોર પણ છૂટે છે. ઘણું તો શું પણ ૯૦ અથવા ૯૫ નું સોનું હોય તો તેને ૧૦૦ રૂપિયાની જિનસો મળે છે. સોના રૂપાને બદલે તેને ઊનનાં કપડાં, છરી, ચાકુ, કાતર વગેરે લોહોડાની જિનસો, ગળી, એવા એવા પદાર્થો મળે છે.

**ગોપાળ**—ત્યારે કેટલાક લોક જેમ સોનાવડે કંઈ માલ ઉપજાવે છે, તેમ જ વેચાઉ માલવડે સોનું પણ ઉત્પન્ન કરે છે.

**મહેતાજી**—અરે જે સોનાને બદલે માલ આપે છે, તે સોનાનું નાણું થયું નથી હોતું. સબબ તે વેહેવારને વેચાણ કેહેવું નહીં. તે કેવળ સાટું છે.

**ગોપાળ**—ખાણુમાં જે સોનું ઉત્પન્ન થવાનું, તે કરતાં તે ઓછું થવા લાગ્યું, ને તેને લીધે તેની કીંમત થઈ તો તેની કીંમત વધવાની; તથા સોનાને બદલે અગાઉના કરતાં ત્યારે માલ વધારે આપવો પડવાનો.

**મહેતાજી**—હા, સોનાનાં લગડાંની કીંમત સોનું ઉત્પન્ન કરવાને જે ખર્ચ બેઠેલો હોય છે તે પ્રમાણે હોય છે. તેવી જ બીજી જિનસો પેદા કરવાનાં ખર્ચ પ્રમાણે તેની કીંમત હોય છે. સોનું ખાણમાંહેથી કાઢીને વેચવા જેવી સ્થિતિમાં આણવા સારુ જે મેહેનત પડે છે, તથા જ્યાંહાં વેચાએ ત્યાંહાં લઈ જવાને જે મેહેનત પડે છે, તે સઘળા ઉદ્યોગ કરવા તેનું જ નામ સોનું પેદા કરવું. સોનાનું બદલા મૂલ તો સોનાનો જેવો ખપ તથા ભરતી હોય તે પ્રમાણે વત્તું, ઓછું થાય છે; સોનાને સાટે જે માલ આપવાનો તે કરતાં વત્તો કે ઓછો માલ આપવો પડ્યો, એટલે સમજવું કે સોનાના સાટાંમૂલમાં તફાવત પડ્યો. જેમ બીજી જિનસોનું મૂલ પૈસાવડે ઠરે છે, તેમ સોના રૂપાનું મૂલ ઠરવાને સોનુંરૂપું જ પ્રમાણ થતું નથી.

**ગોપાળ**—બીજી જિનસોનું મૂલ સોનારૂપાથી ઠરે છે, ત્યારે સોનારૂપાના સાટા-મૂલમાં વધઘટ થયાથી તે જિનસોના મૂલમાં પણ ચઢ ઉતર થતી હશે.

**મહેતાજી**—હા, જિનસોનું અમુક જ મૂલ હોવું જોઇએ, એવો કેવળ નિશ્ચય સોના રૂપા વડે જ થતો નથી; કારણ કે સોનું રૂપું પુષ્કળ થયા ને તેનો ભાવ ઉતર્યો તો તેને સાટે જે માલ આપવાનો, તે ઓછો આપવામાં આવે છે; એટલે એવું થાય છે કે, સોના રૂપાનું મૂલ ઉતર્યું તો માલનું સાટામૂલ ઊતરતું નથી. તે ઊલટું ચઢીને માલ મોંઘો થાય છે. પૈસાની કમતી થયાને લીધે પૈસાનો ભાવ ચઢયો તો તેને બદલે વધારે માલ આપવો પડે છે; એટલે એવું થાય છે કે, માલની કીંમત ઊતરીને માલ સસ્તો થાય છે.

**ગોપાળ**—કોઈ એક જિનસની કમતી થયાને લીધે તેનું બદલા મૂલ વધે છે. એટલે તેની જે અસલની કીંમત તે કરતાં વધારે કીંમત આપવી પડે છે. એ ઊપરથી જોતાં સોના રૂપાની કમતી થયાને લીધે એવું થવાનું કે, અગાઊ જેટલા માલને બદલે જે સોનું રૂપું મળતું હતું, તેટલા જ માલને સાટે સોનું રૂપું ઓછું મળવા માંડશે. એટલે એક ફરો અનાજે જે પૈસા આવતો હતો, તે કરતાં ઓછા પૈસા આવવા લાગશે, એટલે કે અનાજ સસ્તું થશે. અરે બહુ મૂલ્ય ધાતુઓની કમતી થયાને લીધે એકલું અનાજ જ શું, પણ લુગડાં વાસણ વગેરે સઘળું સોઘું થવાનું.

છે, ને કોઇ ઠેકાણે ચઢેલો હોય છે. સારાંશ જે પ્રમાણમાં કદી જ ફરક પડે નહીં, એવું કંઈ પ્રમાણ હોયા વગર કીંમતનો બરોબર ઠરાવ થવાનો નહીં.

**મહેતાજી**—વારુ, જો પૈસાનો ભાવ દર સેંકડે ૨૫ ટકા ઉતર્યો હોય અને કાપડ બનાવવાના કામમાં કોઈ સારી યુક્તિ નજર આવ્યાને લીધે એક તાકો તૈયાર કરવાને ચાર રૂપિયા બેસવાના તેના ત્રણ રૂપિયા બેસવા લાગે તો, કાપડ શી કીંમતે વેચાશે?

**ગોપાળ**—તેની જે મૂળ કીંમત ચાર રૂપિયા, તે જ કીંમતે તે વેચાશે. પણ જો કે તે કીંમતે તે વેચાયું તો પણ તેને સસ્તું જ સમજવું. કારણ કે જેવો પૈસાનો ભાવ ઉતર્યો, તેવો તે કાપડ તૈયાર કરવાનો ખર્ચ પણ ઓછો થયો.

**મહેતાજી**—ખરું, વારુ જો પૈસાની કમતી થઇ અને એકાદિ જિનસ ઉત્પન્ન કરવાને જે ખર્ચ લાગવાનો તે પણ ઓછો થયો, તો એવું થશે કે તે જિનસ આપ-વામાં જ સસ્તી નહીં થાય પણ ખરેખરી સસ્તી થશે.

**ગોપાળ**—તેવું થયું તો કાપડની કીંમત જે ચાર રૂપિયા હતી, તે ઉતરીને બે રૂપિયા થશે.

**મહેતાજી**—તેવામાં કાપડનો જેટલો ખપ થવાનો, તે કરતાં કાપડની વધારે ભરતી થઇને તેને લીધે કાપડ બનાવનારા કાપડ બનાવવાને જે ખર્ચ બેઠેલો, તે કરતાં તે ઓછી કીંમતે વેચવા લાગ્યા તો તે કાપડની કીમત ઘણીજ ઉતરશે. બલકે એક રૂપિયે તાકો મળશે.

આ આવા કારણો ઉપરથી કીમત ઊતરે છે, પણ પદાર્થ ઉત્પન્ન કરવાને જે ખર્ચ બેસવાનો, તે કમી બેઠાને લીધે જે કીમત ઉતરે છે, તેમાં માત્ર ફાયદાની વાત છે. પૈસાનો ભાવ ઉતર્યાને લીધે કીમત ઉતરે છે, તે અમસ્તું દેખાયતું સસ્તાપણું સમજવું. જેટલી ભરતી જોઇએ તેના કરતાં વધારે ભરતી થયાને લીધે કીમત ઊતરીને જે સસ્તાઇ થાય છે, તેમાં તો ગેર ફાયદો જ જાણવો. તેણે કરીને લોકોની ખરાબી થાય છે અને ધંધાને પણ ધોકો પોહોંચે છે.

**ગોપાળ**—તમારા બોલવા ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, પૈસાની ભરાભરી થાઓ અથવા કમતી થાઓ, પણ લોકોમાં પૈસો વત્તો ઘટતો થતો નથી.

**મહેતાજી**—એમ કેમ કહે છે? પૈસાના ભાવમાં એકા એકી ફરક પડયો તો તે સઘળા લોકોને પુગે છે ને કેટલાકને તો એવો ધોકો બેસે છે કે તેઓ કદી જ સુધરતા નથી.

**ગોપાળ**—નુકસાન એમાં શું કેહેવું? આસામી પોતાનું ધાસ, ધણીને વેચો ઇઆ બીજા કોઇને વેચો, પણ બજાર ભાવ જે વખત પડયો, તે વખત તેને નુકસાન થયા વગર રેહેવાનું નહીં.

**મહેતાજી**—ખરું, જો પૈસાનો ભાવ બમણો ચઢયો તો ભાડાના અવેજવડે જે જિનસ મળવાની, તે બમણી મળવા લાગશે. સો રૂપિયાવડે બસેં રૂપિયાની જિનસ મળશે. એ ઉપરથી જોતાં ભાડું દેખાયામાં તો જેમનું તેમ જ હશે; પણ વાસ્તવિક જોતાં બમણું વધશે. તે ફોકટ આસામી પાસેથી કાઢીને ધણીને ભરણામાં આપવામાં આવશે.

**ગોપાળ**—એ એવું જે આસામીને નુકસાન થાય છે, તે તે જમીનનો નવો કરાર થયો સતે બંધ થવાનું.

**મહેતાજી**—ખરું, પણ આસામીને પેહેલા કરાર માંહેલાં જેટલાં વરસ ભરવાનાં હશે, તેટલાં વરસ તો તેને નુકસાન થયાં જ જશે. એમાં કાનૂન કાયદાથી કંઈ ઉલટું થયું એવું નહીં, પણ માલનું જે રક્ષણ થયું જોઈએ, તેમાં ખુલ્લી રીતે અંતર પડ્યો. અરે માલનું રક્ષણ થવું એ જ સંપત્તિ ઉત્પન્ન કરવાનું તથા ભેગી કરવાનું કારણ છે. મેહેનત કીધી સતે આપણને તેનું ફળ મળી આવશે, એવી આશાએ કરીને મેહેનત કરવી, એવું આપણા મનમાં આવે છે; પણ તે કરતાંએ આપણા માલનું રક્ષણ થશે, એ ઉપરથી મેહેનત કરવાને વધારે ઉમેદ થાય છે.

**ગોપાળ**—વારુ, પણ પૈસાની ભરાભરી થયાને લીધે પૈસાનો ભાવ ઉતરયો હોય તો, તેમ કહો છો તેથી ઉલટો પરિણામ થાશે; આસામીનું તો ભલું, પણ ધણીનું નુકસાન થવાનું. કારણ કે પૈસાની કમતીને વખતે જે ભાડું ઉત્પન્ન થતું, તેટલું ઉત્પન્ન થવાનું નહીં.

**મહેતાજી**—નહીં જ થવાનું તો એમાં શું કેહેવું. પૈસાના ભાવમાં વધઘટ થયા સતે, અલાભકારી કરીને જે પાછળ મજૂરો કહ્યા, તેમને પણ થોડું ઘણું નુકસાન થાય છે. તે માંહેથી જેમનો મુસારો બાંધેલો હોય છે, તે મુસારામાં તો લાભકારી મજૂરોના મુસારામાં જેવું અંતર પડે છે, તેવું અંતર પડતું નથી. એવો મુસારો તો જેઓ વહાણ, લશ્કરી ખાતામાં નોકરો હોય છે, તેમનો તથા વૈદું, ઇનસાફ, ધર્મોપદેશ વગેરે રોજગાર કરનારાઓનો હોય છે. એઓ સિવાય જેઓનો બાંધેલો મુસારો નથી હોતો, એવા જે અલાભકારી મજૂરો, તેઓનું પૈસાનો ભાવ ઉતર્યો અથવા ચઢયો સતે માઠું અથવા સારું થાય છે.

**ગોપાળ**—લોકોનું કહેવું ઘણું કરીને એવું હોય છે કે, જાસક દ્રવ્ય થયું એટલે નાના પ્રકારના ઉદ્યોગ, તથા વેપાર કરવાની લોકોમાં પ્રવૃત્તિ થાય છે. એ કહેવું ખરું હોવું જોઇએ. કારણ કે અમેરિકાખંડમાં સોનાની ખાણો જડી, ત્યારથી યૂરોપખંડની ચઢતી કળા થઇ, ને તેની અગાઉ યૂરોપખંડ વિપત્તિમાં તથા અજ્ઞાનમાં ગરક થઇ ગયો હતો.

**મહેતાજી**—યૂરોપખંડમાં ઉદ્યોગનો ઉદય થવાને તું કહે છે તે એક કારણ છે ખરું. અમેરિકાખંડ આગળ માલમ ન હતો. તેનો શોધ લાગતાં જ જેવો કે એક નવો લોક જ જડી આવ્યો, એવું યૂરોપખંડના લોકોને લાગીને જંગલીપણું અજ્ઞાન-રૂપી ઉંધ માંહેથી જાગીને તેઓ ધંધે લાગ્યા. પણ જો કે અમેરિકાખંડમાં સોનાની ખાણો જડી ન હોત તો પણ યૂરોપખંડમાં વેપાર ધંધો બંધ પડ્યો ન હોત. કારણ કે જો સોનું અમેરિકાખંડમાં ન મળ્યું હોત, તોએ મ્હોટો વેપાર ચલાવવા જેવાં ખાંડ, કાફી, ગળી, તંમાકુ, કેટલીએક ઓષધી વગેરે જાસક સંપત્તિ મળી આવે છે. તેણે કરીને યૂરોપખંડમાં સુખ તથા સમૃદ્ધિ થઇ છે. ફક્ત સોનારૂપાથી જ માણસની ઉદ્યોગ તરફ પ્રવૃત્તિ થતી નથી.

અરે યૂરોપખંડમાં ઉત્તમ પ્રકારે કરીને ખેડકામ થાય છે. અકુંઠિતપણે વેપાર ચાલે છે; તથા નાના પ્રકારનાં ઉત્કૃષ્ટ શિલ્પ કળા કૌશલ્યો છે, એ સઘળું શું અમુલ્ય ધાતુની સમૃદ્ધિએ કર્યું? એવા લાભકારક પરિણામ ત્યાહાંના લોકોમાં આગળ નહીં હતા, તેનું કારણ દ્રવ્યની કમતી, એ ન હતું. સમજ્યો. કોઇ કહે છે કે નાણું પરમુલ્કે વેપાર સારુ લઇ જવું નહીં, જિનસો જ સાટું કરવાને લઇ જવી. પણ એવું બોલવું એ ઠીક નથી, એવું આડમસ્મિથ સાહેબના મત પ્રમાણે છે.

**ગોપાળ**—કોઇએક દેશમાં નાણું જાસક થયું, અને પરમુલ્કે વેપાર સારુ લઈ જવાની મનાઈ હોય તો, તો તે ગાળીને તેની કમતી કરવી.

**મહેતાજી**—નાણું ગાળીને કમતી કરવાની મનાઇ હોય તો, તે નાણું તેમજ રહેશે, અથવા તેનું ચલણ વધારે થશે, એટલે નાણાનો ભાવ એની મેળે ઉતરશે.

હાલ ઈંગ્લાંડ દેશમાં નાણું બહાર લઇ જવાની મનાઇ નથી. તેથી તે વેપારને સારી અનુકૂળતા થઈ છે. નાણાં ઘણાં એકઠાં થઇને તેમનો ભાવ ઉતરવા લાગ્યો, એટલે કે વેચાઉ જિનસોની કીંમત વધવા લાગી. એટલે ત્યાંહાંના વેપારી નાણું પર-મુલ્કમાં જિનસો ખરીદ કરવાને લઇ જાય છે; અને અહીંઆં કીંમત ચઢી એમ જોઇને પરમુલ્કના વેપારી ત્યાંહાંનો માલ અહીંયાં મોકલી દે છે ને અહીંયાં જે જિનસો મોંઘી મળવાની તે ન લેતાં, સસ્તી થયલી જિનસ એટલે નાણું બદલામાં લે છે.

**ગોપાળ**—ત્યારે ખરેખર જોતાં તેઓ વકરો કરે છે, ખરીદી કરતા નથી.

**મહેતાજી**—હા, એ પ્રકારે વધારે થએલું નાણું પરમુલ્કે જાય છે. પછી આગળ વેપાર થવા માંડ્યો, એટલે નાણાનો ભાવ ચઢે છે: ને જિનસોનો ભાવ ઉતરે છે, ત્યારે પરમુલ્કના વેપારી લોકો પોતાની પાસેના માલને બદલે નાણું ન લેતાં અહિઆંની સસ્તી થએલી જિનસો લે છે, તેથી નાણું વેપારને સારુ પરમુલ્કે મોકલવામાં પણ કંઈ ભય નથી.

યૂરોપખંડમાં સ્પેન તથા પોર્તુગાલ કરીને દેશો છે, ત્યાંહાં પણ પરમુલ્કમાં નાણું વેપારને અર્થે લઈ જવાની મનાઈ થઈ હતી. તે પ્રમાણે જ જો ચાલ્યું હોત તો તે દેશમાં, અમેરિકામાંહેથી આણેલું જે સોનું રૂપું, તેનો ત્રાંબુ સીસું એઓ કરતાં કંઈ વધારે ઉપયોગ થયો ન હોત.

વારુ, નાણાની કમતી થયાને લીધે જિનસો ખરીદ કરવાનું ગામમાં કોઇને સામર્થ્ય રહ્યું નહીં. તેણે કરીને જિનસોનો ભાવ ઉતર્યો તો કેમ અને શું થશે ?

**ગોપાળ**—તો પારકા મુલ્કના વેપારી આવીને અહિંઆંનો માલ ખરીદ કરશે અને તેને બદલે માલ ન આપતાં નાણું આપશે. તેઓ ખરીદી માત્ર કરશે. પણ અહિંઆંનો બજાર ભાવ પડેલો જોઇને વકરો કરવાના નહીં.

**મહેતાજી**—સારું ઠીક જવાબ આપ્યો. એ પ્રકારે સઘળા સુધરેલા દેશોમાં સોના રૂપાનો ફેલાવો થાય છે. જ્યાંહાં કમતી પડી કે ત્યાંહાં સઘળે ઠેકાણેથી સંપત્તિનો પ્રવાહ ચાલે છે અને સારી ભરતી થઈ એટલે તે પ્રવાહ પાછો હઠે છે. એ બહુમૂલ્ય ધાતુઓનો યથાનુક્રમે પ્રસાર થાય છે. અને તેમના મૂલમાં ફરક ન પડે, ને તેઓ હંમેશાં એક સરખા રહે એવું વલણ હોય છે. તેથી બીજી વસ્તુઓનું મૂલ ઠરાવવાને ઘણું કરીને એ જ અમૂલ્ય ધાતુઓને પ્રમાણ દાખલ માન્યા છે. પૈસો બીજી વસ્તુઓ વેચાતી આપવા લેવાનું એક સાધન છે. તે વસ્તુઓના મૂલમાં જેવું અંતર પડે છે, તેવું પૈસાના મૂલમાં અંતર પડતું હોત તો મૂલનો નિર્ણય કરવા બાબત પૈસાની કોઇએ જ યોજના કરી ન હોત.

## ઉત્તરભાગ સંવાદ ૧૭ મો

### પૈસા વિશે (ચાલુ)

**સોના રૂપાનો ભાવ ઉતરતો આવ્યાનો પ્રકાર–નાણામાં હીણું નાખ્યાથી તેનું મૂલ ઓછું થાય છે–સરકારી તથા શાહુકારી પેઢિઓ–કાગળના પૈસા–કાગળનાં નાણાંને બદલે સરકારને જોઈએ ત્યારે ધાતુ રૂપ પૈસા ન આપ્યા થકી થનારાં પરિણામ–પૈસો તથા તેની સાહ્યતાથી બીજી વસ્તુઓનો થનારો જે ફેલાવો–તે બંનેનો પરસ્પર સંબધ વગેરે કહ્યાં છે.**

**ગોપાળ**—કાલના સંવાદ ઉપરથી એવી કલ્પના સિદ્ધ થાય છે કે, એક દેશમાં નાણાની ભરાભરી થઇને તેનો ભાવ ઉતરતો ન હોય, તો પણ તેવું સઘળે ઠેકાણે થવાનું નહીં. કારણ કે કીંમતી ધાતુઓને ખાણમાંહેથી કાઢે છે. તે માંહેના કેટલાક ભાગનાં ઘરેણાં વાસણ વગેરે બને છે. પણ ઘણા ખરા ભાગનું ટંકશાળમાં નાણું પડે છે. ત્યારે એવી જે નાણાની ભરતી થતી જાય છે, તેથી નાણાનો ભાવ સઘળે ઠેકાણે ઉતરેલો રેહેશે.

**મહેતાજી**—નાણાની ભરતી થઈ સતે નાણાનો ભાવ ઉતરનાર નહીં. કારણ કે જેવી ભરતી હોય છે તેવો ખપ થાય છે. જમીન માંહેથી વેહેવાર ઉપયોગી વસ્તુઓ જેવી જેવી વધારે ઉત્પન્ન થતી જાય છે, તેવા તેવા અમૂલ્ય ધાતુઓ પણ થતા જાય છે. તે વસ્તુઓનો જેવો વેહેવાર થાય છે, તે જ પ્રમાણે નાણાનો વેહેવાર થાય છે. વાસ્તે એવો વિચાર કરવો કે, વસ્તુઓ કેટલી અને તે વસ્તુ જે નાણાં લેવાની તે નાણું કેટલું, એ પ્રમાણે જોતાં નાણાંની પૃથ્વી ઉપર ભરાભરી થઇને તેનો ભાવ ઉતરતો રેહેશે, એવું સિદ્ધ થતું નથી.

એક ફરો અનાજની કીંમત એક રૂપિયો હોય, અને દર વરસે જેમ એક હજાર ફરા અનાજ જમીન માંહેથી પેદા થવા લાગ્યું, તેમ જ હજાર રૂપિયા ખાણમાંહેથી નિકળવા લાગ્યા તો તે અનાજની કીંમત જેમની તેમ જ રેહેશે અને જો કે નાણાની ભરતી થતી ગઈ તોય તેનો ભાવ ઉતરવાનો નહીં.

**ગોપાળ**—મહારાજ, હજાર ફરા અનાજનો લોકોમાં ખપ થયો એટલે થયું. પછી પાછળથી જે હજાર રૂપિયા ખાણમાંહેથી નિકળશે તે તો તેમ જ રેહેશે.

**મહેતાજી**—અરે, હજાર ફરા અનાજ ખાનારા જે લોકો, તેઓમાંહેથી ઘણાક જણ આવતે વરસે હજાર ફરા કરતાં વધારે અનાજ ઉત્પન્ન કરશે.

**ગોપાળ**—એ ઉપરથી એવું સિદ્ધ થાયછે કે, ખેડ કામ, શિલ્પ કામ એઓનું ઉત્પન્ન, ધાતુની ખાણો કરતાં વધારે.

**મહેતાજી**—ધાતુની ખાણ માંહેથી જે દરવરસે ઉત્પન્ન થાય છે, તે શિલ્પ કામ કરવાને તથા જમીનનું જે વધારે ઉત્પન્ન થાયછે તે ખરીદ કરવાને પૂરું પડશે, તો નાણાનો ભાવ તથા વસ્તુની કીંમત જેમની તેમ જ રહેશે. જો ખાણમાંહેથી સોનું રૂપું કમી નિકળ્યું તો માલની કીંમત ઉતરશે. જો વધારે નિકળ્યું તો ચઢશે. સારાંશ નાણાંની વધતી ઘટતી છત ઉપર માલની કીંમતના ફેરફારનું થવું છે.

અમેરીકા ખંડમાં સોના રૂપાની ખાણોની શોધ લાગ્યાની અગાઉ નાણાનું સાટા મૂલ વધારે હતું. પૈસાની આગળ કીમત કેટલી હતી અને હાલ કેટલી છે, તે પાછળના જમાનાના રાજા કેટલાં દ્રવ્યવડે લાખો ફોજ રાખતા, તે ઉપરથી જોવું. ઈરાનદેશનો ક્રૂઝ રૂકિઝસ બાદશાહ થઇ ગયો. તેનો તે દેશ માતબર તથા ઘણો મ્હોટો છતાંએ તેમાં જ જે તે ત્રણ કરોડ રૂપિયા ઉત્પન્ન થતા અને તેનું જે મ્હોટું જોરાવર સૈન્ય, ને તેવાં જ લઢાઇનાં વાહાણો, એટલાં બધાંનો તે તેટલાં ઉત્પન્નવડે નિર્વાહ થતો.

**ગોપાળ**—એટલે એમ જ કે હાલ જે કામ જેટલે નાણે થાય છે, તે કામને આગળ તેટલાં નાણાં નહીં બેસતાં હોય. ત્યારે નાણાની કીંમત મ્હોટી હતી એવું સિદ્ધ થાય છે. એવી મ્હોટી કીંમત છતાં પણ રોમન લોકોએ, ડોલડિમાકને ખ્યાલી ખુશાલીમાં ઘણું જ નાણું અવળું કીધું, એવું તેઓના ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે.

**મહેતાજી**—તે વખતે નાણાની કીંમત બીજા દેશોમાં પણ મ્હોટી હશે. રોમન લોકોને તો નાણું મ્હોટી કીંમતનું એમ લાગતું નહીં. કારણ કે તેઓએ તે પરસેવો ઉતારીને મેળવ્યું ન હોતું. જે જે મુલ્ક તેમણે લીધા, તે તે સઘળા લૂંટીને ત્યાંહાંથી સોનું રૂપું લાવ્યા. તે તો હશે, પણ નાણાં વધારે થયાં એટલે નાણાંનો ભાવ ઉતરે છે એવું કહ્યું, પણ ભાવ ઉતરવાને બીજાં કારણો છે. એક તો એવું કે જે નાણાં પાડે છે તેનો ધાતુ સારો ચોખો નથી હોતો, તેમાં કંઇ ભેલ હોય છે. અસલની અકબરશાહી મોહોરો, સુરતી રૂપિયા, ચોખ્ખા સોના રૂપાના વજનમાં બરોબર થતા. તેવી બીજા સિક્કાની મોહોરો તથા રૂપિયા ન થતા. કેટલાએક દેશના રાજા નાણાં પડાવતી વખતે સારા ચોખા ધાતુમાં ખામુખા ભેલ કરાવે છે. તેણે કરીને નાણું કમી છતે વધારે ગણ-વામાં આવે છે. કેટલાક રાજાઓએ લોકોની પાસેથી, સારો અવેજ લઇને તે એવા નાણાંવડે વાળ્યો. એ એમ કરવું, એને કપટ સમજવું. એવાં નાણાંના ચલણ થકી, ઘણીએક માઠી વારતાઓ નિપજે છે. એક તો રૈયતને નુકસાન થાય છે ને નાણાના

ભાવમાં અંતર પડે છે. આ રૂપિયા આટલા વધારે, પેલા આટલા ઓછા, એવી ગડબડ થાય છે ને જિનસોનો ભાવ વધે છે. એ પ્રમાણે ઈ૦ સ૦ ૧૩૫૧માં ઈગ્લાંડ દેશમાં ત્રીજો એડવર્ડ કરીને એક રાજા થઈ ગયો, તેણે નાણાં પડાવ્યાં હતાં. તે હશે, પણ હાલ થોડુંક થયું તો કાગળોનું ચલણ નિકળ્યું છે.

**ગોપાળ**—શું કહો છો? કાગળના રૂપિયા થયા કે? એવા રૂપિયાની શી કીંમત આવવાની વારુ.

**મહેતાજી**—કાગળની કીંમત જો કહિએ તો તે તો ઘણી જ થોડી, ઘણું તો શું પણ કંઈ જ નહીં. એવું સતે ધાતુનાં નાણાંવડે જે વેહેવાર થવાનો, તે વેહેવાર કાગળનાં નાણાંવડે થવા લાગ્યો, એ જ ચમત્કાર. વસ્તુને બદલે બીજી વસ્તુ આપવી એટલે સાટાં વેહેવાર કરવામાં ઘણી અડચણો પડવા લાગી. તે દૂર કરવાને પૈસાનું ચલણ થયું. કોઈ કોઈએકને કંઈ વસ્તુ આપે છે તે તે વસ્તુના જે પૈસા લે છે, તે એવા ભરોંસાથી લે છે કે, મ્હને જે વસ્તુ જોઇએ તે તે પૈસાવડે મળશે; તેને તે વસ્તુ તે પૈસાના મૂલ જેટલી મળી એટલે થયું. પછી તે પૈસો ગમે તેનો કાં નથી હોતો? તે તરફ તે જોનાર નહીં.

**ગોપાળ**—જિનસ વેચાતી લેવાનું મૂળ પૈસાને જ છે. તે કાગળને આવતું નથી. કાગળનો કટકો લઇને તેને બદલે કોઇ કંઇ જિનસ આપનાર નહીં.

**મહેતાજી**—વારુ, તને એક કાગળના કટકા ઉપર લખી આપ્યું કે તું જ્યારે માગશે ત્યારે તને હજાર રૂપિયા મળશે, તો તે કાગળનો કટકો તને એક હજાર રૂપિયાને ઠેકાણે થશે કે કેમ?

**ગોપાળ**—તે તેવું તમે લખી આપો તો થાય. કારણ કે તમારે વિશે મ્હારી ખાતરી છે. પણ કોઈ વગર ઓળખીતાએ લખી આપ્યું તો તેવું થનાર નહીં.

**મહેતાજી**—વારુ, એવો જ હજાર રૂપિયા આપવાનો એક કાગળનો કટકો તને કોઈ મ્હોટા પ્રસિદ્ધ શાહુકાર પાસેથી મળ્યો તો તું લેશે કે નહીં?

**ગોપાળ**—તે શાહુકારની મ્હને પતીજ પડ્યાથી હું લઇશ.

**મહેતાજી**—ખરું, માતબર આબરુદાર સાહુકારોની લોકોને પતીજ પડીને તેઓ તે શાહુકારોની ભાગમાં કાઢેલી પેઢીને કબૂલતી ચિઠ્ઠી (જેઓને બ્યાંકનોટ કરીને કહે છે,) તે નાણાંને ઠેકાણે લે છે.

**ગોપાળ**—ત્યારે, અમુક અવેજ માગ્યો સતે આપવામાં આવશે, એવું જે ચિઠ્ઠીમાં કબૂલ કરીને લખી આપ્યું હોય છે, તે જ બ્યાંકનોટ?

**મહેતાજી**—ખરું, એવી જ નોટો લોકો વેહેવારમાં નાણાંને ઠેકાણે ચલાવે છે. તે નોટો જે પેઢીની હોય છે, તે પેઢીની તે નોટો ઉપર ખૂણુ હોય છે. તેથી તે નોટ તે પેઢીમાં દેખાડી સતે તે પેઢીમાંહેથી તે નોટનો અવેજ મળે છે.

**ગોપાળ**—નોટની એટલે કાગળના પૈસાની યુક્તિ કાઢી, તે ઘણી સારી. એમાં ઘણો થોડો ખર્ચ બેસે છે. એવી યુક્તિ તો જેવી એક સોનાની ખાણ જ જડી. ઘણું તો શું, પણ સોનાની ખાણ કરતાં પણ વધારે. કારણ કે એમાં ઉત્પન્ન વિશે કંઇ જ ધોકો નહીં તથા ખર્ચ તો ઘણો જ થોડો.

**મહેતાજી**—હા, ધાતુનાં નાણાને ઠેકાણે કાગળનાં નાણાં ચાલૂ કરવાં, એમાં ઘણા સારાની વાત છે. એકાદા દેશમાં વીસ કરોડનું નાણું છે, તેના દર સેંકડે દર વરસે આઠ ટકા પ્રમાણે એક કરોડ ને સાઠ લાખ રૂપિયા ઉત્પન્ન થાય છે. એ એટલા રૂપિયા પેઢીમાં ન વહિવાટતાં બીજા ઉદ્યોગમાં ફેરવ્યા હોય તો એટલું જ ઉત્પન્ન થવાનું. પરંતુ પુંજી બીજાં ખટલાંમાં નાંખ્યાથી નુકસાન થશે. પુંજીને, અગ્નિની બીહીક, પાણીની બીહીક તથા વહાણ બુડ્યા વગેરેનું જોખમ છે. એવાં કારણોને લીધે જે તોટા થાય, તે પૂરા કરવાને દર વરસે પુંજીમાં પુરવણી નાંખી જોઇએ. સબબ સોનાનાં નાણાં વહેવારમાં ચાલૂ રાખવાં, એમાં ખર્ચનું ઘર છે.

**ગોપાળ**—એ એવી કાગળના પૈસા ચલાવવાની યુક્તિ લોકોને આગળ કેમ નહીં સૂઝી? એ યુક્તિ ત્યારે શું થોડાં વરસની છે?

**મહેતાજી**—પુરાતન ઇતિહાસમાં એ યુક્તિ કોઇ પણ ઠેકાણે નજરે આવતી નથી. પણ કાર્થિજીનિયન્ કરીને જે અસલના વખતમાં લોકો થઈ ગયા, તેઓ છાપેલાં ચામડાં નાણાંને ઠેકાણે ચલાવતા હતા. તે લોકોએ ધાતુનાં નાણાં પણ પાડ્યાં હતાં. તે નાણાની કીંમત છાપેલા ચામડાના કટકા ઉપરથી સમજાતી. હાલ જેવો કાગળનો કટકો એટલે નોટ હોય છે, તે પ્રમાણે સો, હજાર વગેરે રૂપિયા એમ તે કાગળના કટકા ઉપરથી સમજ્યામાં આવે છે.

**ગોપાળ**—આગળ કાગળ બનાવવાની યુક્તિ માલમ ન હતી, ત્યારે, સાહેબ લોકોમાં લખવું કરવું ચામડાં ઉપર થતું. એવાં જ પાતળાં સાફ ચામડાં લઇને, આટલા આટલા રૂપિયા લેવાના, એવી છાપ તે કાગળપર બેસાડતા હશે.

**મહેતાજી**—તે બાબતસર બરોબર શોધ લાગ્યો નથી અને તે વગર કંઇ અટકયું રહે છે, એમ પણ નથી. વાસ્તે હશે, તે ગમે તેમ હો, પણ કાગળનાં નાણાંની

પેઢીઓ ઇંગ્લાંડમાં ચાલૂ થઈ અને થોડુંક થયું આ દેશમાં મુંબઈ સરખાં શહેરોમાં પણ ચાલૂ થઈ છે. ત્યાંહાં હજારો રૂપિયાની ઉથલ પાથલ થાય છે. મુંબઈ બ્યાંક એ પણ એક તેવી પેઢી છે.

**ગોપાળ**—એ પેઢિઓની નોટો મુંબઈ ઇલાકામાં પૂના, નગર, સુરત, અમદાવાદ વગેરે સઘળે ઠેકાણે ચાલે છે કે એકલી મુંબઈ શેહેરમાં જ ચાલે છે?

**મ્હેતાજી**—જેવી મુંબઈ શેહેરમાં કંઈ પણ ખટકા વિના ચાલે છે, તેવી તેઓ સઘળે ઠેકાણે ચાલતી નથી. કારણ કે બાહાર જીલ્લામાં મ્હોટા શાહુકાર મુંબઈના શાહુકારો સાથે વેહેવાર કરનારા, તેમ જ સાહેબ લોકો સાથે વેહેવાર કરનારાં પણ એઓ સિવાય ગરીબ ગુરબાં લોકોને નોટનો વેહેવાર શો માલુમ; તેથી જિનસ લેવા દેવાનું કામ પ્રાંતોમાં ઘણું ખરું નાણાંવડે જ ચાલે છે.

**ગોપાળ**—મહારાજ, આપ કહોછો કે નાણાંને અગ્નિ, પાણી વગેરેનું ભય. ત્યારે કાગળનાં નાણાંને તેવું ભય નથી શું? કારણ કે નોટ બળી ગઈ, કોઇએ ચોરી લીધી અથવા કોઈ ઠેકાણે પડી ગઈ, એટલે તે અવેજ નોટના ધણીને મળતો નથી; તેમાં વળી નાણાંવડે વેહેવાર કરનાર શાહુકાર લોકોનાં દેવાળાં નિકળે છે, તેવાં જ નોટનો વેહેવાર કરનાર પેઢીઓનાં દેવાળાં નિકળે છે. એવું જ જ્યારે છે, તો પછી કાગળનાં નાણાં ચાલૂ કરવામાં કંઈ વધારે સાર જણાતો નથી.

**મહેતાજી**—અરે હરકોઇ ઉથલપાથલ કહી એટલે તે બિલકૂલ જોખમ વગરની એવું ક્યાંહાંથી થનાર. મૂલમાં દ્રવ્યને જ સ્થિરતા નથી; તેણે પછી કાગળનું રૂપ ધર્યું, તો પણ તેનો મૂળનો સ્વભાવ છેક જતો રેહેનાર નહીં. વારુ, હજારો રૂપિયા લઈ જવા લાવવા કેટલી મેહેનત પડે છે.? લાખો રૂપિયા કોઇ ઠેકાણે લઇ જવા મુકવા પડ્યા તો તે તરત ચોર લોકોની નજરે પડે છે ને પેલા કાગળના રૂપિયા તો લઇ જઇ આપી, લઇ શકાય છે. એમાં કેટલાં હિતની વાત છે વારુ? પેઢીનાં દેવાળાં નિકળે છે એ વિશે કહીશ, તો જે પેઢિઓને સરકારની હામી હોય છે, ત્યાંહાં દેવાળાં નિકળીને નુકસાન થશે એમ સંભવતું નથી. કાગળનાં નાણાં ચાલૂ થયા થકી એવું થયું છે કે કાંઇ નાણાં અને કાંઇ સરકારના હુકમ ઉપરથી તૈયાર કરેલી નોટો પાસે થતાં જ લાખો રૂપિયાની ઉથલપાથલ કરવાનું અંગમાં જોર આવે છે. જ્યારે કાગળનાં નાણાંનું ચલણ નહીં હતું ત્યારે લાખો રૂપિયા રોકડા પાસે થતા. ત્યારે જ જે તે લાખો રૂપિયાનો વેહેવાર ચાલતો. બ્યાંક નોટ કદી કોઇ સમયે બળી ગઇ અથવા પડી ગઇ સતે તે નોટનો ધણી તેટલો અવેજ નાખ્યો એવું છે. તોય સરકારી નોટો વિશે તેવું સમજવું નહીં.

નોટનો જો આપણી પાસે નંબર હોય ને તે વાત જાહેર કીધી તો સરકાર માંહેથી આગળ મુજબ નોટ મળીને તે ઉપર જે વ્યાજ મળવાનું, તે જેમનું તેમ મળવા માંડે છે.

**ગોપાળ**—કાગળનાં નાણાંનો આપ કહોછો તે મુજબ ઉપયોગ થાય છે ખરો. એ નાણાં ગણી લેવાની, અથવા ખરા ખોટા રૂપિયા પરખી જોવાની કંઇ જ અડચણ પડતી નથી. ત્રણ હજાર રૂપિયાના ત્રણ કટકા હાથમાં આવ્યા એટલે કામ થયું. વળી એવું છે કે કાગળનાં નાણાંનો ઉપયોગ થયાને લીધે, ધાતુનાં ઘણાંક નાણાં રિકામાં પડી રેહેતાં હશે. તે નાણાં જે દેશમાં કાગળનાં નાણાંનું ચલણ નહીં હોય ત્યાંહાં બ્યાપારી લોકોને કાજે લઇ જવાને વેપારી લોકોને સારું ઠીક પડતું હશે.

**મહેતાજી**—તે દેશમાં જો કાગળનાં નાણાંનું ચલણ હશે તો કેમ થશે?

**ગોપાળ**—કાગળનાં નાણાંનું સઘળી પૃથ્વી ઉપર ચલણ થયું તો પછી દેશો દેશ ધાતુનાં નાણાં રિકામાં પડશે, ને જે વેપાર થવાનો તે કાગળને નાણે જ થશે.

**મહેતાજી**—જે સારા સુધરેલા દેશો છે, ત્યાંહાં કાગળનાં નાણાં જેમ જેમ ચાલૂ થતાં જશે તેમ તેમ ધાતુનાં નાણાં રિકામાં થતાં જશે. કાગળનાં જ નાણાંનું ઘણું ચલણ નિકળ્યું તો, તે કાગળનાં નાણાંનો ભાવ ઉતરશે. પણ એવું જો કે થયું તો પણ ધાતુનાં સઘળાં નાણાં જતાં રેહેવાનાં નહીં. કારણ કે કાગળનાં નાણાં વડે વેહેવાર કરનારી પેઢી-વાળાઓને પોતાની ગાંઠે નાણાં રાખવાં પડે છે. તે નોટના ધણી એકાએક પૈસા માગવા લાગ્યા એટલે તે તેમને નોટના કરાર મુજબ તાબડતોબ આપવા જોઇએ છે જો ન આપ્યા તો તે પેઢીની આંટ ભાંગી એવું થશે.

**ગોપાળ**—પણ જેટલી નોટો તેટલાં જ નાણાં તે પેઢીવાળાઓ પાસે રાખી નહીં મુકતા હોય. તેટલાં જ જો તેઓએ રાખી મુક્યાં તો કાગળના નાણાના ખટલાં માંહેથી ઉપજ શી થવાની? તે કીધું ઇઆ ન કીધું સરખું જ.

**મહેતાજી**—ગામમાં જેવી નાણાંની છૂટ તથા કમતી હોય છે, તે બેત પ્રમાણે તેઓ પોતાની પાસે રોકડાં નાણાં ને નોટો રાખે છે તથા રોકડ અને નોટ મળીને જેમ કે સઘળી એક જ પુંજી, એમ કરીને તે સઘળા ઉપર રોકડ પુંજી પ્રમાણે ઉપજ કરી લે છે. ત્યારે એવું થાય છે કે, રોકડ ઉપરથી જ નહીં, પણ ફક્ત કાગળના ટુકડા ઉપર પણ ઉપજ થાય છે.

**ગોપાળ**—વારુ, મહારાજ, સોનાનો તોલો કહો, એટલે તેની કીંમત સરાસરી પંદર રૂપિયા; તેના વજનમાં તો વધઘટ થતી નથી ત્યારે કીંમતમાં વધઘટ શા વાસ્તે

પેઢીઓ ઈગ્લાંડમાં ચાલૂ થઈ અને થોડુંક થયું આ દેશમાં મુંબઈ સરખાં શેહેરોમાં પણ ચાલૂ થઈ છે. ત્યાંહાં હજારો રૂપિયાની ઉથલ પાથલ થાય છે. મુંબઈ બ્યાંક એ પણ એક તેવી પેઢી છે.

**ગોપાળ**—એ પેઢિઓની નોટો મુંબઈ ઈલાકામાં પૂના, નગર, સુરત, અમદાવાદ વગેરે સઘળે ઠેકાણે ચાલે છે કે એકલી મુંબઈ શેહેરમાં જ ચાલે છે?

**મ્હેતાજી**—જેવી મુંબઈ શેહેરમાં કંઈ પણ ખટકા વિના ચાલે છે, તેવી તેઓ સઘળે ઠેકાણે ચાલતી નથી. કારણ કે બાહાર જીલ્લામાં મ્હોટા શાહુકાર મુંબઈના શાહુકારો સાથે વેહેવાર કરનારા, તેમ જ સાહેબ લોકો સાથે વેહેવાર કરનારાં પણ એઓ સિવાય ગરીબ ગુરબાં લોકોને નોટનો વેહેવાર શો માલુમ; તેથી જિનસ લેવા દેવાનું કામ પ્રાંતોમાં ઘણું ખરું નાણાંવડે જ ચાલે છે.

**ગોપાળ**—મહારાજ, આપ કહોછો કે નાણાંને અગ્નિ, પાણી વગેરેનું ભય ત્યારે કાગળનાં નાણાંને તેવું ભય નથી શું? કારણ કે નોટ બળી ગઈ, કોઇએ ચોરી લીધી અથવા કોઈ ઠેકાણે પડી ગઈ, એટલે તે અવેજ નોટના ધણીને મળતો નથી; તેમાં વળી નાણાંવડે વેહેવાર કરનાર શાહુકાર લોકોનાં દેવાળાં નિકળે છે, તેવાં જ નોટનો વેહેવાર કરનાર પેઢીઓનાં દેવાળાં નિકળે છે. એવું જ જ્યારે છે, તો પછી કાગળનાં નાણાં ચાલૂ કરવામાં કંઈ વધારે સાર જણાતો નથી.

**મહેતાજી**—અરે હરકોઈ ઉથલપાથલ કહી એટલે તે બિલકૂલ જોખમ વગરની એવું ક્યાંહાંથી થનાર. મૂલમાં દ્રવ્યને જ સ્થિરતા નથી; તેણે પછી કાગળનું રૂપ ધર્યું, તો પણ તેનો મૂળનો સ્વભાવ છેક જતો રેહેનાર નહીં. વારુ, હજારો રૂપિયા લઈ જવા લાવવા કેટલી મેહેનત પડે છે.? લાખો રૂપિયા કોઇ ઠેકાણે લઇ જવા મુકવા પડ્યા તો તે તરત ચોર લોકોની નજરે પડે છે ને પેલા કાગળના રૂપિયા તો લઇ જઇ આપી, લઇ શકાય છે. એમાં કેટલાં હિતની વાત છે વારુ? પેઢીનાં દેવાળાં નિકળે છે એ વિશે કહીશ, તો જે પેઢિઓને સરકારની હામી હોય છે, ત્યાંહાં દેવાળાં નિકળીને નુકસાન થશે એમ સંભવતું નથી. કાગળનાં નાણાં ચાલૂ થયા થકી એવું થયું છે કે કાંઇ નાણાં અને કાંઇ સરકારના હુકમ ઉપરથી તૈયાર કરેલી નોટો પાસે થતાં જ લાખો રૂપિયાની ઉથલપાથલ કરવાનું અંગમાં જોર આવે છે. જ્યારે કાગળનાં નાણાંનું ચલણ નહીં હતું ત્યારે લાખો રૂપિયા રોકડા પાસે થતા. ત્યારે જ જે તે લાખો રૂપિયાનો વેહેવાર ચાલતો. બ્યાંક નોટ કદી કોઇ સમયે બળી ગઇ અથવા પડી ગઇ સતે તે નોટનો ધણી તેટલો અવેજ નાખો એવું છે. તોય સરકારી નોટો વિશે તેવું સમજવું નહીં.

નોટનો જો આપણી પાસે નંબર હોય ને તે વાત જાહેર કીધી તો સરકાર માંહેથી આગળ મુજબ નોટ મળીને તે ઉપર જે વ્યાજ મળવાનું, તે જેમનું તેમ મળવા માંડે છે.

**ગોપાળ**—કાગળનાં નાણાંનો આપ કહોછો તે મુજબ ઉપયોગ થાય છે ખરો. એ નાણાં ગણી લેવાની, અથવા ખરા ખોટા રૂપિયા પરખી જોવાની કંઇ જ અડચણ પડતી નથી. ત્રણ હજાર રૂપિયાના ત્રણ કટકા હાથમાં આવ્યા એટલે કામ થયું. વળી એવું છે કે કાગળનાં નાણાંનો ઉપયોગ થયાને લીધે, ધાતુનાં ઘણાંક નાણાં રિકામાં પડી રેહેતાં હશે. તે નાણાં જે દેશમાં કાગળનાં નાણાંનું ચલણ નહીં હોય ત્યાંહાં વ્યાપારી લોકોને કાજે લઇ જવાને વેપારી લોકોને સારું ઠીક પડતું હશે.

**મહેતાજી**—તે દેશમાં જો કાગળનાં નાણાંનું ચલણ હશે તો કેમ થશે?

**ગોપાળ**—કાગળનાં નાણાંનું સઘળી પૃથ્વી ઉપર ચલણ થયું તો પછી દેશો દેશ ધાતુનાં નાણાં રિકામાં પડશે, ને જે વેપાર થવાનો તે કાગળને નાણે જ થશે.

**મહેતાજી**—જે સારા સુધરેલા દેશો છે, ત્યાંહાં કાગળનાં નાણાં જેમ જેમ ચાલૂ થતાં જશે તેમ તેમ ધાતુનાં નાણાં રિકામાં થતાં જશે. કાગળનાં જ નાણાંનું ઘણું ચલણ નિકળ્યું તો, તે કાગળનાં નાણાંનો ભાવ ઉતરશે. પણ એવું જો કે થયું તો પણ ધાતુનાં સઘળાં નાણાં જતાં રેહેવાનાં નહીં. કારણ કે કાગળનાં નાણાં વડે વેહેવાર કરનારી પેઢી-વાળાઓને પોતાની ગાંઠે નાણાં રાખવાં પડે છે. તે નોટના ધણી એકાએક પૈસા માગવા લાગ્યા એટલે તે તેમને નોટના કરાર મુજબ તાબડતોબ આપવા જોઇએ છે જો ન આપ્યા તો તે પેઢીની આંટ ભાંગી એવું થશે.

**ગોપાળ**—પણ જેટલી નોટો તેટલાં જ નાણાં તે પેઢીવાળાઓ પાસે રાખી નહીં મુકતા હોય. તેટલાં જ જો તેઓએ રાખી મુક્યાં તો કાગળના નાણાના ખટલાં માંહેથી ઉપજ શી થવાની? તે કીધું ઇઆ ન કીધું સરખું જ.

**મહેતાજી**—ગામમાં જેવી નાણાંની છૂટ તથા કમતી હોય છે, તે ખેત પ્રમાણે તેઓ પોતાની પાસે રોકડાં નાણાં ને નોટો રાખે છે તથા રોકડ અને નોટ મળીને જેમ કે સઘળી એક જ પુંજી, એમ કરીને તે સઘળા ઉપર રોકડ પુંજી પ્રમાણે ઉપજ કરી લે છે. ત્યારે એવું થાય છે કે, રોકડ ઉપરથી જ નહીં, પણ ફક્ત કાગળના ટુકડા ઉપર પણ ઉપજ થાય છે.

**ગોપાળ**—વારુ, મહારાજ, સોનાનો તોલો કહ્યો, એટલે તેની કીંમત સરાસરી પંદર રૂપિયા; તેના વજનમાં તો વધઘટ થતી નથી ત્યારે કીંમતમાં વધઘટ શા વાસ્તે

પેઢીઓ ઈગ્લાંડમાં ચાલૂ થઈ અને થોડુંક થયું આ દેશમાં મુંબઈ સરખાં શહેરોમાં પણ ચાલૂ થઈ છે. ત્યાંહાં હજારો રૂપિયાની ઉથલ પાથલ થાય છે. મુંબઈ બ્યાંક એ પણ એક તેવી પેઢી છે.

**ગોપાળ**—એ પેઢિઓની નોટો મુંબઈ ઈલાકામાં પૂના, નગર, સુરત, અમદાવાદ વગેરે સઘળે ઠેકાણે ચાલે છે કે એકલી મુંબઈ શેહેરમાં જ ચાલે છે?

**મ્હેતાજી**—જેવી મુંબઈ શેહેરમાં કંઈ પણ ખટકા વિના ચાલે છે, તેવી તેઓ સઘળે ઠેકાણે ચાલતી નથી. કારણ કે બાહાર જીલ્લામાં મ્હોટા શાહુકાર મુંબઈના શાહુકારો સાથે વેહેવાર કરનારા, તેમ જ સાહેબ લોકો સાથે વેહેવાર કરનારાં પણ એઓ સિવાય ગરીબ ગુરબાં લોકોને નોટનો વેહેવાર શો માલુમ; તેથી જિનસ લેવા દેવાનું કામ પ્રાંતોમાં ઘણું ખરું નાણાંવડે જ ચાલે છે.

**ગોપાળ**—મહારાજ, આપ કહોછો કે નાણાંને અગ્નિ, પાણી વગેરેનું ભય. ત્યારે કાગળનાં નાણાંને તેવું ભય નથી શું? કારણ કે નોટ બળી ગઈ, કોઈએ ચોરી લીધી અથવા કોઈ ઠેકાણે પડી ગઈ, એટલે તે અવેજ નોટના ધણીને મળતો નથી; તેમાં વળી નાણાંવડે વેહેવાર કરનાર શાહુકાર લોકોનાં દેવાળાં નિકળે છે, તેવાં જ નોટનો વેહેવાર કરનાર પેઢીઓનાં દેવાળાં નિકળે છે. એવું જ જ્યારે છે, તો પછી કાગળનાં નાણાં ચાલૂ કરવામાં કંઈ વધારે સાર જણાતો નથી.

**મ્હેતાજી**—અરે હરકોઈ ઉથલપાથલ કહી એટલે તે બિલકૂલ જોખમ વગરની એવું ક્યાંહાંથી થનાર. મૂલમાં દ્રવ્યને જ સ્થિરતા નથી; તેણે પછી કાગળનું રૂપ ધર્યું, તો પણ તેનો મૂળનો સ્વભાવ છેક જતો રેહેનાર નહીં. વારુ, હજારો રૂપિયા લઈ જવા લાવવા કેટલી મેહેનત પડે છે.? લાખો રૂપિયા કોઇ ઠેકાણે લઇ જવા મુકવા પડ્યા તો તે તરત ચોર લોકોની નજરે પડે છે ને પેલા કાગળના રૂપિયા તો લઇ જઇ આપી, લઇ શકાય છે. એમાં કેટલાં હિતની વાત છે વારુ? પેઢીનાં દેવાળાં નિકળે છે એ વિશે કહીશ, તો જે પેઢિઓને સરકારની હામી હોય છે, ત્યાંહાં દેવાળાં નિકળીને નુકસાન થશે એમ સંભવતું નથી. કાગળનાં નાણાં ચાલૂ થયા થકી એવું થયું છે કે કાંઇ નાણાં અને કાંઇ સરકારના હુકમ ઉપરથી તૈયાર કરેલી નોટો પાસે થતાં જ લાખો રૂપિયાની ઉથલપાથલ કરવાનું અંગમાં જોર આવે છે. જ્યારે કાગળનાં નાણાંનું ચલણ નહીં હતું ત્યારે લાખો રૂપિયા રોકડા પાસે થતા. ત્યારે જ જે તે લાખો રૂપિયાનો વેહેવાર ચાલતો. બ્યાંક નોટ કદી કોઇ સમયે બળી ગઇ અથવા પડી ગઇ સતે તે નોટનો ધણી તેટલો અવેજ નાખો એવું છે. તોય સરકારી નોટો વિશે તેવું સમજવું નહીં.

પેઢીઓ ઇંગ્લાંડમાં ચાલૂ થઈ અને થોડુંક થયું આ દેશમાં મુંબઈ સરખાં શહેરોમાં પણ ચાલૂ થઈ છે. ત્યાંહાં હજારો રૂપિયાની ઉથલ પાથલ થાય છે. મુંબઈ બ્યાંક એ પણ એક તેવી પેઢી છે.

**ગોપાળ**—એ પેઢિઓની નોટો મુંબઈ ઇલાકામાં પૂના, નગર, સુરત, અમદાવાદ વગેરે સઘળે ઠેકાણે ચાલે છે કે એકલી મુંબઈ શેહેરમાં જ ચાલે છે?

**મ્હેતાજી**—જેવી મુંબઈ શેહેરમાં કંઈ પણ ખટકા વિના ચાલે છે, તેવી તેઓ સઘળે ઠેકાણે ચાલતી નથી. કારણ કે બાહાર જીલ્લામાં મ્હોટા શાહુકાર મુંબઈના શાહુકારો સાથે વેહેવાર કરનારા, તેમ જ સાહેબ લોકો સાથે વેહેવાર કરનારાં પણ એઓ સિવાય ગરીબ ગુરબાં લોકોને નોટનો વેહેવાર શો માલુમ; તેથી જિનસ લેવા દેવાનું કામ પ્રાંતોમાં ઘણું ખરું નાણાંવડે જ ચાલે છે.

**ગોપાળ**—મહારાજ, આપ કહોછો કે નાણાંને અગ્નિ, પાણી વગેરેનું ભય ત્યારે કાગળનાં નાણાંને તેવું ભય નથી શું? કારણ કે નોટ બળી ગઈ, કોઈએ ચોરી લીધી અથવા કોઈ ઠેકાણે પડી ગઈ, એટલે તે અવેજ નોટના ધણીને મળતો નથી; તેમાં વળી નાણાંવડે વેહેવાર કરનાર શાહુકાર લોકોનાં દેવાળાં નિકળે છે, તેવાં જ નોટનો વેહેવાર કરનાર પેઢીઓનાં દેવાળાં નિકળે છે. એવું જ જ્યારે છે, તો પછી કાગળનાં નાણાં ચાલૂ કરવામાં કંઈ વધારે સાર જણાતો નથી.

**મહેતાજી**—અરે હરકોઇ ઉથલપાથલ કહી એટલે તે બિલકૂલ જોખમ વગરની એવું ક્યાંહાંથી થનાર. મૂલમાં દ્રવ્યને જ સ્થિરતા નથી; તેણે પછી કાગળનું રૂપ ધર્યું, તો પણ તેનો મૂળનો સ્વભાવ છેક જતો રેહેનાર નહીં. વારુ, હજારો રૂપિયા લઈ જવા લાવવા કેટલી મેહેનત પડે છે.? લાખો રૂપિયા કોઇ ઠેકાણે લઇ જવા મુકવા પડ્યા તો તે તરત ચોર લોકોની નજરે પડે છે ને પેલા કાગળના રૂપિયા તો લઇ જાય આપી, લઇ શકાય છે. એમાં કેટલાં હિતની વાત છે વારુ? પેઢીનાં દેવાળાં નિકળે છે. એ વિશે કહીશ, તો જે પેઢિઓને સરકારની હામી હોય છે, ત્યાંહાં દેવાળાં નિકળીને નુકસાન થશે એમ સંભવતું નથી. કાગળનાં નાણાં ચાલૂ થયા થકી એવું થયું છે કે કાંઇ નાણાં અને કાંઇ સરકારના હુકમ ઉપરથી તૈયાર કરેલી નોટો પાસે થતાં જ લાખો રૂપિયાની ઉથલપાથલ કરવાનું અંગમાં જોર આવે છે. જ્યારે કાગળનાં નાણાંનું ચલણ નહીં હતું ત્યારે લાખો રૂપિયા રોકડા પાસે થતા. ત્યારે જ જે તે લાખો રૂપિયાનો વેહેવાર ચાલતો. બ્યાંક નોટ કદી કોઇ સમયે બળી ગઇ અથવા પડી ગઇ સતે તે નોટનો ધણી તેટલો અવેજ નાખ્યો એવું છે. તોય સરકારી નોટો વિશે તેવું સમજવું નહીં.

નોટનો જો આપણી પાસે નંબર હોય ને તે વાત જાહેર કીધી તો સરકાર માંહેથી આગળ મુજબ નોટ મળીને તે ઉપર જે વ્યાજ મળવાનું, તે જેમનું તેમ મળવા માંડે છે.

**ગોપાળ**—કાગળનાં નાણાંનો આપ કહોછો તે મુજબ ઉપયોગ થાય છે ખરો. એ નાણાં ગણી લેવાની, અથવા ખરા ખોટા રૂપિયા પરખી જોવાની કંઇ જ અડચણ પડતી નથી. ત્રણ હજાર રૂપિયાના ત્રણ કટકા હાથમાં આવ્યા એટલે કામ થયું. વળી એવું છે કે કાગળનાં નાણાંનો ઉપયોગ થયાને લીધે, ધાતુનાં ઘણાંક નાણાં રિકામાં પડી રેહેતાં હશે. તે નાણાં જે દેશમાં કાગળનાં નાણાંનું ચલણ નહીં હોય ત્યાંહાં વ્યાપારી લોકોને કાજે લઇ જવાને વેપારી લોકોને સારું ઠીક પડતું હશે.

**મહેતાજી**—તે દેશમાં જો કાગળનાં નાણાંનું ચલણ હશે તો કેમ થશે?

**ગોપાળ**—કાગળનાં નાણાંનું સઘળી પૃથ્વી ઉપર ચલણ થયું તો પછી દેશો દેશ ધાતુનાં નાણાં રિકામાં પડશે, ને જે વેપાર થવાનો તે કાગળને નાણે જ થશે.

**મહેતાજી**—જે સારા સુધરેલા દેશો છે, ત્યાંહાં કાગળનાં નાણાં જેમ જેમ ચાલૂ થતાં જશે તેમ તેમ ધાતુનાં નાણાં રિકામાં થતાં જશે. કાગળનાં જ નાણાંનું ઘણું ચલણ નિકળ્યું તો, તે કાગળનાં નાણાંનો ભાવ ઉતરશે. પણ એવું જો કે થયું તો પણ ધાતુનાં સઘળાં નાણાં જતાં રેહેવાનાં નહીં. કારણ કે કાગળનાં નાણાં વડે વેહેવાર કરનારી પેઢી-વાળાઓને પોતાની ગાંઠે નાણાં રાખવાં પડે છે. તે નોટના ધણી એકાએક પૈસા માગવા લાગ્યા એટલે તે તેમને નોટના કરાર મુજબ તાબડતોબ આપવા જોઈએ છે જો ન આપ્યા તો તે પેઢીની આંટ ભાંગી એવું થશે.

**ગોપાળ**—પણ જેટલી નોટો તેટલાં જ નાણાં તે પેઢીવાળાઓ પાસે રાખી નહીં મુકતા હોય. તેટલાં જ જો તેઓએ રાખી મુક્યાં તો કાગળના નાણાના ખટલાં માંહેથી ઉપજ શી થવાની? તે કીધું ઇઆ ન કીધું સરખું જ.

**મહેતાજી**—ગામમાં જેવી નાણાંની છૂટ તથા કમતી હોય છે, તે ભેત પ્રમાણે તેઓ પોતાની પાસે રોકડાં નાણાં ને નોટો રાખે છે તથા રોકડ અને નોટ મળીને જેમ કે સઘળી એક જ પુંજી, એમ કરીને તે સઘળા ઉપર રોકડ પુંજી પ્રમાણે ઉપજ કરી લે છે. ત્યારે એવું થાય છે કે, રોકડ ઉપરથી જ નહીં, પણ ફક્ત કાગળના ટુકડા ઉપર પણ ઉપજ થાય છે.

**ગોપાળ**—વારુ, મહારાજ, સોનાનો તોલો કહ્યો, એટલે તેની કીંમત સરાસરી પંદર રૂપિયા; તેના વજનમાં તો વધઘટ થતી નથી ત્યારે કીંમતમાં વધઘટ શા વાસ્તે

થાય છે ? કોઇ કેહે છે કે, આગળ વીસબાવીસ રૂપિયા દર તોલે પડતા ને હાલ સોનું એટલું સસ્તું થયું છે કે, દર તોલે સવા પંદર રૂપિયા માત્ર પડે છે એ કેમ ?

**મહેતાજી**—બીજી જિનસો પ્રમાણે સોનાની કીમત ચઢે છે અને ઉતરે છે. સોના રૂપાની ભરતી તથા ખપ હોય છે, તે પ્રમાણે તેની કીમત ચઢે ઉતરે છે. હવે આ નાણાનું પ્રકરણ બંધ કરિએ. ધાતુનાં તથા કાગળનાં એવાં બે પ્રકારનાં નાણાં સમજવાં.

---

## ઉત્તરભાગ સંવાદ ૧૮ મો

### વેપાર વિશે

**જથાબંદ વેપાર તથા છુટક વેપાર–વેપાર થકી થનારા દેશ સંપત્તિવાન્ થાય છે–છુટક વેપારનો ઉપયોગ મ્હોટો નફો–ખેતી તથા કસબો કરનારાઓને ઘ... અવેજ મળ્યો સતે ઉપયોગ થાય છે–રસ્તા નેહે... વેપારને સારુ કેવી સોઈ થાય છે–સ્વદેશી, દેશવેપાર–સ્વદેશ વેપાર કરનારાને હાથ... અવેજ આવે છે–એ સઘળા પ્રકાર કહ...**

...શાહુકારો ...પણ એઓ ...લેવા દેવાનું કામ ...ન, પાણી વગેરેનું ભય. બળી ગઈ, કોઇએ ચોરી ધણીને મળતો નથી; તેમાં ...કળે છે, તેવાં જ નોટનો ...છે, તો પછી કાગળનાં

**મહેતાજી**—પાછળ એવું કહ્યું કે પુંજી ઉત્પન્ન કરી લે... છે. હવે વેપાર કરવો, એ પણ તેમાંની જ એક રીત છે. ...પૈસલકૂલ જોખમ વગરની ઉપયોગ શો, એ માલમ પડ્યા વગર વેપાર થકી શું અને કેમ... ...ડી કાગળનું રૂપ ધર્યું, સમજાવાનું નહીં. સબબ વેપારનું સ્વરૂપ, કહ્યું નથી. વેપારના યે... હજારો રૂપિયા લઈ કેમ થાય છે ને દેશની સંપત્તિ કેમ વધે છે, તે પ્રકાર હવે હું ક... ...ઇ જવા મુકવા પડ્યા માંહેના અનેક પદાર્થો ઉત્પન્ન કરનારા તેવા જ તે પદાર્થો ખપાવ... ...પિયા તો લઇ જાય વહિવટ કરનાર જે ત્રીજો માણસ, તેને વેપારી કેહેવો. એવા વેપારિ... ...નાં દેવાળાં નિકળે વહિવટ વેપારમાં અથવા ધંધામાં તે બંને જણાના અનુરોધે કરે છે; એ ... દેવાળાં નિકળીને તે પદાર્થોને ઉત્પન્ન કરનારાઓ પાસેથી વેચાતા લઈને તેમને ... તેમનો બ... ...એવું થયું છે કે છે; એવા કામમાં પુંજી ઉપર જે નફો થાય છે, તેને વેપારનું ઉત્પન્ન ... ...પાસે થતાં જ વેપારી એ પ્રકારના હોય છે. એક તો કચ્ચા પદાર્થો અથવા તૈઆર ક... ...જનાં નાણાંનું જથાબંદ ખરીદ કરનારા; ને બીજા છુટક વેચનારા હોય છે. ... એ દુકાનદાર ૧ રૂપિયાનો ...જવા. એઓ વેપારિઓ પાસેથી છુટક છુટક ખરીદ કરીને લોકોમાં જેવો જિનસો... ...ને નોટનો હોય, તે મુજબ પરચુરણ વકરો કરે છે. ...નહીં.

ગોપાળ—વેપારમાં જે કોઇ પોતાની પુંજી નાખે છે, તેને તો ઉપજ થશે, પણ
દેશમાં શિલ્પ કામ કીધાથી જે સંપત્તિ નિપજે છે, તે સંપત્તિનો વધારો વેપારીના
હાથથી શી રીતે થશે? વેપારી અથવા દુકાનદાર થયા તો પણ તેઓ કાંઇ જિનસ
ઉત્પન્ન કરતા નથી; દેશ સંપત્તિનાં સંચયમાં તેમના હાથથી કંઇ પડતું નથી. જે
જિનસો બીજા લોકોએ ઉત્પન્ન કરી હોય છે, તે જ જાણે કે તેઓ વેંહેચતા ફરે છે. લોકોમાં
વેપાર કરનારાઓની ભલી જ ભરતી હોય છે, તથા તેમને તેવો નફો પણ થાય છે. પણ
રેહેત. લોકોએ કરેલા સંચય તેઓ જો હરણ કરવા લાગ્યા તો તેઓ સંપત્તિવાન્ થાઓ, પણ
ગથી દેશની સંપત્તિ વધનાર નહીં.
લોકોને કાજ જી—ખેતી કામે કરીને જે નવા પદાર્થો ઉત્પન્ન થાય છે, તથા શિલ્પ
**મહેતાજી**—પદાર્થો લોકોને ઉપયોગી પડવા જેવા ઉત્પન્ન થાય છે, તે જોઇને એવું
**ગોપાળ**—કાગળ્ત્ત તે કર્મોએ કરીને તાબડ તોબ વધે છે; ને વેપારે કરીને
ધાતુનાં નાણાં રિકામાં પ. નથી સમજ્યો કે, વેપારવડે દેશ સંપત્તિ કાળે કરીને વધે છે.
**મહેતાજી**—જે સા: એ વેપાર થકી જ બને છે. જે ઠેકાણે જાસક જિનસો
થતાં જશે તેમ તેમ ધાતુન સો જે ઠેકાણે હોય ત્યાંહાં તે આણી આપવી, અથવા લોકોને
નિક્ળ્યું તો, તે કાગળનાં મની પાસેથી લઇને તેને સાટે વધારે ખપની જિનસ આપવી,
સઘળાં નાણાં જતાં રેહે રૂપ ભાગે પડતો પ્રસાર કરી આપવો, ખેતીનું ખટલું કરનારા-
વાળાઓને પોતાની ગ રેહના કસબોની કારીગિરી કરનારાઓને ઉદ્યોગ કરવાની ઉમેદ
માગવા લાગ્યા એટલે થકી થાય છે. અરે એક શેહેરમાં અથવા પ્રાંતમાં જે પદાર્થોને
જો ન આપ્યા તો તે ના પ્રકારના પદાર્થ ઉત્પન્ન કરવાના કહ્યા. એટલે ઘણી અડચણની
ણ કે એવું કરવાને નાના પ્રતીની જમીનો, હવા, કસબ, કારીગિરી
**ગોપાળ**—પણ સારે એવું સઘળું એક જ ઠેકાણે તે ક્યાંહાંથી હશે? કેટલી-
મુક્તા હોય. તેટલાં ક પકવવાની હોય છે, કેટલાંએક ગૌચર, ઘાસની જમીન હોય છે,
ઉપજ શી થવાની પડ સારું બને છે, કેટલાંકમાં રેશમી કામ સારું બને છે, કેટલાંકમાં
**મહેતાજી**ાં બને છે; સારાંશ એકાદી જિનસની ભરાભરી થવી અથવા એકાદી
તેઓ પોતાની ; થવી, એ સઘળે ઠેકાણે સરખું જ છે, તેથી તે તે જિનસનું સાટું પાટું
જેમ કે સઘળાં ચાલૂ થયો. તે ફકત એક માણસથી બીજા જોડે થવા લાગ્યો એટલું જ
કરી લે છે. એક શેહેરનો બીજાં જોડે, એક મુલકનો બીજાં મુલક જોડે તથા વળી એક
ઉપર પણ બીજા દૂર દેશ જોડે તે વેપાર થવા લાગ્યો. એક ઠેકાણે જે જિનસ જાસક
છે, તે જિનસનું સાટું બીજા ઠેકાણાની જાસક થએલી જિનસ જોડે કોઇ
પંદર. કરનાર નહીં. જે કોઇ એકાદી જિનસનો વેપાર કરે છે, તે, આ જિનસ

થાય છે ? કોઈ કેહે છે કે, આગળ વીસબાવીસ રૂપિયા દર તોલે પડતા ને હાલ સોનું એટલું સસ્તું થયું છે કે, દર તોલે સવા પંદર રૂપિયા માત્ર પડે છે એ કેમ ?

મહેતાજી—બીજી જિનસો પ્રમાણે સોનાની કીંમત ચઢે છે અને ઉતરે છે. સોના રૂપાની ભરતી તથા ખપ હોય છે, તે પ્રમાણે તેની કીંમત ચઢે ઉતરે છે. હવે આ નાણાંનું પ્રકરણ બંધ કરિએ. ધાતુનાં તથા કાગળનાં એવાં બે પ્રકારનાં નાણાં સમજવાં.

---

## ઉત્તરભાગ સંવાદ ૧૮ મો

### વેપાર વિશે

શાહુકારો

પણ એઓ

લેવા દેવાનું કામ

**જથાબંદ વેપાર તથા છુટક વેપાર-વેપાર થકી થનારા દેશ સંપત્તિવાન્ થાય છે-છુટક વેપારનો ઉપયોગ મોહોટો નફો-ખેતી તથા કસબો કરનારાઓને ઘ અવેજ મળ્યો સતે ઉપયોગ થાય છે-રસ્તા નહિં વેપારને સારુ કેવી સોઈ થાય છે-સ્વદેશી, દેશવેપાર-સ્વદેશ વેપાર કરનારાને હાથ અવેજ આવે છે-એ સઘળા પ્રકાર કહ્યા**

ન, પાણી વગેરેનું ભય. બળી ગઈ, કોઈએ ચોરી ધણીને મળતો નથી; તેમાં નીકળે છે, તેવાં જ નોટનો છે, તો પછી કાગળનાં

મહેતાજી—પાછળ એવું કહ્યું કે પુંજી ઉત્પન્ન કરી લેવ છે. હવે વેપાર કરવો, એ પણ તેમાંની જ એક રીત છે. પૈસલટ્ટલ જોખમ વગરની ઉપયોગ શો, એ માલમ પડ્યા વગર વેપાર થકી શું અને કેમ છી કાગળનું રૂપ ધર્યું, સમજાવાનું નહીં. સબબ વેપારનું સ્વરૂપ, કહ્યું નથી. વેપારના યે હજારો રૂપિયા લઈ કેમ થાય છે ને દેશની સંપત્તિ કેમ વધે છે, તે પ્રકાર હવે હું કહુંઇ જવા મુકવા પડ્યા માંહેના અનેક પદાર્થો ઉત્પન્ન કરનારા તેવા જ તે પદાર્થો ખપાવ પિયા તો લઇ જાય વહિવટ કરનાર જે ત્રીજો માણસ, તેને વેપારી કેહેવો. એવા વેપારિઓનાં દેવાળાં નિકળે વહિવટ વેપારમાં અથવા ધંધામાં તે બંને જણાના અનુરોધે કરે છે; એ દેવાળાં નિકળીને તે પદાર્થોને ઉત્પન્ન કરનારાઓ પાસેથી વેચાતા લઈને તેમને તેમનો બ એવું થયું છે કે છે; એવા કામમાં પુંજી ઉપર જે નફો થાય છે, તેને વેપારનું ઉત્પન્ન પાસે થતાં જ

વેપારી બે પ્રકારના હોય છે. એક તો કચ્ચા પદાર્થો અથવા તૈઆર કજનાં નાણાંનું જથાબંદ ખરીદ કરનારા; ને બીજા છુટક વેચનારા હોય છે. એ દુકાનદાર ૧ રૂપિયાનો જવા. એઓ વેપારિઓ પાસેથી છુટક છુટક ખરીદ કરીને લોકોમાં જેવા જિનસોએ નોટનો હોય, તે મુજબ પરચુરણ વકો કરે છે. નહીં.

કયે ઠેકાણે જાસક થાય છે, એ ત્યાંહાં કેટલી ઓછી કીંમતે વેચાય છે, એ કયે ઠેકાણે ઘણી કમી હોય છે, એ ત્યાંહાં લઇ ગયા હોઇએ તો તેની ઘણી કીંમત જે આપવાની તે ક્યાંહાં લગી, તથા એક ઠેકાણાંની પીઠ માંહેથી બીજા ઠેકાણાની પીઠમાં એ જિનસ લઇ જવાને જે ઓછો ખર્ચ લાગશે, તે નિદાન પક્ષે કેટલો લાગશે, એવો શોધ કાઢતો રેહે છે.

**ગોપાળ**—આ પ્રમાણે વિચાર કરતે સતે, આપણને આમાં કેટલો નફો થશે એની પણ વેપારી લોકો અટકળ કાઢતા હશે. કારણ કે જે પીઠમાં ઘણી જ સસ્તી જિનસ મળે ત્યાંહાંથી ખરીદી કરીને જ્યાંહાં પીઠ ઘણી જ વધી હોય ત્યાંહાં વકો કર્યો હોય તો જ ઘણો મ્હોટો નફો થવાનો.

**મ્હેતાજી**—ખરું, અને દૈવ યોગે કરીને એવું બને છે કે, વેપારી પોતાના હિતનો વિચાર કરતે સતે, તેમાં લોકોના ભલાનો પણ વિચાર થાય છે. કોઇ ફલાણે વેપારિએ મ્હોટી કીંમત મળવાની આશાએ પોતાનો માલ મોકલ્યો તો, ત્યાંહાંના લોકોને જે માલની ગરજ હોય છે, તેઓનું એની મેળે જ કામ થાય છે. જેવો જેવો લોકોને માલનો ખપ હોય છે, તેવી તેવી તે માલની વેપારીને વધારે કીંમત મળે છે. એવી પીઠમાં માલની સારી ભરતી થઇ, એટલે ધરાકોને માલ ખરીદ કરવાની સારી સોઇ પડે છે; એટલું જ નહીં, પણ તે માલની કીંમત પણ ઉતરે છે.

શિલ્પ લોક જે નાના પ્રકારના પદાર્થો બનાવે છે, તેઓનો આટલો બધો ખપ થવાને વેપારિઓ જ કારણ છે. જો વેપારિઓ ન હત તો બરહાનપૂર, સોલાપૂર, વગેરે ઠેકાણે જે કાપડ બને છે, તે ત્યાંહાંનું ત્યાંહાં જ ખપે તેટલું થાત. ને અહિંઆં તે માલ આવે છે એ તે વેપારના યોગવડે જ થાય છે. એ જ પ્રમાણે ઇંગ્લાંડ સરખા દૂર દૂર દેશો જોડે વેપાર થાય છે.

વેપારના યોગથી વસ્તુનો ભાવ ઉતર્યો તો ઉદ્યોગ વધે છે. વેપારિઓ મ્હોટા મ્હોટા માલના જથા ખરીદ કરે છે, તથા તે હર કોઇ પીઠમાં લઇ જવાની તેમને કેટલીએક વાતોની સોઇ હોય છે. તેણે કરીને તેઓને થોડું ભાડું બેસીને તેઓ ઓછી કીંમતે માલ વેચે છે. ને તેટલી ઓછી કીંમતે કોઇ એક ઠેકાણેથી તે માલ ચાહીને મગાવ્યો હોય તો આવનાર નહીં.

**ગોપાળ**—પણ જે જિનસ જે ઠેકાણે બનેછે અથવા તૈયાર થાય છે, ત્યાં તે ઓછી કીંમતે જડેછે.

**મ્હેતાજી**—ખરું, પણ કોઇ ગૃહસ્થે ઘડિયાળ, દુર્બિન, ઝુંમર, એટલે બિલોરી મણિ જડિત રમણીય દિવા, આરસા એવો સામાન આણવા સારુ ચાહીને કોઇને ઇંગ્લાંડ

દેશમાં મોકલ્યો તો તે આણનારનો ખર્ચ, ભાડું વગેરે જોતાં તે જિનસ કેટલી ભારે કીંમત પડશે ને તે જ જિનસ અહિઆં આવેલી વેચાતી લીધી તો કેટલી સસ્તી કીંમતે મળશે તે જોવું.

**ગોપાળ**—ખરું, જ્યાં જે જિનસ ઉત્પન્ન થાયછે, ત્યાં માણસ મોકલીને તે મંગાવવાનું કહ્યું એટલે ખર્ચજ ભારે બેસેછે એટલું જ નહી, પણ તે તેવું કરવું એ જ મ્હોટું અડચણનું કામ—અરે ચાર દિવસ પછી લગ્નને સારુ કિનખાપ પાઘડી શાલ જોઇતાં હોય, ત્યારે અમદાવાદ, પેઠણ, કાસ્મીર, એવે એવે ઠેકાણે માણસો કયાંથી મોકલવાં અને તેઓ પાછાં ક્યારે આવે. એમ જો થવા લાગ્યું તો પછી મ્હોટો બળાપો થવાનો.

ત્યારે લોકોને ઉપયોગી જિનસો વગર મેહેનતે આણી આપવી, અને તેમ કરવાથી તે જિનસ સસ્તી કરવી એ સઘળું વ્યાપારના યોગથી થાયછે. પણ તે ઉપરથી એવું સિદ્ધ થાયછે કે, પદાર્થોનો લોકોમાં ખપ થવાને વેપાર જેવો અનુકૂળ થાયછે, તેવો તે નવા પદાર્થો બનાવવાને અનુકૂળ થતો નથી. તરેહ તરેહના સુખ વિષય ભોગ મેળવી આપનાર પદાર્થો લોકોમાં આણી આપવા વિશે તો વેપાર કુશળ છે. એવિશે કોણ ના કહેશે? પણ લોકોને એવા સુખી કીધાથી દેશસંપત્તિનો વધારો તેને હાથે શી રીતે થાય છે, એ મ્હને સમજાતું નથી.

**મહેતાજી**—અરે જો પદાર્થો ખપતા ગયા નહી તો બીજો પદાર્થ નિપજાવવો, એવું કોઇને લાગશે કે? દેશમાંહેલા લોકો સુખી થાય તથા તેમને તરેહ તરેહના ઉપભોગ મળી આવે, એ જ મતલબે દેશ સંપત્તિનો સંગ્રહ થયો હોય છે. એ એવું થવું એ તો તે તે સુખકારક પદાર્થોની જાસક ઉત્પત્તિ કર્યા વગર થનાર નહીં. વેપારના યોગથી તો એવું થાય છે, કે પદાર્થોની કીંમત સસ્તી થઇને તે પદાર્થોનો વધારે ખપ થવા માંડે છે, ત્યારે તે તે પદાર્થોની કમતી જોઇને તેઓની સારી ભરતી થાય, વાસ્તે તે તે પદાર્થોના ઉત્પન્ન કરનારાઓને ઉદ્યોગ કરવા વિશે મ્હોટી હોંસ થાય છે. વેચાઉ પદાર્થોની કીંમત ઉતરી એટલે તે જિનસ ઘણાક જણાઓને વેચાતી લેવી તે ઠીક પડે છે. તેણે કરીને તે તે પદાર્થોના ખપ વધારે થાવા માંડે છે. કારણ કે તે પદાર્થ સસ્તા મળવા લાગ્યા એટલે, આપણે પણ તે વેચાતા લઇએ એવું ગરીબ ગુરબાના મનમાં આવીને તેઓ તે વેચાતા લેછે. આગળ કલગી કેરિઓ ઝીણા કાપડના અંગરખા વગેરે થોડાક માતબર લોકોને મળતાં, હાલ તે પદાર્થોની કીંમત ઉતર્યાને લીધે તે જિનસો ઘણાકને મળવા લાગી.

લોકોમાં જિનસોનો ખપ વધારે થયો કે, ખેતી કરનારાઓને તથા શિલ્પ કામ કરનારાઓને ઉદ્યોગ કરવાની ઘણી ઉમેદ આવે છે, તથા જિનસોની જેટલી ભરતી જોઇએ તેટલી તેઓ કરી આપે છે. તેણે કરીને તેઓને સારી પ્રાપ્તિ થાય છે, તેઓને લાભ

થયે સતે તેઓની તરફ પણ જિનસો વધારે ખપવા લાગે છે. કારણ કે જેવું ઇચ્છા પૂરી પાડવાનુ સાધન વધવા લાગે છે, તેવી ઇચ્છા પણ વધતી જાય છે. સારાંશ, જેમ ઉત્પન્ન વધારે થવા માંડે છે, તેમ ખર્ચ પણ વધવા માંડે છે. ખેતી કરનાર ફકત પોતાના જ ગુજરાન જેટલું ઉત્પન્ન કરતા નથી, પણ શિલ્પ કરનારાઓના નિર્વાહ જેટલું પણ કરે છે. શિલ્પ કામ કરનાર પોતાને સારુ ઉપયોગી પદાર્થ ઉત્પન્ન કરીને તેમનો ખેતી કરનારને જેવો ખપ હોય, તે પ્રમાણે તેને આપે છે. એ રીતે જે જે પદાર્થો વધારે ઉત્પન્ન થાય છે તે તે પદાર્થો લોકો સાટેપાટે એક બીજાને આપે છે. એ સાટું તો વેપારી લોકોના યોગવડે દ્રવ્યદ્વારા થાય છે. પણ એ ખરેખરું જોઇએ તો શિલ્પકામકરનાર ખેતી કરનારની પાસેથી અનાજ લઇને તેને બદલે તેને કાપડ આપે તેના જેવું છે. એ વાસ્તે વેચાઉ પદાર્થો વધારે થયા હોય તો તેમાં સઘળાઓને લાભ છે. જમીનનો ધણી પોતાનું ભાડું વધારીને માતબર થાય છે, ખેતીકામ સારું ચાલ્યાને લીધે તે વધારે ભાડું આપવાને ખેડુતને સેહેલ પડે છે, લોકોમાં મજૂરીની વધારે ગરજ લાગ્યાથી મજૂર લોકોને સારી રીતે સંસાર ચલાવવા જોગો મુસારો મળવા માંડે છે. સારાંશ, જેમ જિનસો વધારે થવા લાગે છે, તેમ જિનસો ઉત્પન્ન કરવાના કામમાં જે જે જણાઓ શામીલ હોય છે, તેમને તે તે જિનસ વધારે મળવા લાગે છે.

**ગોપાળ**—વેપાર થકી જે ચોતરફથી લાભ થાય છે, તે હવે મ્હને સમજાવા માંડયું. એ પ્રમાણે પરચુરણ વકો કરનાર જે દુકાનદાર તેઓ થકી પણ લાભ થતા હશે. માતબરોને તેમ જ ગરીબોને માલના ગલ્લાનું જથાબંધ ખરીદ કરવાનું કહ્યું, એટલે તે એક ઘણી કઠણ વાત છે. તેમાં વેપારી તો પરચુરણ જિનસ કદી વેચનાર નહીં. જો દુકાનદાર ન હોત તો, શેરભર અથવા મણભર ઘી લેવું પડયું તો ઘીનું મ્હોટું કુલ્લું જ ખરીદ કરવું પડત.

**મહેતાજી**—પરચુરણ લેવા આપવાનો વેપાર ઘણો જ ઉપયોગી છે. એ પણ એક ઉદ્યોગની વેંહેંચણ જ છે. જે મજૂરી કરનાર રોજની રોજ ન્હાની મજૂરી લે છે, તેમને રોજનો રોજ પોતાનો નિર્વાહ કરવાને આ પરચુરણ વેપાર ઘણો જ ઉપયોગી પડે છે.

**ગોપાળ**—મજૂર લોકોને રોજ દાણા, લાકડાં, તેલ, તંબાકૂ વગેરેનો ખપ પડે છે. તે તેઓ વાણીઆ, મારવાડી એઓ પાસેથી છુટક લે છે. તેઓ તેમને તે ઘણી સખત કીંમતે આપે છે. તે જોઇને તે ગરીબ મજૂરોની દયા આવે છે. માતબર લોકો જથાબંધ જિનસો ખરીદ કરે છે, તેથી તેમને તે સસ્તી મળે છે.

**મહેતાજી**—જો દુકાનદારો ન હોત તો ગરીબોને જિનસો વેચાતી લેવાને ઘણી અડચણ પડત. જથાબંધ વકા કરતાં છુટક વકાથી દુકાનદારો વધારે કીંમત લેતા હશે

તો તેમને ભાડું વગેરે આપવું પડે છે, અથવા આખો દિવસ દુકાનમાં મેહેનત કરવી પડે છે, તેથી તેઓ વધારે કીંમત લે છે એમ કહેવાઇ શકાતું નથી. ઘણી જ વધારે કીંમત લેવા માંડ્યાથી બીજા લોકો તે ધંધો કરવા લાગશે, અને તેઓ ઘટતી કીંમતે વેચવા લાગ્યાથી તે દુકાનદારોને કોઈ પૂછશે નહીં એવું થશે.

**ગોપાળ**—છુટક વકરાવડે વધારે કીંમત લેવા લાગ્યાથી વધારે નફો થવા માંડશે ત્યારે પુંજીના હરકોઇ ધંધામાં વહીવટ કર્યા સતે સમસમાન નફો થાય છે, એવું જે આપ પાછળ બોલ્યા, તેને બાધ આવવા લાગે છે.

**મહેતાજી**—તો તે દુકાનદારોને પુંજી ઉપર સમસમાન નફો થવા કરતાં જે કંઇ વધારે મળતું હોય, તે તેમની અંગ મેહેનતની મજૂરી એમ સમજવું. જે કોઇ જેવી જેવી થોડી પુંજી રોકે છે, તેવી તેવી તેને વધારે મેહેનત કરવી પડે છે અને તેમ તેમ તેને જે પુંજી ઉપર નફો થવાનો, તે માંહેથી તેની મજૂરીને પેટે વધારે જતું જાય છે. રૂપિયા બે રૂપિયાની કેરી, લીંબુ અથવા બીજું કાંઇ કરિયાણું વેચાતાં લઇને જે કોઇ ગલીએ ગલીએ અને ઘેર ઘેર આખો દિવસ ફર્યા કરે છે, તેઓને તે માલની કીંમત ઉપજીને નફો મળવાનો. તે મજૂરોની મજૂરી કરતાં વધારે કોઇક જ વખત મળે છે. કોઇ વખતે કેટલાક એમ બોલે છે કે, આ અમારો ધંધો છોડિયે તો ઠીક નહીં? બીજા મજૂરોને જે જડતર છે તે અમને નથી.

**ગોપાળ**—જેવો જેવો ધંધો કે વેપાર મ્હોટો ઇયા હલકો, તેમ તેમ તેમાં મેહેનત ઓછી વત્તી તથા તેમ તેમ તેમાં રળતર વત્તું ઓછું, એમ સમજવું.

**મહેતાજી**—તેવું બિલકૂલ સઘળે જ ઠેકાણે નથી. પણ સરાસરી જોતાં મજૂર કરતાં કારકૂનને કોઇ કોઇ જગાએ વધારે મળે છે તથા જો કે મ્હોટા મ્હોટા રોજગાર કર્યા તોએ ઉદ્યમી વેપારી એઓને જેવું રળતર થાય છે, તેવું રોજગાર કરનારને થતું નથી. ફક્ત છૂટક વેચનારાઓ તરફ જોવું નહીં. જત્થાબંધ વેચનારા જે મ્હોટા વેપારી, તેમની તરફ જોવું. એ તો હશે.

પણ ખેતી કરનાર તથા શિલ્પ કરનાર પોતાનો માલ વેપારીઓને વેચે છે. તે થકી તેમને વળી બીજું એક હિત થાય છે કે, તેઓએ તે માલ ઉત્પન્ન કરવાને જે પુંજી વહિવટી હોય છે, તે તેમને તે વેપારીઓ કનેથી જલદી જ મળે છે. તે જો તે માલ ફિરફૂળ વેચનારાને વેચત તો તે પુંજી તેવી જલદીથી ઉભી થાત નહીં. વેપારીને માલ વેચ્યો સતે કીંમત તાબડતોબ મળે છે.

થયો સતે તેઓની તરફ પણ જિનસો વધારે ખપવા લાગે છે. કારણ કે જેવું ઇચ્છા પૂરી પાડવાનુ સાધન વધવા લાગે છે, તેવી ઇચ્છા પણ વધતી જાય છે. સારાંશ, જેમ ઉત્પન્ન વધારે થવા માંડે છે, તેમ ખર્ચ પણ વધવા માંડે છે. ખેતી કરનાર ફક્ત પોતાના જ ગુજરાન જેટલું ઉત્પન્ન કરતા નથી, પણ શિલ્પ કરનારાઓના નિર્વાહ જેટલું પણ કરે છે. શિલ્પ કામ કરનાર પોતાને સારુ ઉપયોગી પદાર્થ ઉત્પન્ન કરીને તેમનો ખેતી કરનારને જેવો ખપ હોય, તે પ્રમાણે તેને આપે છે. એ રીતે જે જે પદાર્થો વધારે ઉત્પન્ન થાય છે તે તે પદાર્થો લોકો સાટેપાટે એક બીજાને આપે છે. એ સાટું તો વેપારી લોકોના યોગવડે દ્રવ્યદ્વારા થાય છે. પણ એ ખરેખરું જોઇએ તો શિલ્પકામકરનાર ખેતી કરનારની પાસેથી અનાજ લઇને તેને બદલે તેને કાપડ આપે તેના જેવું છે. એ વાસ્તે વેચાઉ પદાર્થો વધારે થયા હોય તો તેમાં સઘળાઓને લાભ છે. જમીનનો ધણી પોતાનું ભાડું વધારીને માતબર થાય છે, ખેતીકામ સારું ચાલ્યાને લીધે તે વધારે ભાડું આપવાને ખેડુતને સેહેલ પડે છે, લોકોમાં મજૂરીની વધારે ગરજ લાગ્યાથી મજૂર લોકોને સારી રીતે સંસાર ચલાવવા જોગો મુસારો મળવા માંડે છે. સારાંશ, જેમ જિનસો વધારે થવા લાગે છે, તેમ જિનસો ઉત્પન્ન કરવાના કામમાં જે જે જણાઓ શામીલ હોય છે, તેમને તે તે જિનસ વધારે મળવા લાગે છે.

**ગોપાળ**—વેપાર થકી જે ચોતરફથી લાભ થાય છે, તે હવે મ્હને સમજાવા માંડયું. એ પ્રમાણે પરચુરણ વકરો કરનાર જે દુકાનદાર તેઓ થકી પણ લાભ થતા હશે. માતબરોને તેમ જ ગરીબોને માલના ગલ્લાનું જથાબંધ ખરીદ કરવાનું કહ્યું, એટલે સે એક ઘણી કઠણ વાત છે. તેમાં વેપારી તો પરચુરણ જિનસ કદી વેચનાર નહીં. જો દુકાનદાર ન હોત તો, શેરભર અથવા મણભર ઘી લેવું પડયું તો ઘીતું મ્હોટું કુલ્લું જ ખરીદ કરવું પડત.

**મહેતાજી**—પરચુરણ લેવા આપવાનો વેપાર ઘણો જ ઉપયોગી છે. એ પણ એક ઉદ્યોગની વેહેંચણ જ છે. જે મજૂરી કરનાર રોજની રોજ ન્હાની મજૂરી લે છે, તેમને રોજનો રોજ પોતાનો નિર્વાહ કરવાને આ પરચુરણ વેપાર ઘણો જ ઉપયોગી પડે છે.

**ગોપાળ**—મજૂર લોકોને રોજ દાણા, લાકડાં, તેલ, તંબાકૂ વગેરેનો ખપ પડે છે. તે તેઓ વાણીઆ, મારવાડી એઓ પાસેથી છુટક લે છે. તેઓ તેમને તે ઘણી સખત કીંમતે આપે છે. તે જોઇને તે ગરીબ મજૂરોની દયા આવે છે. માતબર લોકો જથાબંધ જિનસો ખરીદ કરે છે, તેથી તેમને તે સસ્તી મળે છે.

**મહેતાજી**—જો દુકાનદારો ન હોત તો ગરીબોને જિનસો વેચાતી લેવાને ઘણી અડચણ પડત. જથાબંધ વકરા કરતાં છુટક વકરાથી દુકાનદારો વધારે કીંમત લેતા હશે

તો તેમને ભાડું વગેરે આપવું પડે છે, અથવા આખો દિવસ દુકાનમાં મેહેનત કરવી પડે છે, તેથી તેઓ વધારે કીંમત લે છે એમ કહેવાઇ શકાતું નથી. ઘણી જ વધારે કીંમત લેવા માંડ્યાથી બીજા લોકો તે ધંધો કરવા લાગશે, અને તેઓ ઘટતી કીંમતે વેચવા લાગ્યાથી તે દુકાનદારોને કોઈ પૂછશે નહીં એવું થશે.

**ગોપાળ**—છુટક વકરાવડે વધારે કીંમત લેવા લાગ્યાથી વધારે નફો થવા માંડશે. ત્યારે પુંજીના હરકોઇ ધંધામાં વહીવટ કર્યા સતે સમસમાન નફો થાય છે, એવું જે આપ પાછળ બોલ્યા, તેને બાધ આવવા લાગે છે.

**મહેતાજી**—તો તે દુકાનદારોને પુંજી ઉપર સમસમાન નફો થવા કરતાં જે કંઇ વધારે મળતું હોય, તે તેમની અંગ મેહેનતની મજૂરી એમ સમજવું. જે કોઇ જેવી જેવી થોડી પુંજી રોકે છે, તેવી તેવી તેને વધારે મેહેનત કરવી પડે છે અને તેમ તેમ તેને જે પુંજી ઉપર નફો થવાનો, તે માંહેથી તેની મજૂરીને પેટે વધારે જતું જાય છે. રૂપિયા બે રૂપિયાની કેરી, લીંબુ અથવા બીજું કાંઇ કરિયાણું વેચાતાં લઇને જે કોઇ ગલીએ ગલીએ અને ઘેર ઘેર આખો દિવસ ફર્યા કરે છે, તેઓને તે માલની કીંમત ઉપજીને નફો મળવાનો. તે મજૂરોની મજૂરી કરતાં વધારે કોઇક જ વખત મળે છે. કોઇ વખતે કેટલાક એમ બોલે છે કે, આ અમારો ધંધો છોડિયે તો ઠીક નહીં? બીજા મજૂરોને જે જડતર છે તે અમને નથી.

**ગોપાળ**—જેવો જેવો ધંધો કે વેપાર મ્હોટો ઇવા હલકો, તેમ તેમ તેમાં મેહેનત ઓછી વત્તી તથા તેમ તેમ તેમાં રળતર વત્તું ઓછું, એમ સમજવું.

**મહેતાજી**—તેવું બિલકુલ સઘળે જ ઠેકાણે નથી. પણ સરાસરી જોતાં મજૂર કરતાં કારકૂનને કોઇ કોઇ જગાએ વધારે મળે છે તથા જો કે મ્હોટા મ્હોટા રોજગાર કર્યા તોએ ઉદ્યમી વેપારી એઓને જેવું રળતર થાય છે, તેવું રોજગાર કરનારને થતું નથી. ફક્ત છૂટક વેચનારાઓ તરફ જોવું નહીં. જથાબંધ વેચનારા જે મ્હોટા વેપારી, તેમની તરફ જોવું. એ તો હશે.

પણ ખેતી કરનાર તથા શિલ્પ કરનાર પોતાનો માલ વેપારીઓને વેચે છે. તે થકી તેમને વળી બીજું એક હિત થાય છે કે, તેઓએ તે માલ ઉત્પન્ન કરવાને જે પુંજી વહિવટી હોય છે, તે તેમને તે વેપારીઓ કનેથી જલદી જ મળે છે. તે જો તે માલ કિરકૂળ વેચનારાને વેચત તો તે પુંજી તેવી જલદીથી ઉભી થાત નહીં. વેપારીને માલ વેચ્યો સતે કીંમત તાબડતોબ મળે છે.

કોઇ એક રૂનું કારખાનું ચલાવનારે મજૂર વગેરેના ખર્ચને સારુ એક હજાર રૂપિયાની પુંજી વહિવાટી, ને તે સઘળો તૈયાર થએલો માલ જથાબંદ ખરીદ કરનારા વેપારીને વેચ્યો, તો તેને તેના અગ્યારશે રૂપિયા આવશે. કદાચ એમ ન કરતાં પરચુરણ પરચુરણ ખરીદદારોને તે માલ તેણે મોહોસમસર વેચ્યો તો તેને બારશે અથવા તેરશે રૂપિયાનો આસરો નજર આવશે. પણ તે રૂપિયા તેને તાબડતોબ મળવાના નહીં, હલવે હળવે મળતા જશે. તેણે કરીને મજૂર લોકોની મજૂરી વગેરેના ખર્ચનો નિકાલ કરવામાં તેને ઘણી અડચણ પડશે.

**ગોપાળ**—ખેતી કરનારને અનાજ વગેરેની કીંમત ઉતાવળે મળી નહીં તો; તેમને આવતે વરસે ખેડ કરવાને મ્હોટી અડચણ પડશે. કેમકે, વાવવું, નીંદવું–વગેરે કરવાને જે મજૂર જોઇએ છે, તેમને રોકડી મજૂરી આપવી પડે છે.

**મહેતાજી**—ખરું પણ એવી અડચણ પડે તે સારુ ખેતીનું ખટલું કરનારા અથવા તેવા જ બીજા કસબ કરનારા પોતાની પુંજીના બે વિભાગ કરે છે. અર્ધી પુંજી માલ મસાલો વગેરે કચ્ચી જિનસો જે ધંધો ચાલૂ કરવાને જોઇએ તે તરફ લગાડે છે, ને અર્ધી પુંજી મજૂર વગેરેના ખર્ચ તરફ લગાડે છે. ખેતી અથવા શિલ્પ કામ કરનારે વેપાર કરવો પત કર્યો તો ચાલશે. પણ તે બંને ખટલાં તેનાથી બરોબર સરાણે ચડવાં કઠણ. કારણ પૃથ્વી ઉપર જે જે નિપજે તેનો ફેલાવો કરી આપવો, એ વેપારવડે થાય છે. એ કામમાં તો સ્વતંત્ર માણસોનો ખપ, તેમની પુંજી, વખત, ધ્યાન, એ સઘળું વેપાર તરફ જ લાગ્યું જોઇએ, ત્યારે તે વેપાર સારી રીતે થવાનો. શિલ્પ અને ખેતી એ એક કોરે મુકીને વેપાર કરયો હોય તો ઠીક. એવું છતાં એ, ખેતી, શિલ્પ એઓની મદદ હોયાથી જ વેપાર સારો ચાલશે. સારાં અને ઘણા રસ્તા હોય તથા સારી વેહેતી નેહેરો હોય એટલે મુલકમાં જે જિનસ નિપજી હોય તે પીઠો પીઠ થોડી મેહેનતે અને ઉતાવળે લઇ જવાને ઠીક પડે છે. કારણકે થોડી મેહેનત તથા જલદી એઓએ કરીને વખત તથા મેહેનત થોડાં લાગે છે. હરકોઇ જિનસ નિપજાવવાને થોડી વાર અને મેહેનત લાગ્યાં હોય તો તે જિનસ સસ્તી થાય છે.

**ગોપાળ**—જ્યાંહાં રસ્તા નથી હોતા, ત્યાંહાં ખેડુતોને પોતાના અનાજ વગેરે બજારમાં વેચવા સારુ મોકલવાને અડચણ પડે છે. એવું જ્યાંહાં હોય છે, ત્યાંહાં ખેડુત પોતાના કુટુંબના નિર્વાહ પૂરતું અથવા પડોશના જ કોઈ લેનાર હોય, તેમને વેચાતું આપવા જેટલું જ અનાજ પકવશે. તેણે તે અનાજ ખાઇને જ નિરાંતે બેસવું. શિલ્પ કૃતિવડે જે નાના પ્રકારના પદાર્થો નિપજે છે, તેમની તેઓએ આશા રાખવી નહીં. કારણકે

ચૂળમાં રસ્તા જ નહીં, ત્યારે તેમની તરફ તેવી જિનસો કોણ કઇ રીતે લઇ જશે? રસ્તાની સોઈ ન હુઇ તો શિલ્પ કરનારાને પણ પોતાનો તૈઆર થએલો માલ બજારમાં વકરો થવા સારુ મોકલવાને ઘણી અડચણ પડે છે.

મહેતાજી—જ્યાંહાં રસ્તાની સોઇ જ નહીં હશે ત્યાંહાં ગામ, શેહેર એઓનું વસવું, નાના તરેહનાં કસબો ચાલવા એ ક્યાંહાંથી થવાનું? અરે અનાજ વગેરે શેહેરમાં રેહેનારાઓને ન પોહોંચ્યાં તો તેઓ છવશે કેમ? કારીગિરીવડે કરેલી જિનસોનો ખપ ખેડુતોને તો છે જ, પણ તેના કરતાં શિલ્પ કર્મ કરનારને અનાજવગેરેનો ખપ ઘણો જ છે. કોઇ એક ગામના રેહેનારા પોતાના નિર્વાહ કરતાં અનાજ વગેરે જ્યાદે પકવે છે, ત્યારે તે વધારે પાકેલું શેહેરના કારીગરોને મળે છે. તેમ જ તે કારીગરો પોતાને જે જિનસોનો ઉપયોગ હોય, તે કરતાં વધારે જિનસો તૈયાર કરે છે. તે વધારે તૈયારથયલી જિનસો ખેતીકામ કરનારને મળે છે. તેથી ગામ ગામોતરાં, પ્રાંત એઓ વગેરે માંહેથી શહેરમાં જવા આવવાને જેવી જેવી રસ્તાની સોઈ હોય છે, તેવી તેવી ખેતીકામની તથા શિલ્પકામની વૃદ્ધિ થાય છે. એ ઉપરથી જોતાં આ દેશમાં લોહોડાના રસ્તા ચાલૂ થયા, તેથી હવે મ્હોટા લાભ થશે. કેટલાએક દેશના ઇતિહાસ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, શિલ્પ તથા વેપાર એઓનો વધારો થયો ત્યારે જમીનની ખેડ સારી વખાણવા લાયક થઈ. ઈંગ્લાંડ દેશના વૃત્તાંત ઉપરથી એવું સમજાય છે કે, ત્યાંહાંની રાજ્યરીતિ પૂર્વે કંઇ વિલક્ષણ હતી. લોકોની રીતભાત રાની લોકોના જેવી હતી, તેથી દેશ સંપત્તિ વધવાને તથા ત્યાંહાં સુધારાની ચાલ થવાને અટકાવ થતો. એવું છતાંએ પ્રકૃતિસિદ્ધ અનુકૂળતાના યોગે કરીને સારું જ થયું, શેહેર વસવા લાગ્યાં, સંપત્તિ તથા સુધારો એમની સારી ચાલ થઇ, અને ખેતીકામની પણ ઉત્તમ રીતે પ્રવૃત્તિ થઈ.

ગોપાળ—અહીંથી તહીં જવાને રસ્તા હોય, એટલે જિનસો સુખે લવાઇ લઈ જવાય છે, એવું આપે કહ્યું, પણ રસ્તા જો કે થયા તોપણ તે ખેડાણ જમીન લઇને કર્યા હશે. જમીનના ઘાસ દાણા વગેરેનું ઉત્પન્ન કેટલું તથા રસ્તાઓ થકી ઉત્પન્ન કેટલું એનો વિચાર કીધો હોય તો રસ્તાઓ થકી કંઈ નફો થયો નથી, પણ ઉલટો તોટો થયો છે એમ લાગે છે, જે જમીનની ખેડ થતી હશે તે રસ્તો બનાવવાના કામમાં ખપ લગાડવી, એ તો ખેતરમાં લાવણીને માટે કામે લાગેલા લોકોને કાઢીને રસ્તા ઉપર કામે લગાડવા સરખું છે.

મહેતાજી—અરે સંપત્તિની વૃદ્ધિ થવાને જેવી ખેતી કારણ, તેવા જ રસ્તા તથા પાણીના નેહેરો કારણ છે. જો રસ્તા, નેહેરો ન હોત તો વેપાર કરવો તે બંદરો,

ખાડિઓ, નદિઓ, એઓવડે જ થાત. પગરસ્તો ન હોત તો મુંબઇથી થાણે રોજ જળમાર્ગે વેપાર કરવાને અડચણ પડત તથા ખર્ચ પણ વધારે બેસત.

**ગોપાળ**—મહારાજ, ખાડી, નદિઓવડે કામ ચાલતે સતે નેહેરો શા સારુ જોઇએ, અને નેહેરો એ તે શું છે?

**મહેતાજી**—નદિઓ વગેરેનું પાણી બીજે ઠેકાણે લઇ જવા સારુ સારો વેહેતો મ્હોટો પોહોળો ખોદીને જે માર્ગ કરે છે તેને નેહેરો કરીને કહે છે. જ્યાંહાં નદિઓનું સુખ નથી હોતું, ત્યાંહાં નેહેરો બાંધે છે. હિંદુસ્થાનમાં પણ એ પ્રમાણે એક મ્હોટી નદી સરખો પાણીનો નેહેરો દિલ્લીના બાદશાહ ફિરોઝ તઘલખ એણે હાન્સી શેહેર થકી તે હિસ્સાર શેહેર સુધી બાંધ્યો હતો. એવું મૌટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન સાહેબના ઇતિહાસ ઉપરથી જણાય છે.

**ગોપાળ**—વારુ, મહારાજ હાલમાં એવા નેહેરો આ દેશમાં બાંધતા નથી કે?

**મહેતાજી**—શા સારુ બાંધતા નથી? હાલ હિંદુસ્થાન પ્રાંતમાં એક મ્હોટો નેહેર બાંધે છે. ત્યાંહાં રુરકી ગામમાં નેહેરોનું કામ જોવાને એક ગૃહસ્થ ગયો હતો. તેણે તે કારખાનાનું વર્ણન એવું કીધું છે કે, ઇંગ્લાંડની રાણીએ શીખ લોકની હાર કરીને કોહીનૂર કરીને જે મ્હોટો હીરો મેળવ્યો, ને જે ઉપરથી યૂરોપના સઘળા લોક એશિઆ ખંડની કેટલી સંપત્તિ, અને તે ખંડમાં ઇંગ્રેજ લોકોની સત્તા કેટલી એની અટકળ કરવા લાગ્યા, અને જેની કીંમત કહિએ તો પાંસેઠ હજાર રૂપિયા એવો હીરો પણ હાલ ઇંગ્રેજ લોકો હિદુસ્થાનમાં ગંગાને લગતો એક મ્હોટો નેહેરો બાંધે છે તે કામની બરોબર થવાનો નહીં. કારણ કે, તે નેહેરાના યોગથી દર વર્ષે સરકારને કોહિનૂર હીરાની કીંમત કરતાં ત્રમણો પૈસો ઉપજીને આ દેશના લોકોનું જાસક કલ્યાણ થશે. આ વાત થોડાઓને જ માલમ હશે. પણ એ નેહેરોમાંહેથી ગંગા વેહેવા લાગી, એટલે આ દેશનો વેપાર વધીને અહિઆંના લોકોનું કલ્યાણ થશે.

એ કામ ઘણું જ મ્હોટું હોઇને સરકારે પોતે ચલાવ્યું છે ને એ કામ ચલાવવાની સરકારને જરૂર પડી હતી, એવું પણ નથી. એ કામની શુરુઆત થઈ ત્યારે કોઈ કોઈ કેહેવા લાગ્યા કે, આ ગોરા લોકોએ દેવતાનો તિરસ્કાર માંડ્યો છે, એ કેટલુંએ ઊંડું ખોદેની, પણ તે પોતાના રસ્તા બાહાર જવાની નહીં. હવે એ કામ પાર પડશે એવું ઘણાએક કેહેવા લાગ્યા છે. પણ તે બોલવામાં તેઓ એવું જણાવે છે કે, એ કામ વખતે પાર પડ્યું તો તે લોકોની સદી છે. ઇંગ્રેજ લોકો જે વાત હાથમાં લેશે તે સરાણે ચઢાવશે, એ વિશે અમારી ખાતરી છે.

ગોપાળ—નેહેરના યોગવડે હિંદુસ્થાન પ્રાંતમાં હોડિઓ ચાલવા લાગશે. તેણે કરીને જિનસો લઈ જવા, લાવવાને ઘણું ઠીક પડશે. વારુ, મહારાજ, નેહેરો ક્યાંહાં બાંધે છે.

મહેતાજી—હરિદ્વાર કરીને એક પુણ્ય ક્ષેત્ર છે ત્યાંહાં હિમાલય પર્વત થકી ગંગા પડે છે, ને આગળ હિંદુસ્થાનમાં આવીને સુમારે બે હજાર કોસ ઉપર વેહેતી જઈને સમુદ્રને મળે છે. એ હરિદ્વાર પાસે નેહેરો બાંધવા માંડી છે. હરિદ્વાર થકી સુમારે દશ કોસની અંદર એ કામને ઘણી મ્હોટી અડચણો આવી પડી હતી. તે એવી કે તેટલા અંતરમાં ત્રણ નદિઓ આડી આવી, અને તેઓ માંહેથી નહેરો પાર કરવાને જુદી જુદી યુક્તિઓ કરવી પડી. એક નદી ઊંચાણ ઉપર હતી, તેથી તેની હેઠળથી નેહેરો બાંધીને લઇ ગયા છે, તથા એક ઉપર પૂલ બાંધીને તે ઉપરથી નેહેરો લઈ ગયલા છે અને ત્રીજીની એક બાજૂએથી લઇ ગયા છે. તે કામ ઉપર ગુડનવી તથા આલીન કરીને બે સાહેબો છે; તથા તેમના હાથ હેઠળ ચાર પાંચહજાર માણસો છે.

ગોપાળ—તે નેહેરો બાંધવાને સામાન જોઈતો હશે તે ક્યાંહાંથી લાવતા હશે?

મહેતાજી—રુરકી ગામ ખાતાના મિનારાની છેક નજીક સિવાલિક પાહાડ આવેલો છે. એ ડુંગરમાં ઈમારતનાં તથા બાળવાનાં લાકડાંનો કંઈ જ તોટો નથી. તે નેહેરના કામને સારુ તથા બીજાં કારખાનાંને સારુ જે લાકડું જોઇએ છે, તે ઈજારદારો રાન માંહેથી લાવીને પોંહોંચતાં કરે છે. તેમને ઈંટો જોઈએ તે તેઓ ત્યાંહાં મજૂરો રાખીને તેમની પાસે કરાવી લે છે. ઈંટો પાડવાનાં યંત્રો ઈંગ્લાંડ થકી અણાવ્યાં છે; તથા તે નમુના ઉપરથી તેવાં યંત્રો અહિંઆં ઘણાં બનાવ્યાં છે. તે એક યંત્ર બનાવવાને ઈંગ્લાંડમાં જે ખર્ચ બેસે છે, તેટલા ખર્ચમાં અહિંઆં ત્રણ યંત્રો બને છે. એ એક યંત્રવડે એક દિવસમાં અગ્યાર હજાર ઈંટો પડે છે. એટલી ઈંટોને પાંચ રૂપિયા મજૂરી બસ. હવે ભાંગી તૂટી ઈંટોને વાસ્તે સેંકડે દસ બાદ કરિએ તો પાંચ રૂપિયે દસ હજાર ઈંટો પડે છે. એ યંત્રની મદદે સત્તાવીશ રૂપિયામાં જે ઈંટો થાય છે, તે આપણી બીજી રીતે કરવાને સો રૂપિયા લાગે છે. એ રુરકી ગામ પાસે સર્પણ અત્યંત સસ્તાં, તથા કારખાનાના નિગેદાર લોકો ઘણા જ ચતુર ને હુશિઆર, તેથી કરીને એ ઈંટો પકવવાને પણ ખર્ચ ઓછો બેઠો.

ગોપાળ—વારુ, એ કારખાનામાં કામ ઉપર મુખ્ય નિગેદાર સાહેબ લોકોને શા સારુ રાખે છે?

મહેતાજી—તેનું કારણ એવું છે કે, મ્હોટાં મ્હોટાં શિલ્પ કામ સારાં કરવા લાએક શિલ્પ વિદ્યામાં અહિંઆંના લોકોની ગતિ સાહેબ લોકોના સરખી નથી. વળી એવું પણ

છે કે, પોતાની પાસે જ કારખાનું તથા ચોકસી રાખી હોય તારે જેવું કામ થાય છે, તેવું બહાર ઈજારદારોને આપે થતું નથી. સારા વિશ્વાસથી કામ કરનાર ઈજારદારો આ દેશમાં થોડા જ મળી આવશે. રુરકીના કારખાનામાંહેનું કામ ચલાવનાર સાહેબ લોકોથી હરકોઇ એક બાંધવાનું કામ નેટીવ લોકોને અપાતું નથી. આટલો પૈસો આપો તો આટલું કામ તૈઆર કરી આપીએ, એવો કરાર કરી આપવાને ઘણા નેટીવ મિસ્તરિઆ તૈઆર છે, પણ તેઓ ઉપર વિશ્વાસથી કામ નખાતું નથી. જ્યાંહાં કામ ન્હાનું હોય તે મ્હોટું કરીને દેખાડાય છે, તથા જયાંહાં કરેલું કામ સારું અથવા નરસું નજરે આવતું નથી, એવે ઠેકાણે કામગાર લોકોને તક મળે તો તેઓ યજમાનને ઠગે છે. સારી નીતિથી ચાલવાની શિક્ષા ન હોયાને લીધે એવા ન્હાના મજૂર થકી તે મ્હોટા કામગાર સુધી અન્યાયવડે ચાલવાનો સ્વભાવ પડતો ગયાને લીધે વેહેવાર તથા વેપાર ન ચાલતાં દેશસંપત્તિ તૂટવાની.

**ગોપાળ**—મહારાજ, એવાં કારખાનાં ચાલૂ થયાથી તથા આ નેહેરા સરખા મ્હોટાં કામો આપણા દેશમાં ઘણાં થયેથી વેપાર વધીને સારી ભરાભરી થશે.

**મ્હેતાજી**—અરે ભાઇ એટલું જ શું ? એ થકી આપણા દેશને બીજા પણ ઘણા લાભો છે. યૂરોપિઅન લોકોએ એવાં મ્હોટાં મ્હોટાં કારખાનાં અહિંઆ ચલાવ્યાં, એટલે તે કારખાનાઓમાં નેટિવ કારીગર લોકો ઘણા ખપશે. તેણે કરીને તેમને યૂરોપખંડમાંનાં કળા કૌશલ્યો આવડી જશે તથા તેમને હાથે તરેહ તરેહનાં કામો બનશે. હશે, જ્યાંહાં પ્રકૃતિસિદ્ધ અનુકૂળતા નથી હોતી ત્યાંહાં પાછળ કહેલાં સાધનો કરવાં પડે છે. એવી નેહેરો હોડિઓ વગેરે ચલાવવાને ઈંગ્લાંડ સરખાં મ્હોટ મ્હોટાં શેહેરોમાં કીધી હોય છે. એમના યોગથી માલ લઈ જવા લાવવાને જેવું ઠીક પડે છે તેવું નદી વગેરેથી ઠીક પડતું નથી. નદી કોઈ ઠેકાણે વાંકી ચૂંકી તથા દૂર હોય છે, ને હમેશાં જ વેહેતી હોતી નથી. ખાડિઓમાં તો ભરતી ઓટનું સંધાન રાખીને ચાલવું પડે છે. વેપાર સારો ચાલે, લોકોને પાણીનું સુખ થાય તથા ઝાડપાન, ખેતી સારાં થવા વાસ્તે એવી નેહેરો તથા મ્હોટા મ્હોટા ખર્ચ કરીને ગામ, શેહેર, તથા વેપારનાં ઠેકાણાં એઓનાં સંધાન ઉપર બાંધેલાં હોય છે; તેઓ થકી તેમના ધણીને ઉત્પન્ન પણ ઘણું થાય છે, આણી તરફ તુંગભદ્રા અને કાવેરી એ નદિઓની, ખેતી કરવા સારુ કાંઈ નેહેરો કાઢેલી છે.

વેપારના ત્રણ ભેદ છે. સ્વદેશ વેપાર, પરદેશ વેપાર, અને બાહ્યદેશ વેપાર. કોઈના મુલ્કમાં અંદરનો અંદર સમુદ્રકાંઠાથી જે વેપાર ચાલ્યો હોય છે, તે સઘળાને સ્વદેશ વેપાર કેહેવો. જે કોઈ પોતાના દેશની જિનસ આપીને પરમુલ્કી જિનસ લેવાનો

વેહેવાર કરે છે, તેને પરદેશ વેહેવાર કેહેવો તથા પોતાના દેશની જિનસ ન લેતાં એ સઘળી જિનસ બીજે દેશ લઈ જઈને ત્યાંહાંની જિનસ ઉપર બાહારો બાહાર જે વેપાર કરે છે, તે બાહ્ય દેશ વેપાર કેહેવો. તે માંહેથી હવે સ્વદેશ વેપારવિશે વિચાર કરિએ.

**ગોપાળ**—જેનો જે દેશ તેને તે દેશવિશે સ્વદેશ વેપાર, બીજા વેપારો કરતાં વધારે લાભકારક છે, એમ સમજવું. કારણ કે સ્વદેશ વેપાર કીધાથી તેના જ દેશના લોકોમાં ઉદ્યોગની બઢતી થાય છે.

**મહેતાજી**—સ્વદેશ લોકોને ઉદ્યોગ મળે એ હિતની વાત તો ખરી, પણ જે પરદેશનો આપણા દેશ જોડે વેપાર ચાલ્યો હોય છે, તે દેશમાં લોકોને ઉદ્યોગ મળ્યો તો તેમાં આપણું કંઈ માઠું થતું નથી. કારણ કે જેમ આપણી તરફના લોકો જિનસ ઉત્પન્ન કરે છે ને તે આપણે પરમુલ્કે મોકલિએ છૈએ, તેમ ત્યાંહાના લોકોએ બનાવેલી જિનસ આપણા ઉપભોગને સારુ આપણી તરફ આવે છે. મુલ્કમાંને મુલ્કમાં વેપાર થયાથી એટલું તો થાય છે ખરું કે, વેપારમાં જે મળવાનું તે જલદી આપણા હાથમાં આવે છે. જેમ જેમ પીઠ પાસેના પ્રાંતોમાં હોય છે, તેમ તેમ ત્યાંહાં વકરો થયાની પુંજી વેપારીને જલદી મળે છે, તથા તેમ તેમ ખેતી કરનારા પાસેથી અથવા શિલ્પ કામ કરનારા પાસેથી બીજી જિનસો વેપારને સારુ લેવાને ઠીક પડે છે. અરે સુરત, પુના, ભરુચ, રાજાપૂર એ જગોએ મુંબઈના વેપારિઓનો વેપાર ચાલ્યો હોય તો લેણ દેણનો જેવો જલદીથી નિકાલ થશે, તેવો કલકત્તા, ચીન, ઇંગ્લાંડ વગેરે દૂર દૂર દેશમાં વેપાર ચાલ્યો હોય, ને મ્હોટો નફો થતો હોય તોય લેણ દેણનો નિકાલ જલદીથી થવાનો નહીં.

**ગોપાળ**—ત્યારે દૂર દેશોમાં, પરમુલ્કે આપણે વેપાર કરવો નહીં કે?

**મહેતાજી**—તેઓ સાથે વેપાર ન કરવો એવો મ્હારા બોલવાનો ભાવ નથી. દૂર દેશ જોડે વેપાર કીધાથી લેવા દેવાને જે વિલંબ લાગે છે, તે વિશે હું કહું છઊં. પરદેશ જોડે અદેખાઈની દાનત છોડી દઈને વેપાર કરવો. નિષ્કપટીપણાથી તથા સાચવટથી એક દેશનો બીજા દેશ જોડે વેપાર ચાલ્યો હોય તો તેમાં એકમેકને મ્હોટો લાભ થાય છે. હશે, એ જ બાબત વિશે વળી કંઈ બીજું બોલવાનું છે તે કાલ કાઢીશું. સારાંશ, આપણા મુલ્કમાં કે પરમુલ્કમાં વેપાર કરવો, તે સંપત્તિની નિપજ ઉપર છે. સબબ સંપત્તિનાં ઉત્પતિ કારણો, પછી તે મુખ્ય કારણ હોય અથવા ઉપકારણો હો, તે વિશે જેટલો વિચાર થાય તેટલો થોડો; માટે તને તે ઉપકારણો કહીને પછી પરદેશ વેપારનો આપણે આરંભ કરીશું.



# ઉત્તરભાગ સંવાદ ૧૯ મો

## પરદેશ વેપાર વિશે

**પરદેશ વેપારથકી શા શા લાભ થાય છે-વધારે થએલી પુંજીની પરદેશ વેપારમાં શી રીતે યોજના થાય છે-તથા વધારે થએલી જિનસોનો વહિવટ શીરીતે કર્યામાં આવે છે-પરદેશ વેપાર કરવા સારુ લોકોને ઉમેદ થવા વાસ્તે સરકાર માંહેથી શી માફી કરેલી છે-પરદેશ વેપારની મનાઈ કરી હોય તો શું તથા શી રીતે થાય છે-એ સઘળું કહેલું છે.**

ગોપાળ—પાછલા સંવાદમાં આપનું બોલવું એવું થયું કે પરદેશ જોડે બિન કપટીપણાથી ને સાચવટથી વેપાર કરવો. પણ મ્હને લાગે છે કે પરદેશ જોડે વેપાર કરવો નહીં; આપણા દેશમાં ઉદ્યોગનો જેટલો વધારો થાય તેટલો કરવો, તેમાં આપણું સારું છે.

**મહેતાજી**—પરમુલ્કમાં ઉદ્યોગનો વધારો થયા વગર આપણા મુલ્કમાં ઉદ્યોગનો વધારો થનાર નહીં. કારણ કે પરમુલ્કમાં વસ્તુઓનો ખપ હોયા વગર આપણી તરફ જિનસ ઉત્પન્ન કરવાની ઉમેદ લોકોને થનાર નહીં. જો પરમુલ્ક જોડે વેપાર કરવાની મનાઈ કરી તો અપણા મુલ્કમાં જેટલી જિનસોનો ખપ થવાનો, તેટલી જ જિનસોને પૂરતો ઉદ્યોગ કરવો, એમ લોકોને લાગશે. જો મુંબઈ તથા બીજે ઠેકાણે શાલ જોડિઓ ન મોકલવી એવો કાશ્મીર દેશમાં સરકારહુકમ થયો તો ત્યાંહાંના લોકોને શાલ જોડિઓ પૂરી પડવા જેટલો જ ઉદ્યોગ થશે. એવું થયા સતે ત્યાંહાં તે જિનસોનો ખપ કેટલો તથા તે પ્રમાણે જિનસ ઉત્પન્ન કરવાને ઉદ્યોગ કેટલો કરવો જોઇશે તે જોવું.

ગોપાળ—જો તે દેશમાં શાલ જોડિઓનો ખપ થતો ન હોય તો, જે જિનસનો ખપ હોય, તે જિનસ ઉત્પન્ન કરવાનો ઉદ્યોગ કરવો.

**મહેતાજી**—જે જિનસનો આપણા દેશમાં ખપ છે, પણ તે ઉત્પન્ન કરવાને આપણી પાસે પુંજી નથી તો કેમ કરવું, એ સારુ જે જિનસનો ખપ સ્વદેશમાં થઇને વધારે જિનસ બાકી રહે એવી પુંજી પાસે હોય, તથા તે પુંજીનો વહિવટ કરે સતે વધારે પુંજી ઉત્પન્ન થઇ તો તે ઘરમાં રાખેથી શું ફળ? તેનો વિક્રય થવાને તે પરમુલ્કે મોકલવી જ જોઇએ. એટલે એમ કે પરદેશ સાથે વેપાર કરવો એવું સિદ્ધ થાય છે. વારુ, હવે સઘળી પુંજી ફક્ત સ્વદેશ વેપાર તરફ લગાડી હોય તો શું અને શી રીતે થાય છે એનો આપણે વિચાર કરિએ. જો ચીન દેશમાં એવો હુકમ થયો કે, ત્યાંહાંની ચાહા, સાકર વગેરે પરમુલ્કે મોકલવાં નહીં. તો પછી તે વસ્તુઓનો તે દેશમાં થોડો જ

ખપ થવાનો ને તે પ્રમાણે તે વસ્તુઓ ઉત્પન્ન કરનારાઓનો ઉદ્યોગ પણ કમી થશે. એ જ પ્રમાણે જમેકા કરીને એક બેટ છે. ત્યાંહાંની કાફી, ખાંડ; રુશિયા દેશનાં ભીંડી, સણ, પિરુ તથા ચિલી; અહિંઆંની ગળી, વનસ્પતિ વગેરે પરમુલ્કે મોકલવાની મનાઈ થઈ હોય તો ઉદ્યોગની કમી થઇને લોકોને ગરીબી આવવાની.

**ગોપાળ**—મ્હારું કેહેવું એવું છે કે, આપણા દેમમાં, માલનો ખપ હોય તેટલો માલ ઉત્પન્ન કરવો ને વધારે થાય તો તે પરદેશ મોકલવો.

**મહેતાજી**—અરે, માલનો વહિવટ સ્વદેશમાં અથવા પરદેશમાં કરવો, એ વાત જે માલની જેવી કીંમત આવે તે ઉપર છે. સ્વદેશની કીંમત કરતાં પરદેશની કીંમત વધારે મળવા લાગી તો પરદેશ માલ મોકલવાનો લોભ ઉત્પન્ન થયા વગર રેહેવાનો નહીં.

**ગોપાળ**—પરદેશમાં માલ ઉપર વધારે નફો મળવા લાગ્યો એટલે સમજવું કે આપણા દેશ કરતાં તે દેશમાં તે માલનો ખપ વધારે છે.

**મહેતાજી**—હા, હરકોઈ દેશમાં ખેડ કામ અથવા શિલ્પ કામવડે થએલા પદાર્થ પ્રથમ તો દેશમાંહેના ખપ જેટલા જ હોય છે; ને તે ખપ કરતાં વધારે થએલા પદાર્થ પરદેશના પદાર્થોને કાજે બદલે આપવામાં આવે છે. એવું જો ન હોય તો વધારે પદાર્થ ઉત્પન્ન થવાના નહીં, તથા તે વધારે પદાર્થ ઉત્પન્ન કરનારાઓને આગળ ઉદ્યોગ મળવાનો નહીં.

પ્રથમ, દેશમાં અનાજ વગેરે ઉત્પન્ન થાય છે, તે આપીને તેઓને બદલે પરમુલ્કનાં વાસણ કુસણ, કપડાં લત્તાં વગેરે પદાર્થ વેચાતા લે છે. એ પ્રમાણે નવા વસેલા અમેરિકાખંડમાં ચાલેલું છે. પોલાંડ તથા રુશિઆ એ ઠેકાણે સંપત્તિ તથા લોકસંખ્યા એમની ગતિ ધીમી છે, તેથી ત્યાંહાં પણ તેવો જ સાટાંનો વેહેવાર ચાલે છે. દેશમાં સંપત્તિ તથા લોકસંખ્યા સારી જ થઈ એટલે જ્યાંહાં જે અનાજ પાકે છે તે ત્યાંહાંના લોકોના જ ગુજરાન સારુ જોઈએ છે. પછી વધારે થએલા લોકોને ઉદ્યોગ મળવા માટે નાના પ્રકારના કસબોની ચાલ થવા માંડે છે. પછી રેહેતે રેહેતે અનાજની વધારે જરુર પડે છે ત્યારે ત્યાંહાં બાહારથી અનાજ આવે છે. તે ત્યાંહાંના કસબી લોકોએ જે જિનસો બનાવી હોય છે, તે આપીને તેઓ લે છે. કનિષ્ઠ પ્રતીની જમીનમાં પકવવાને ખર્ચ ઘણો બેસે છે, માટે જિનસ આપીને તેઓ જે અનાજ લે છે તે સસ્તું મળે છે; એ પ્રમાણે કેટલાક દેશોમાં થાય છે.

**ગોપાળ**—દૂર દેશ સંગાતે વેપાર કર્યો હોય તો જે મળવાનું તે કેટલીક વારે મળે છે, ઉતાવળું મળતું નથી. ત્યારે એવા દૂર, પારકા, મુલ્ક જોડે વેપાર કરવામાં નફો શો?

**મહેતાજી**—જો કંઈ નફો હોત નહીં તો તે વેપાર કોઈ જ કરત નહીં. જેવી જેવી વિકાની પીઠ, તેવો તેવો વેચેલા માલ ઉપર નફો વધારે મળે છે. તે એટલો તો વધારે મળે છે કે, ઘણા દહાડા લાગ્યાનું નુકસાન, વાહાણનું નોર, સમુદ્રમાં કંઇ જોખમ ન લાગે તે બાબતનો વીમો એ સઘળું નફામાંહિથી ઉત્પન્ન થાય છે.

**ગોપાળ**—પરમુલ્કના લોકો એટલી મ્હોટી કીંમત આપીને આપણી પાસેથી જિનસો લે છે, તે કરતાં તેવી જિનસ તેઓ પોતે જાતે બનાવતા કાં નથી?

**મહેતાજી**—જે જિનસ જેવી પરમુલ્કમાં થાય છે, તેવી જ થોડે ખર્ચે પોતાની તરફ બનવા લાગી તો વધારે કીંમત આપીને તે બાહારથી કોઈ લેનાર નહીં. સઘળા જ પ્રાંતમાં અથવા સઘળા જ દેશમાં હવા, પાણી, લોકોના ગુણ, વેપાર, વગેરે એક સરખાં જ હોતાં નથી; ત્યારે જેવી એક જિનસ એક ઠેકાણે બને છે, તેવી બીજે ઠેકાણે ક્યાંહાંથી બનશે? લોકોમાં કેહેવાય છે કે, રેશમી કાપડ અમદાવાદ જેવું બીજે કોઇ ઠેકાણે બનતું નથી. લુંગડાંના જરીના પદર પેઠણમાં જ સારાં બને છે. પોર્ત્તુગાલ દેશમાં જેવો દ્રાક્ષનો દારુ થાય છે, તેવો કેટલોએ ખર્ચ કર્યા સતે ઇંગ્લાંડ દેશમાં ટાહાડને લીધે બનતો નથી. તેમ જ ઈંગ્લાંડ દેશમાં જેવી બનાત થાય છે, તેવી પોર્ત્તુગાલ દેશમાં થતી નથી. એવી બનાત ત્યાંહાં ઘણો ખર્ચ બેઠા સતે પણ બનતી નથી. સબબ તેઓના દેશમાં ઉત્તમ પ્રકારે કરીને થવા જેવી જે જિનસ, તે આપીને તેને બદલે તેઓ બનાત લે છે, તથા તે તેમને સસ્તી મળે છે.

**ગોપાળ**—વેપારને સારુ જિનસ પરમુલ્કે લઈ ગયે સતે તે ઉપર નફો ઘણો મળે છે, એમ તમે કહોછો, પણ તે જિનસનું ફક્ત નોર અને વીમો જ બેસે છે. એટલું જ નથી પણ તે જિનસની જકાત પણ આપવી પડે છે. એવું સતે મ્હોટો નફો તે ક્યાંહાંથી મળશે?

**મહેતાજી**—માલ ઉપર જકાત લે છે તે ઘણી સખ્ત લે છે, એમ નથી; ને તેમાં વળી પરમુલ્કે અમુક માલ વેપારને સારુ લઇ ગયા હોઇયે તો તેને વાસ્તે અમુક અવેજની માફી મળશે, એવો કોઈ કોઈ ઠેકાણે સરકારનો હુકમ હોય છે. તે પ્રમાણે અવેજ મુજરે મળે છે, તેથી જકાત આપવી ભારે પડતી નથી. લોકોએ પરદેશના વેપાર વિશે કમર બાંધવી, તેમાં તેમને પરદેશ વેપાર વિશે જે સ્વાભાવિક અનાસ્થા અને અપ્રીતિ તે આડાં ન આવે, માટે સરકારે વેપારી લોકોને ઉમેદ આવવા સારુ એ એક હિકમત શોધી કાઢી છે.

**ગોપાળ**—ત્યારે માલ ઉપર માફી મળવાની આશાએ, લોકો પરમુલ્કમાં જે માલ મોકલવાનો, તે કરતાં વધારે મોકલતા હશે કે?

**મહેતાજી**—હા, તે આશાએ કોઈ જગોએ એવું થાય છે કે, પરદેશ વેપારમાં જેટલી પુંજી નાખવાની, તે કરતાં વધારે પુંજી નાખવામાં આવે છે. જે માલનો નોર વગેરેનો જ ખર્ચ છૂટીને, ઘણો નફો થતો નથી, તે બાહાર ન જતાં ઘેર પડી રહ્યો તો સરકારને તે માંહેથી કંઈ જ ઉપજ થવાની નહીં; વાસ્તે વેપારીઓને મ્હોટા નફાની આશા નજર આવે તથા તે માંહેથી સરકારને પણ કંઈ ઉપજ થાય, એટલા સારુ વેપારીઓને સરકાર માફી આપવા લાગી.

**ગોપાળ**—એવી આશા ઉપર વેપારી સ્વદેશ માંહેથી, વધારે માલ પરદેશમાં લઈ જવા લાગ્યો તો સ્વદેશમાં વેપારની અંદર સમસમાન નફો થવાનો, તે ક્યાંહાંથી થશે?

**મહેતાજી**—સમસમાન નફો થવો, તેમાં કોઈકોઈ વખત ફરક પડે છે. બહુધા એવું થાય છે કે, અહિઆંનો માલ ત્યાંહાં જાય વાસ્તે સરકાર તે માલ ઉપર જેવી માફી કરે છે તેમ ત્યાંહાંની સરકાર સમજે છે કે, આ માલ આપણી તરફ આવ્યાથી આપણી તરફના માલના વિક્રયને નુકસાન થશે એમ સમજીને તે માલ ત્યાંહાં ઉતરતાં જ તે ઉપર જકાત લે છે. તેથી જેમ માફીની આશાએ માલ બાહાર લઈ જવાને ઉમેદ થાય છે, તેમ બાહારની જકાત જોઈને તે ઉમેદ કાંઇક ખંચાઈ જાય છે. એ સારુ મુલ્ક માંહેથી જેટલો માલ જવાનો, તેટલો જ બહુધા પરદેશમાં વેપાર સારુ જાય છે.

**ગોપાળ**—પરદેશમાં વેપાર કરવાને જકાતનો અટકાવ ન હોત તો વેપાર છૂટા-પણાથી ચાલત.

**મહેતાજી**—એવો અટકાવ એક અર્થે સારો છે. માફી ઉપર નજર રાખીને આપણી તરફના વેપારીઓ પરમુલ્કમાં ઘણો જ માલ લઈ જઈને વેચે તો પરમુલ્કી લોકોનું સારું થાય છે અને આપણું માઠું થાય છે. તેથી તેઓએ આપણી તરફના માલ ઉપર જકાત બેસાડેલી છે તે દુરસ્ત છે.

**ગોપાળ**—ખરું, એક દેશ અમુક પ્રકારે વેપાર ચલાવવાને જોયે છે, ને એક દેશ તે વેપારને અટકાવ કરવા ચાહે છે, પણ તે બંને જણાને જોતા મુકીને વેપારની જે સાહજીક ગતિ, તે ગતિથી વેપાર ચોતરફ ચાલે છે, એ મ્હોટો ચમત્કાર.

જે વસ્તુ આપણા દેશમાં થતી નથી, તે વેપારના યોગથી મળે છે. સબબ પરદેશ જોડે વેપાર જરૂર કરવો. પણ આપણામાં થવા જેવી જે વસ્તુઓ, તે વિશે પરદેશ વેપાર શા સારુ જોઇએ? યદ્યપિ વધારે ખર્ચ લાગ્યો તો એ તે આપણા દેશમાં જ બનાવવી.

**મહેતાજી**—કરવી નહીં એવું કોણ કેહે છે; એટલું જ કે તે વધારે ખર્ચ કરીને પરમુલ્કી વસ્તુના જેવી થવી તથા તેમના જેવી સસ્તી મળવી, એટલે પછી આપણી તરફના લોકોને પરમુલ્કી વસ્તુ વેચાતી લેવાની લતમાં પડનાર નહીં. પણ પાછળ બોલવું થયું કે, કેટલીએક જિનસ જે દેશમાં થવાની, તે તે જ દેશમાં બનશે; તે જ ફક્ત લક્ષમાં રાખવું. અરે કેટલોએ ખર્ચ કરીએ તો પણ કોંકણમાં જેવાં નાળિએર થાય છે, શ્રીવર્ધનમાં જેવાં સોપારી થાય છે, તેવાં નાળિએર તથા સોપારી અન્ય દેશમાં થશે કે? અથવા સુરતની બર્ફી તથા થાણાના જેવો ભભક મારતો પાઘડી વગેરેનો રંગ, તેવી બર્ફી તથા રંગ મુંબઈ, પુના એ શેહેરોમાં બનશે કે? વ્હર્જીનિઆ કરીને અમેરિકામાં એક પ્રાંત છે, ત્યાંહાં તંબાકુ થાય છે, તે, ઈંગ્લાંડમાં કોઇ કેહેશે કે હું કરીશ તો તે થવાનું નહીં; તથા ઈંગ્લાંડમાં જેવી બનાત થાય છે, તેવી વ્હર્જીનિઆમાં થવાની નહીં. સબબ બનાત આપીને તંબાકુ લેવાયે છે; એવું સારું કરવું, એમાં બંનો દેશના સારાંની વાત છે.

**ગોપાળ**—હજાર રૂપિયાનો તંબાકુ લઈને તેને બદલે હજાર રૂપિયાની બનાત આપી તો એમાં વેપારી લોકોને જે નફો થવાનો તે થશે. પણ દેશ સંપત્તિની વૃદ્ધિ થવાની નહીં.

**મહેતાજી**—એવું છે કે, એ બંને વસ્તુ જે ઠેકાણે બને છે, ત્યાંહાં એમને ઉત્પન્ન, કરવાનું બેસરણ એટલે અંગમૂલ ઓછું હોય છે. અને એઓ જે ઠેકાણે જાય છે, ત્યાંહાં એમનું સટામૂલ વધારે હોય છે. કારણ કે જે ઠેકાણે એ વસ્તુ પુષ્કળ હોય છે, ત્યાંહાંથી જ્યાંહાં એમની કમતી હોય છે ત્યાંહાં એઓ જાય છે. હજાર રૂપિયાનો તમાકુ ભરીને વાહાણ વ્હર્જીનિઆથી હંકાર્યું તે ઈંગ્લાંડના બંદરમાં આવ્યું હોય તો તે જિનસનો ત્યાંહાં ખપ ઓછો, તેથી કરીને તે જિનસના ત્યાંહાં મુદ્દલ ઉપર બસેં રૂપિયા ઉપજશે. એ જ પ્રમાણે હજાર રૂપિયાની બનાત ઈંગ્લાંડથી ભરી તો તેના વ્હર્જીનિઆમાં મુદ્દલ ઉપર બસેં રૂપિયા ઉપજશે.

**ગોપાળ**—જેવું માલનું ઉત્પન્ન થાય છે, તેવો તેની પાછળ નોર, ભાડું વગેરે ખર્ચ લાગ્યો હોય છે; તેના કરતાં જેને જે જિનસ જોઈએ તે તેણે ઘેરની ઘેર જ બનાવી તો સારું થશે. કેમકે પછી તેને બાહાર લઇ જવાની, ને બાહારથી પોતાની તરફ લાવવાની ખટપટ ટળે.

**મહેતાજી**—તું કેહે છે તે ખરું, પણ જો કે પરમુલ્કી વસ્તુ કદાપિ આપણી તરફ બની તો પણ તે બનાવવાને ઘણો જ ખચ લાગવા માંડ્યો તો કેમ કરવું? જો હજાર રૂપિયાની બનાત બનાવવાને એક માણસને એક હજાર દિવસ લાગ્યા, ને તે

બનાત આપીને બે હજાર દિવસની મેહેનતવડે બનેલો તમાકું લીધો તો જાણવું કે એક હજાર દિવસની મેહેનત બચી. એ જ પ્રમાણે જે બનાત વ્હર્જીનિઆમાં બનાવવા લાગ્યા તો બે હજાર દિવસ લાગે તે બનાત એક હજાર દિવસની મેહેનતવડે તૈઆર થયેલ તમાકુવડે લીધી તો એક હજાર દિવસની મેહેનત બચી એમ સમજવું. એ જ પ્રમાણે જે બનાત બનાવવા ગયેથી વ્હર્જીનિઆમાં બે હજાર દિવસ લાગે તે બનાત એક હજાર દિવસની મેહેનતવડે બનેલો તંબાકુ આપીને લીધી તો એક હજાર દિવસની મેહેનત વ્હર્જીનિઆમાં બચી એમ જાણવું. એ પ્રમાણે બંને દેશમાં સારું થાય છે. જે મેહેનત બચી, તે બીજા કોઈ ઉદ્યોગ તરફ લગાડી સતે તે થકી ઉત્પન્ન થાય છે. ને એવું ઉત્પન્ન પરદેશ વેપારના યોગથી થાય છે, ને તેણે કરીને દેશ સંપત્તિનો વધારો થાય છે.

**ગોપાળ**—ત્યારે જે જિનસ ઘેર બનાવી સતે જેટલો ખર્ચ લાગે છે, તે જિનસ પરદેશ વેપારના યોગથી તે ખર્ચ કરતાં અર્ધે ખર્ચે મળે છે.

**મહેતાજી**—હા, પણ એવું હંમેશાં થતું નથી.

**ગોપાળ**—એક જિનસ સારી અને સસ્તી, પાસે જ મળવા લાગી તો તે મુકીને દૂરની જિનસ લેવાને લોક જતા નથી તો ઠીક છે. પણ એવું વેપારી લોકો શા વાસ્તે કરે છે?

**મહેતાજી**—વેપારી પોતાની આસપાસના વેપારિઆ સાથે વેપાર કરે છે. તેનું કારણ એવું છે, કે પાસેનો માણસ ભલો છે, પ્રમાણિક છે, કે કેવો છે, એ જેવું જાણવામાં આવ્યું હોય છે; તેવું, દૂર દેશના રેહેનારા વિશે જાણવામાં આવ્યું નથી હોતું. વાસ્તે એવું, પાસેના રેહેનારા વિશે સમજાયાથી વેપારી એકાએક ફસાઈ જતો નથી. તેવામાં કંઈ વેહેવારમા તંટો પડીને અવેજ વસૂલ થયો નહીં એટલે પોતાની પાસેના રેહેનારા ઉપર સરકારમાં ફરિઆદ કરવાને ઠીક પડે છે. બહારના વેપારમાં જે નફો થવાનો, તેટલો જ નફો પોતાના દેશમાં વેપાર કીધાથી મળવા લાગ્યો તો પરદેશ વેપારનું કોઈ નામ લેનાર નહીં. ઘણા મ્હોટા નફાની આશા જ્યારે નજર આવે છે ત્યારે જ પરદેશ વેપાર વિશે કમર બાંધે છે. પણ જ્યાંહાં જેવો મ્હોટો નફો, ત્યાંહાં તેવું જોખમ વધારે, એ વાત વિસરીશ મા હો.

**ગોપાળ**—પરદેશ જોડે વેપાર કીધાથી આપણું તથા પરદેશનું એવું બંનેનું સારું થાય છે; એ મ્હને હવે સમજાયું. આગળ મ્હને લાગતું કે, આપણા દેશમાંથી માલનું હરણ થઇને પરદેશમાં ભરતી થાય છે; વાસ્તે મ્હને પરદેશ વેપાર વિશે સંદેહ આવ્યો હતો.

**મ્હેતાજી**—તે સંદેહ તને આવ્યો, પણ એવું છે કે કોઈ પણ વેપાર કાં હોતો નથી, પણ તેને કોઇ પ્રતિબંધ ન કરતાં તે સરલ ચાલ્યો તો તે થકી બંને પક્ષને સારું જ છે. તેમાં એકને થોડો ને એકને કંઇ વધારે નફો થાય છે એ વાત કંઇ ગણવામાં લાવવા જેવી નથી. વત્તો ઓછો નફો થવો, એ કંઇક તો લોકોની સ્વાર્થ દૃષ્ટિ ઉપર પણ છે. તે કેમ કહીશ તો, કોઇ એક જિનસ દીઠામાં આવી એટલે તે ઉપર વેપારિઓની દોડાદોડ થાય છે, ને એક ઉપર એક ચઢાઇ કરવા ચાહે છે. મ્હોટા વેપારિઓ એમ કરતા નથી; છુટક વેપારિઓ એમ કરે છે. વકરાના કામમાં એવી ચઢાચઢી થવા લાગી એટલે તે જિનસ ઉલટી સસ્તી થાય છે; લોક ખરીદ કરતાં ચઢાચઢી કરવા લાગ્યા, એટલે તે જિનસનો ભાવ ચઢે છે. એક જ જિનસની પાસે પાસે દુકાનો જેમ વધારે, તેમ તેમ તે જિનસ વધારે સસ્તી મળે છે.

**ગોપાળ**—ખરું, આપણો માલ પેહેલો વેચાય, એટલા સારુ એક દુકાનદાર બીજા દુકાનદાર કરતાં માલની કીંમત ઉતારતો જાય છે.

**મ્હેતાજી**—ત્યારે માલ મોંઘો થાય, એ વિશેની ચઢાચઢી દુકાનદારો તરફથી થાય છે, અને માલે સસ્તો થઇને સઘળાને મળવો, એ વિશેની ચઢાચઢી ઘરાકોની તરફથી થાય છે ત્યારે તેઓ માંહેથી દેશનું સારું થવા સરખી ચઢાચઢી કોની તરફથી થાય છે?

**ગોપાળ**—ઘરાકોની તરફથી એટલે માલ ખપાવનારાઓની તરફથી. દુકાનદાર છુટક વેહેવાર કરનાર વેપારી થયા તો પણ તેમને માલના ખપાવનારા સમજવા. કારણ કે તેની તરફ પણ બીજા લોકોની પેઠે માલનો ખપ થાય છે.

**મ્હેતાજી**—ખરું, સ્વાર્થબુદ્ધિ ન રાખતાં માલ સસ્તો થવા સારુ લોકોની તરફથી જે ચઢાચઢી થાય છે, તેણે કરીને જ માલની મ્હોટી કીંમતને તથા મનસ્વી નફો લેવાને અટકાવ થાય છે; ને તેણે જ કરીને માલની કીંમત ઉતરીને તે ઘટતી રીતે સસ્તો વેચાય છે.

**ગોપાળ**—વારુ, ખ્યાલી ખુશાલીની જિનસ આપણા દેશમાં બને છે, તે મુકીને મુલકી જિનસ ખ્યાલી ખુશાલી સારુ લેવી કે?

**મ્હેતાજી**—સર્વસાધારણ વેપાર કહ્યો, એટલે તેમાં સઘળી જિનસો આવે છે. સંસારને ઉપયોગી પડે, અને જેણે કરીને ઉપભોગ થાય, એવા પદાર્થો પરમુલકમાં થયા ને તે આપણને સસ્તા મળ્યા તો તે શા સારુ લેવા નહીં? આપણી તરફ લુગડાં, સાડીઓ, પાઘડીઓ એવાં એવાં સારાં લુગડાં બને છે, પણ ચિત્રો તથા ઘરમાં મોજને સારુ રાખવાનો સામાન વગેરે સારાં ઉમદા બનતાં નથી. છેવટે ચીન, ફ્રાન્સ, ઈંગ્લાંડ એવા એવા દેશોથી અનેક તરેહની છીટો, કાપડ, ઉનનાં વસ્ત્ર, બિલોરી કામ, ચિત્ર, તથા તેમ જ મરકત, મુસુંબ, આર્બસ્થાન એ ઠેકાણાના મેવા, ફળો વગેરેનો વેપાર આપણા

દેશ જોડે ચાલ્યો હોય છે; તે તે જિનસ ઠીક પડે તેમ લેવી; તે પરમુલકની છે એમ સમજીને તે વિશે આગ્રહ ધરવો નહીં.

**ગોપાળ**—ખરું, તે પરમુલકની જિનસ લેવી તેમાં તે સઘળિઓ લેવામાં આપણી તરફથી દ્રવ્યનો જ ખર્ચ થાય છે એમ નથી. અહિંઆંની જિનસ બદલે આપીને પણ તે જિનસો લેવામાં આવે છે.

**મહેતાજી**—આપણી તરફના લોકોને તેવી જિનસો બનાવતાં આવડતી નથી તથા તેઓ તે જિનસોને બનાવવાના કામની જે કળા વિદ્યા, તેમની ભરતી પણ તેઓ પાસે નહીં. સબબ ઉન, રુ, વગેરે તૈઆર કરવાનું કામ તેઓ કનેથી લેવું; ને તે જિનસો આપીને તેને બદલે ઉનનાં કપડાં, કાપડ વગેરે પરમુલકમાં થએલાં હોય તે લેવાં.

**ગોપાળ**—આપણી પાસેની જિનસ આપીને તેમને બદલે પરમુલકી જિનસ લીધી હોય તો તેમાં આપણું નુકશાન નથી તથા પરમુલકનું પણ નુકશાન નથી.

**મહેતાજી**—નુકશાનની વાત તો છોડી દે, ને સારું થાય છે એમ કહે. જે દેશના લોકોને જે જિનસ સારી બનાવતાં આવડે છે, તે જ તેમની પાસે કરાવવી; જે તેમને કરતાં આવડતી નથી તે કરવાને તેમને સુક્યા હોય તો તેમનો વખત ઘણો જાય છે. ઘણો વખત ન લાગતાં જિનસ બનાવવી, તેમાં જ હિત થયું સમજવું. કારણ કે એક કામ તરફ થોડો વખત લાગ્યો એટલે બાકીનો વખત બીજા કામ તરફ લગાડાય છે. સારાંશ, જે જિનસ બદલે આપવાની હોય, તે બનાવવાને ઓછો ખર્ચ બેસે છે.

ઘણો વખત લાગીને ઓછું ઉત્પન્ન થાય છે, એ વિશે એક વાત કહું છઉં. બોનાપાર્ટ કરીને ફ્રાન્સ દેશનો પાદશાહ થઈ ગયો. તેના વખતમાં કાંઈ રાજ્યક્રાંતિને લીધે અમુક દેશનો અમુક દેશ જોડે વેપાર થવો નહીં એવી બંદી થઈ. ફ્રેંચલોક અમેરિકા ખંડમાંહિની ખાંડ અને કાફી વેચાતી લેતા તે તેમને લેવી નહીં એવી બંદી થઈ; ને એ જિનસો તો તેમને ઘણી જ વાહલી, તેઓનાવિના તેમનાથી રેહેવાય નહીં. ત્યારે તેમણે તરેહ તરેહનાં કંદ મૂલ લઈને તેઓ માંહેથી ખાંડ ઉત્પન્ન કરવાનો ઉદ્યોગ માંડ્યો, ને કાફીને બદલે કામે આવે તેવી એક વનસ્પતિ હતી તેની તેઓ ખેડ કરવા લાગ્યા. પણ એવું કર્યાથી, ખાંડ, સાકર એઓના જેવા, રુચિકારક ગળ્યા પદાર્થ ન બનતાં પુંજીનો નાશ થયો, તથા ઘણો વખત ફોકટ ગયો ને તેટલા વખતમાં સંસારને ઉપયોગી પડે તેવી તથા ગરીબ ગુરબાંનો નિર્વાહ કરે તેવી ઘણી એક વસ્તુઓ થઈ હોત.

**ગોપાળ**—યંત્રની યુક્તિ ચાલુ કરી એટલે મેહેનત કમી થાય છે, તથા પદાર્થ સારા બને છે. એનાથી વેપારની બંદી કરવાની યુક્તિ તો વિલક્ષણ માલુમ પડે છે. એ બંદી ચાલુ કરી, એટલે મેહેનત ઘણી લાગીને પદાર્થ સારો ઉતરતો નથી.

**મહેતાજી**—તે વાસ્તે જ વેપારની બંદી કીધી હોય તો દેશની સંપત્તિ, ઉપભોગ, આબાદાની વગેરે વધવાં તે એકકોરે રહીને તેમને ઉતરતો પાયો લાગે છે. વાસ્તે વેપારની બંદી હોવી ન જોઈએ. આ પૃથ્વી ઉપરના સઘળા દેશોને એક મેકની સાથે વેપાર કરવાની છૂટ હોવી જોઈએ; જેમ એક ગામનો બીજા ગામ જોડે વેપાર ચાલ્યાથી, હિત થાય છે; તેમ જ દેશોનો એક મેક જોડે વેપાર ચાલ્યાથી હિત થશે. કોઈ કોઈ રાજ્યવ્યવસ્થા કરતાં લોકવ્યવહારવ્યવસ્થા કરતા થયા, તેમણે અમુક દેશ જોડે વેપાર કરવો નહીં, અમુક દેશ જોડે વેહેવાર કરવો નહીં એવો નિષેધ કર્યો હોય તો કંઈ સ્વાર્થ ઉપર ધ્યાન પોહોંચાડીને અથવા સારા લોકવેહેવારમાં તેની નજર જ પોહોંચી નહીં, તેથી તેમણે તે નિષેધ કર્યો એમ સમજવું. વેપારના યોગથી કોઈ દેશનો નાશ થયો, એવું તો કોઈ ઠેકાણે નજર આવતું નથી.

**ગોપાળ**—બીજા દેશો જોડે વેપાર વેહેવારની બંદી કરવી, તે ભીખ માગતા થવાની નિશાની. હશે, પણ મહારાજ, અનાજ વગેરે પરમુલ્ક માંહેથી આણવાની બંદી તો જોઈએ, ને તે આપણે જોઇએ તેટલાં આપણે અહિંઆં જ પકવવાં જોઈએ. પરમુલ્કી અનાજની ગરજ રાખવી નહીં. કારણ કે તે અન્નનો ભરોંસો રાખ્યો હોય, અને ત્યાંહાં કંઈ રાજીક, દૈવિક બન્યું તો આપણને ઘણું કઠણ પડશે.

**મહેતાજી**—એ ત્હારું બોલવું અનાજના વેપારનું પ્રકરણ સુચવે છે; પણ હવડાં અવકાશ રહ્યો નથી, માટે તે પ્રકરણ કાલે કાઢીશું.



## ઉત્તરભાગ સંવાદ ૨૦ મો



### પરદેશ વેપાર વિશે.

**અનાજનો વેપાર-મ્હોટી પુંજીના તથા મ્હોટી વસ્તીના જે દેશ તે પરમુલ્કના અનાજની આશા ઉપર રહ્યાને લીધે થનારાં પરિણામ-અનાજ વત્તું ઓછું થયાને લીધે સોંઘાઇ મોંઘાઈ-વેપારને કંઈ અટકાવ ન જોઈએ-વિચાર ન કરતાં એકાએકી નવો ઉદ્યોગ ચાલુ કરયા થકી થનારા પરિણામ-વેપારને છુટ હોવાથી થનારા લાભ.**

**મહેતાજી**—કાલે તું બોલ્યો કે, અનાજ પરમુલ્કમાંહેથી આણવું નહીં, પોતાના જ દેશમાં પકવવું; તથા પરમુલ્કમાંહેથી આવેલાં અનાજ ઉપર નિર્વાહ કરતા ગયા તો,

પરમુલ્કમાં જર જોખમ લાગ્યાથી આપણને અધરું પડશે. પણ વારુ, આ આપણા દેશમાં કયા કયા પરમુલ્કમાંથી અનાજ આવે છે, તે મુલ્ક કહે.

**ગોપાળ**—હવે તો આ આપણા દેશમાં પરમુલ્ક કોઈ ઠેકાણે રહ્યો જ નથી. કલકત્તા, મદ્રાસ, મુંબઈ એ ત્રણ ઇલાકા મળીને આ આપણો દેશ છે. હાલમાં તો ઘણું કરીને સઘળે ઇંગ્રેજી જ અમલ થયો છે; પણ આગળ એક તરફ પેશવા સરકાર, એક તરફ મોગલ, કોકણ પટ્ટી તરફ પોર્તુગીઝ જેઓને ફિરંગી કહે છે, દક્ષિણમાં ટિપૂ એવાં એવાં જુદાં જુદાં અનેક રાજ્યો હતાં, તથા તે તે મુલ્ક માંહેલા મુલ્ક એકમેકને પરમુલ્ક જ ગણતા. ત્યારે એક મુલ્ક માંહેથી અનાજ બીજા મુલ્કમાં જતું હોય, ને તે તે મુલ્કો વચ્ચે લઢાઈ થઈ અથવા જ્યાંહાંથી અનાજ આવતું હોય ત્યાંહાં દુકાળ પડ્યો તો તે અનાજની આશા ઉપર રેહેનારા જે પરમુલ્કી લોક, તેમને ઘણું કઠણ પડતું હશે. કારણકે પોતાની તરફ તો અનાજ પાકતું નથી અને બીજે કેથેથી લાવવાની વગ નથી. એવી એવી દેશની હાલત મનમાં આણીને હું તે વાત બોલ્યો.

**મહેતાજી**—તો હવે શંકા લેવાનું કારણ રહ્યું નથી. હિમાલયથી તે રામેશ્વર લગણ આ આપણા જંબુદ્વીપમાં જે અનાજ જોઈએ છે, તે સઘળું અહિંઆ જ પાકે છે. બીજા દેશ થકી અનાજ આવતું નથી. મુંબઈ શેહેરમાં લોકોની સંખ્યા ઘણીજ વધી છે ને એમને ઘણું જ અનાજ જોઈએ છે, તે તેમને પાસેના પ્રાંતોમાં પાકેલું ક્યાંહાંથી મળવાનું? તે વાસ્તે એમાં ગુજરાત તરફથી, દેશ તરફથી, મલબાર તરફથી જો કે અનાજ આવે છે, તો એ તે પરમુલ્ક કેહેવાતા નથી. કારણકે એ સઘળા મુલ્ક એક જ રાજ્યતળે છે.

**ગોપાળ**—વારુ, ઇંગ્લાંડ દેશમાં અનાજ વિશે કેમ શી રીતે છે? સઘળું અનાજ ઈંગ્લાંડ દેશમાં જ પાકે છે કે પરમુલ્કથી કંઇ આવે છે?

**મહેતાજી**—અમેરિકાનાં જુદા જુદા પ્રાંતોમાંથી તથા બાલ્ટિક કરીને જે સમુદ્ર છે તેને તથા તેવો જ ભૂમધ્ય સમુદ્ર છે તેને કિનારે જે મુલ્કો છે, ત્યાંહાંથી ઈંગ્લાંડ દેશમાં અનાજ આવે છે. પણ એમાં કંઈ બીહીક ભાસતી નથી. કેમકે એ સઘળા દેશો જોડે વાંકુ પડીને એક જ વખતે ઈંગ્લાંડ દેશને લઢાઇ થવા લાગશે અથવા એક જ વખતે સઘળા દેશોમાં દુકાળ પડશે એમ થવાનું નહીં. દુકાળ પડ્યો તો પૃથ્વીના કોઈ એક ભાગ ઉપર પડશે; સઘળા ભાગમાં એક જ વખતે દુકાળ પડશે એવું ઘણું કરીને થવાનું નહીં. એવું વારે વારે જોવામાં આવ્યું છે કે એક જ હવા, કે જે એક જાતના ઝાડ પાનને ખરાબ, તે જ હવા બીજી જાતિનાં ઝાડપાનને ગુણકારી થાય છે અને અહિંઆં

તો વળી કોઈ કોઈ ઠેકાણે એવું થાય છે કે જે વરસમાં કોકણ પટ્ટીમાં અનાજ પાકે છે, તે વરસમાં દેશમાં સારો પાક થતો નથી. તેમ જ ઈંગ્લાંડ દેશમાં ઇ૦ સ૦ ૧૮૦૦માં અનાજનો ઘણો દુકાળ પડ્યો હતો ને તે સાલમાં સ્પેન દેશમાં પુષ્કળ પાક થયો હતો. પૂર્વે ઈંગ્લાંડ દેશમાં જે સાલ અનાજ ભરપૂર થયું હતું, તે સાલમાં સ્પેન દેશમાં દુકાળ પડ્યો હતો. એ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, એક દેશનો બીજા દેશ જોડે અનાજનો વેપાર ચાલ્યો જતો હોય તો, અનાજની કમતીને લીધે સંકટ આવી પડતું સતે તેનું નિવારણ થશે.

**ગોપાળ**—એવે પ્રસંગે પરમુલ્ક માંહેથી અનાજ આણ્યું જ જોઇએ. પણ હંમેશાં જ બાહારથી આણવું તે કરતાં ઘેર પકવવું, એમાં આપણા સારાની વાત છે.

**મહેતાજી**—પોતાને જે વારે ગરજ પડે ત્યારે જ પરમુલ્ક માંહેથી અનાજ લાવવાવિશે ઉદ્યોગ કીધો, અને ત્યાંહાં તો તે ન મળ્યું તો પછી શી રીતે કરવું? અથવા જે દેશમાં અનાજ પાકે છે ત્યાંહાંના લોકો પોતાના નિર્વાહ જેટલું ઉત્પન્ન કરે છે, ને કદી વધારે થયું તો તે બીજા દેશોમાં મોકલે છે. એવા જે અનાજ ઉત્પન્ન કરનારા દેશો હોય તેમને દુકાળને વખતે પૂછ્યું હોય કે અમારી તરફ અનાજ મોકલી દેશો. તો તેમનો જવાબ કદાચિત્ એવો આવશે કે, અમારી પાસે જે અનાજ થાય છે તે અમારાં ઘરાકોને પૂરું પડતું નથી તો પછી તમને ક્યાંહાંથી આપિએ ત્યારે પછી શું કરવું?

**ગોપાળ**—ત્યારે પછી આપણે પોતાની તરપ્ જાસક અનાજ ઉત્પન્ન કરવું એટલે આપણો નિર્વાહ થઇને જે કંઇ ફાજલ પડે તે દુકાળમાં કામ લાગે. ને જો દુકાળ ન પડ્યો તો પરમુલ્કે મોકલવામાં ખપ આવે.

**મહેતાજી**—ઘણું અનાજ ઉત્પન્ન કરવું એ કઠણ વાત છે; કારણ કે જેમ જેમ વધારે જમીનની ખેડ કરિએ તેમ તેમ અનાજની કીંમત વધે છે. એ વાત કોઇને વિપરીત લાગશે, પણ અનાજની ભરતી તથા ખપને લીધે ચઢ ઉતર થઇને અનાજની કીંમતમાં વધ ઘટ થાય છે એ વાત એક કોરે મુકીને વિચાર કર્યો હોય તો વધારે જમીનની ખેડ કીધી સતે અનાજની કીંમત કેમ વધે છે એ સમજાશે.

જેમ જેમ અનાજ વધારે પકવિએ તેમ તેમ કનિષ્ઠ પ્રતિની વધારે જમીન ખેડાણ કરવી પડે છે. તે કનિષ્ઠ પ્રતિની જમીનમાં અનાજ પકવવાને જે ખર્ચ બેસે છે તે, તે અનાજની કીંમત માંહેથી આપવો પડે છે. માટે જેટલું અનાજ જોઇએ, તે કરતાં વધારે પકવવાને વધારે કમપીક જમીન ખેડાણ કરવી પડશે, ને તેમ તે અનાજની કીંમત પણ વધારવી પડશે.

ગોપાળ—હા, કીંમત વધાર્યા વગર વધારે જમીન ખેડાણ કર્યાનો ખર્ચ ફીટનાર નહીં.

મહેતાજી—ખરું, અનાજ કનિષ્ટ પ્રતની જમીનમાં પુષ્કળ પકવ્યાને લીધે તેની કીંમત વધી, એટલે તે વેચવાને સારુ પરમુલ્કમાં પણ મોકલાવાતું નથી.

ગોપાળ—વારુ, ત્યારે અનાજની કીંમત ઉતરે, એમાં ખેતી કરનારને નુકશાન થવાનું નહીં, કે?

મહેતાજી—અનાજ ઉત્પન્ન કરવાનો ખર્ચ ઓછો બેસતો હોય તો અનાજની ઉતરેલી કીંમત થકી, કંઈ નુકશાન થવાનું નહીં. કનિષ્ઠ પ્રતિની જમીન ખેડાણ કર્યાને લીધે ખેતી કરનારને ઘણો ખર્ચ બેસે છે; તે જો ઉત્પન્ન માંહેથી વળ્યો નહી તો, તે ઉતરેલી કીંમત થકી તેને નુકસાન થાય છે. અનાજ નિપજાવવાને થોડો ખર્ચ બેસવા માંડ્યો તો તે ઓછી કીંમતે, વેચાતું લઈ શકાશે. વાસ્તે સારી સુપીક જમીનમાં પાક કરવો, કમપીક જમીનની ખેડને નાદે લાગવું નહીં. જે દેશમાં સૂપીક જમીન ઘણી હોય છે, અને પુંજી તો થોડી હોય તેમને ખેતી સમાન લાભકારક બીજો કોઈ ધંધો નથી. તેઓ અનાજ પકવીને પરમુલ્કે મોકલે છે. અમેરિકામાં તો નવી વસ્તી થયેલી છે, ને ત્યાંહાં સારી જમીન પુષ્કળ છે ને અનાજ પકવવાનો ખર્ચ ઓછો, એટલે ઘણો જ થોડો હોય છે, તેથી ત્યાંહાં અનાજ એટલું તો પાકે છે કે, ત્યાંહાંના લોકોને તે પૂરું પડીને પરમુલ્કમાં મોકલ્યામાં આવે છે. પોલાંડ તથા પ્રશિઆ કરીને દેશો છે, ત્યાંહાં પણ ખેતી સારી થાય છે. ત્યાંહાંથી પરમુલ્કમાં અનાજ જાય છે, પણ ઈંગ્લાંડ જેવા ઘણા દિવસના વસેલા જે દેશ, ત્યાંહાં નાના પ્રકારની શિલ્પ કળા સારી ચઢતી દશામાં આવી છે ને લોકસંખ્યા પણ ઘણી થઈ છે, તેથી ત્યાંહાંની સારી જમીનમાં જે અનાજ ઉત્પન્ન થાય છે, તેટલા વડે જ સઘળા લોકોનો નિર્વાહ થતો નથી. સબબ થોડુંક અનાજ બાહારથી પણ લાવવું પડે છે. કનિષ્ઠ પ્રતિની જમીનનાં ગૌચરવાડા, એવાં એવાં કીધેલાં હોય છે. તેણે કરીને દૂધ, માખણ વગેરેનો પણ સુકાળ હોય છે. પોતાના દેશમાં અનાજ વધારે પાકે છે ત્યારે બાહારથી લોકો થોડું લાવે છે, અને થોડું પાકે છે ત્યારે બાહારથી વધારે લાવે છે. એ પ્રમાણે અનાજનો ખપ તથા ભરતી બરોબર રાખ્યાં હોય છે; તેણે કરીને અનાજની કીમત તથા રોજમુરો પણ ચઢતો નથી, તેમ તે ઉતરતો એ નથી, પણ પોતાની મેળે બેત બાતથી રેહે છે.

ગોપાળ—વારુ, અમેરિકા ખંડમાંથી જે અનાજ આવે છે, તેનું નોર, વીમો એવો જે બાકી રહેલો ખર્ચ, તે સઘળો આપતાં, એ અનાજ સસ્તું પડે છે કે કેમ? તેટલા કરતાં ઓછે ખર્ચે પોતાના દેશમાં અનાજ ઉત્પન્ન કરી શકાય નહીં કે?

**મહેતાજી**—ના, તે બાહારનું જ સસ્તું પડે છે. જે દેશમાં પુંજી પુષ્કળ હોય છે ને લોક પણ પુષ્કળ હોય છે, ત્યાંહાં સઘળાઓના નિર્વાહ પૂરતું અનાજ પક્યું હોય, તો તેમાં કેટલીક વાતોથી નુકસાન થાય છે. એક તો અનાજની કીંમત ઘણું ખરું હમેશાં ચઢેલી રહે છે અને અનાજની કમતી થઈ અથવા બરાબરી થઇ, એટલે અનાજની કીંમતમાં ઘણી જ ચઢ ઉતરી થાય છે. એ એવી અડચણો પરમુલ્કી અનાજ આણવાનો વેપાર ચાલ્યા સતે પડતી નથી. અનાજની કીંમત એકાએકી ચઢી, એટલે ગરીબ ગુરબાં લોકોને તથા મજૂર લોકોને ઘણું જ કઠણ પડે છે.

**ગોપાળ**—મહારાજ, હવે મ્હારી ખાતરી થઈ. અમુક વસ્તુનો પરદેશ વ્યાપાર કરવો અને અમુક વસ્તુનો ન કરવો એમ કેહેવું એ ઠીક નહીં. જેમ બીજી વસ્તુઓ પરમુલ્કી વેપારી લોકો પાસેથી લેવામાં આવે છે, તેમ અનાજ પણ પરમુલ્કી વેપારી પાસેથી જ લેવું.

**મહેતાજી**--ખરું જે વાત થવાને અશક્ય, એવું પોતાના વિચાર ઉપરથી તથા પ્રકૃતિસિદ્ધ નિયમો ઉપરથી દેખાતે સતે, તે વાત વિશે પ્રયત્ન કરવો એમાં ઘેલાઈનું કામ છે. જે વસ્તુ જોઇએ, તે હમે હમારે ત્યાંહાં જ ઉપજાવીશું, પરમુલ્કી વસ્તુ લઇશું નહીં એવી હઠ પકડીને બેસવું નહી. જે વસ્તુ ઉપજાવવા વિશે દેશ હવા અનુકૂળ હોય તે જ ઉત્પન્ન કરવા વિશે મંડવું. પરમુલ્ક થનારી જે જિનસો, તે બનાવવામાં મેહેનત લેવી તે ફોકટ.

**ગોપાળ**—તમે કહો છો તેવું, સઘળી જ પરમુલ્કી વસ્તુ વિશે સમજવું નહીં; કેમકે કેટલીએક પરમુલ્કી વસ્તુ હાલ આ દેશમાં થવા માંડી છે. વિલાયતી ગાડીઓ, ઘરનાં કામ, તેમજ ખુર્શીઓ વગેરે સામાન ઘણું કરીને વિલાયતીના જેવો જ થવા લાગ્યો છે. તેમ જ ઇંગ્લાંડ દેશમાં ચીની પ્યાલા રકેબી વગેરે, તથા આપણા આ દેશમાં જે કાપડ થાય છે, તે માંહેનું કેટલુંએક કાપડ, એવી એવી અનેક પરમુલ્કી જિનસો ઇંગ્લાંડ દેશમાં બનવા માંડી છે. ત્યારે એવું સિદ્ધ થાય છે કે, જેમ પરમુલ્કી જિનસોનો વેપાર કરવો તેમ પરમુલ્કી જિનસો માંહેની જે આપણી તરફ બનવા જેવી હોય, તે બનાવવાનો ઉદ્યોગ કરવો, તેમાં આપણું સારું છે.

**મહેતાજી**--પરમુલ્કી જિનસ પોતાને ત્યાંહાં બનાવવી નહીં, એવું જે બોલવું થયું તે ઉપરથી કોઇ પણ જિનસ અહિંઆ કરવી નહીં એમ નિકળતું નથી. હવા, પાણી, વગેરે કારણથી જે જે જિનસો અહિંઆં બનતી નથી અથવા વધારે ખર્ચ થવા છતાં જે વસ્તુ વધારે ઉત્પન્ન થઈ શકતી નથી તેને વાસ્તે મનાઈ કરી. પરમુલ્કી જિનસ

બહારથી આવે છે, તે કરતાં આપણે અહિંઆં સસ્તી પડવા લાગી તો તે કરવી નહીં એમ કોણ કહેશે? પરમુલ્કી નવી જિનસ માંહેથી આપણે અહિંઆં બનાવવી કઈ અને ન બનાવવી કઈ, એનો તો તે તે કસબમાં જે જે માહિતગાર અને નિપુણ હોય, તેમણેજ વિચાર કરવો. નવા ઉદ્યોગ કરનારાએ ગમે તે એકાદિ જિનસ ઉત્પન્ન કરવાનાં ખટલામાં પડવું નહીં.

પરમુલ્કી અનાજ વિગેરે વસ્ત્ર, પાત્ર, એવા એવા અનેક પદાર્થો વેચાતા લીધા હોય તો તે જેવા થોડે મૂલે મળે છે, તેવા તે થોડા ખર્ચથી આપણે ત્યાંહાં બનતા હોત, અને કરતાં આવડતા હોત તો, વેપારની પ્રવૃત્તિ જ થઇ ન હોત. પણ ઈશ્વરને ત્યાંહાનો નિયમ વિલક્ષણ છે. તેણે નાના દેશનાં હવા પાણી વિગેરેમાં જુદા જુદા ગુણ મુકીને તેથી જુદા જુદા પદાર્થો બને એવું કરી મુકેલું છે. તેથી માણસ માત્રે અનેક દેશ જોડે, તથા મ્હોટાં મ્હોટાં, દૂર દૂરનાં ઠેકાણાના લોકો જોડે વેહેવાર–વેપાર કરીને એક બીજાનું સારું તથા સુખ કરી લેવું, એવો ઈશ્વરનો સંકલ્પ ખુલ્લો માલુમ પડે છે. એવું સતે માણસો પોતાના લોભાદિકને લીધે તથા અજ્ઞાનને લીધે તેથી ઉલટું આચરણ કરે છે.

**ગોપાળ**—ખરું, જેવા દેશો જુદા જુદા, તેવાં ત્યાંહાંનાં જમીન, ઋતુ તથા ત્યાંહાં ઉત્પન્ન થનારા પ્રકૃતિસિદ્ધ પદાર્થો જુદા જુદા હોય છે. વાસ્તે જેમ એક માણસને અનેક પ્રકારની કળા વિદ્યામાં નિપુણતા મેળવવી અશક્ય, તેમ જ એક દેશમાં અનેક પ્રકારના પદાર્થો બનાવવા અશક્ય છે. અરે એમ છે કે, એકાદા દેશમાં અનેક પ્રકારના લોક હોય છે, તેઓમાં ઉદ્યોગની વેંહેંચણ થયાને લીધે શિલ્પાદિ કર્મો ઘણી જ સરસ રીતે બને છે, તેમજ આ પૃથ્વી ઉપરના જે અનેક દેશ, તેઓમાં ઉદ્યોગની વેંહેંચણ થઇને વેપાર વિગેરે ઘણી સારી રીતે થાય છે. આ પૃથ્વી ઉપરના સઘળા લોક વેપારરૂપી એક કુટુંબ છે. કુટુંબ માંહેના જેમ એક બીજાને આસરે ચાલે છે તેમ એક બીજાના આશ્રયવડે માણસ માત્રે ચાલવું; વાસ્તે જેવા જુદા જુદા દેશ, તેવા ત્યાંહાં જુદા જુદા પદાર્થ ઈશ્વરે નિર્માણ કર્યા છે. જેવી ઉપભોગ કરવાની ઇચ્છા, તેવી ઉપભોગ્ય પદાર્થ ઉત્પન્ન કરવાની શક્તિ પણ કોઇ ઠેકાણે વધારે, કોઇ ઠેકાણે ઓછી, એવી રીતે માણસને વિશે મુકેલી છે. હશે, આગળના લોકોનો વેપારના યોગે કરીને પૃથ્વી ઉપર હાલના લોકોના જેટલો સંચાર થતો નહીં; માટે તેમને હાલના લોકોના સરખો ઉત્તમ પ્રકારનો ઉપભોગ ક્યાંહાંથી થવાનો?

આપણને એકાદિ જિનસ આપણી પાસેના દેશના લોકોના સરખી બનાવતાં આવડતી હોય તો તે જ જિનસ તેઓના કરતાં વધારે સારી બને એવી નિપુણતા તે જ ઉદ્યોગમાં મેળવવી. જે ઉદ્યોગને દેશ કાળ અનુકૂળ નથી તે ઉદ્યોગને નાદે લાગવું નહીં. એ રીતે જો લોક વર્તવા લાગ્યા તો, ઘણી સરસ રીતે ઘણા પદાર્થો બનવા લાગશે; તથા સઘળા દેશોનું એકમેકવડે ઘણું સારું થશે.

આપણી પાસેના દેશોને ખેતીવાડીના કામમાં અથવા શિલ્પ કામમાં નિપુણ થએલા જોઇને તેઓની જોડે અદેખાઈ રાખવી, એ કેવળ નીચપણું તથા અલ્પબુદ્ધિનું લક્ષણ. જેમ પાસેના દેશો સંપન્ન થાય છે, તેમ તે આપણી પાસેની જિનસો લેવાને શક્તિવાન્ થાય છે. ત્યારે એની મેળે આપણી પાસે બનેલી જિનસ ન પડી રેહેતાં તેમનો ખપ થવા માંડે છે. આપણી પાસેના દેશ ગરીબ થયા સતે આપણને તેમની ધાસ્તી લાગવી જોઇએ તથા સંપન્ન અને ઉદ્યોગી થએ સતે ન લાગવી જોઇએ.

ગોપાળ—ખરું મહારાજ, આપણી પાસેનો દેશ સંપત્તિમાન્ હોય તો, તેમ આપણું સારું છે. કોઇ વાણીઓ ઉદ્યમી થયો તો તે પોતાની દુકાન જ્યાંહાં ચાર તાજા ધરાકો હશે ત્યાંહાં માંડશે. ભિકારી લોકોના પડોશમાં શું કરવા માંડશે? તેઓ બિચારાં તેનો માલ શાવડે લેશે? એ ઉદ્યમી વાણીઓ જેમ પોતાનાં સારાંને સારુ માતબર ધરાકોની ઇચ્છા કરે છે, તેમ જ વેપાર કરનારા દેશોએ પોતાની પાસેના દેશને સંપત્તિમાન્ થવાની ઇચ્છા રાખવી. આ પ્રકરણ વિશે જેમ જેમ હું સાંભળતો જાઉં છઉં, તેમ તેમ મ્હારો નિશ્ચય એવો તો મજબૂત થતો જાય છે કે, પરદેશ વેપાર કીધા થકી દેશમાં રેહેનારાઓનું ભલું જ થશે. કોઇ દેશે અથવા કોઇ માણસે કોઇની નિંદા અથવા અદેખાઇ કરવી નહીં. સર્વ સાથે હેત રાખીને ચાલવું.

મહેતાજી—મ્હોટું મન, લાંબી નજર એ જ્યાંહાં છે, ત્યાંહાંથી એવા જ પોકાર નિકળશે. કેવળ વેહેવારી જ્ઞાન થકી એવા એવા સંકલ્પ થનાર નહીં. મનુષ્ય માત્રને વિશે પરોપકાર બુદ્ધિ ઉત્પન્ન થવી, એ તો ઉત્તમ શાસ્ત્ર વિદ્યાના અભ્યાસે કરીને થાય છે.



## ઉત્તરભાગ સંવાદ ૨૧ મો



### પરદેશ વેપાર વિશે (ચાલુ)

**હુંડીઓનો પ્રકાર-સમસમાન વેપાર-હુંડીઓના ભાવમાં ચઢ ઉતર અહિંઆંથી પરમુલ્કે અને પરમુલ્કથી અહિંઆં મોકલેલો માલ ઓછોવત્તો થવાથી થનારા પરિણામ-હુંડીઓના પાડમાં અમસ્તો દેખાવા જોગો ફેરફાર થાય છે તે પ્રકાર-કોઈ એક દેશનાં નાણાનો ભાવ ઉતરવાનો પ્રકાર.**

મહેતાજી—કાં ગોપાળ; પરદેશ વેપાર થકી લાભ થાય છે, એ વિશે ત્હારું પૂર્ણ રીતે સમાધાન થયુંની.

ગોપાળ—હા, મહારાજ! પૂર્તી રીતે થયું. હવે એક પૂછવાનું રહ્યું કે, વેપાર કહ્યો એટલે તે એક જિનસને બદલે બીજી જિનસ લેવી દેવી, એવી તરેહનાં સાટાં પાટાથી થાય છે. કોઇ મુંબઇમાં ઘીનો વેપાર કરનાર છે ને તેની પાસે જાફરાવાદથી ઘી આપવું; ત્યારે તેને બદલે કંઇ આપ્યું જોઇએ. ઘીને બદલે ઘી તો અપાતું નથી અને તે વેપારી તો ઘી સિવાય બીજાં કશાનો વેપાર કરતો નથી, ત્યારે તે કેમ કરતો હશે?

મહેતાજી—ઘી, ગોળ, વગેરે ઘણાક પદાર્થો સંઘી રાખીને ઘણાક વેપારીઓ વેપાર કરે છે. એક જિનસ લઇને તેને બદલે બીજી આપે છે. ઇંગ્લાંડ દેશ થકી વેપારિઓ કાપડ, બિલોર કામ વગેરે લાવે છે; ને તેઓને બદલે આ દેશના વેપારિઓ, રુ તેમજ આ દેશની બીજી જિનસો મોકલે છે. પણ સાટું પાટું કહ્યું એટલે તે એક દેશનું બીજા દેશ સાથે થાય છે. એક દેશ પોતાની પાસે થએલી જિનસો, બીજા દેશની જિનસોને બદલે આપે છે તથા લે છે. જોવા ગયા તો વેપારી લોકો સાટું પાટું કરતા જ નથી; તેઓ વિક્રય અને ખરીદી કરે છે એમ જ કેહેવું.

ગોપાળ—કેટલાક વેપારી જિનસોનું સાટું પાટું કરતા નથી; ત્યારે તેઓ જે માલ લેતા હશે તે માલના પૈસા આપતા હશે તથા તે પૈસા જે બીજો માલ સાટે આપવાનો, તેના જેટલા જ હશે. જો સોલાપૂરનો વેપારી સો રૂપિયાનાં લુગડાં મુંબઇના વેપારીને મોકલે તો અહિંઆંથી ત્યાંહાં સો રૂપિયાનું વિલાયતી કાપડ મોકલ્યું જોઇએ. કાપડ ન મોકલ્યું તો સો રૂપિયા મોકલવા પડશે. પણ એવાં નાણાં મોકલવામાં ઘણી અડચણો તથા જોખમ હોય છે. વાસ્તે એવી અડચણો ન પડે, એવી કંઇ દેવા લેવાની વગવાળી યુક્તિ હોય તો બંને ધણીને સુખ થાય.

મહેતાજી—પૈસા વગર વક્રો તથા ખરીદી કરવાની એક યુક્તિ છે તે કઇ, એમ જો તું કહીશ, તો તેના ઉત્તરમાં એ કે હુંડી લખી આપવી.

ગોપાળ—હુંડી એ બ્યાંક નોટના જેવા કાગળના પૈસા છે કે?

મહેતાજી—હુંડી બિલકૂલ એ બ્યાંક નોટના જેવી નથી. અમુક અવેજ ફલાણાને આપવો, એમ કરીને બીજા ગામના રેહેનારા ઉપર જે ચિઠ્ઠિઓ લખાય છે, તેનું નામ હુંડી. કોઈ વેપારિએ પોતાનો માલ કોઇકને મોકલ્યો, એટલે તે માલનો અવેજ ફલાણી તારીખે જેનું નામ હુંડીમાં લખ્યું છે તેને આપવો. એવી હુંડી માલ ખરીદ કરનાર ઉપર તે વેપારી લખી મોકલે છે. કોઇ વખત એવું બને છે કે, મુંબઇનો વેપારી સુરત માલ મોકલે છે, અને તે માલ જે વેપારી ઉપર મોકલેલો, તે વેપારી ઉપર હુંડી લખી મોકલવાની. તે ન મોકલતાં તેનો અવેજ મુંબઇમાં જ લેવાની તજવીજ

કરે છે. મુંબઇમાં તલાસ કરતાં એક શાહુકાર જોડે તેની મુલાકાત થાય છે, તે શાહુકાર કેહે છે કે મ્હારે સુરતમાં ફલાણી દુકાનના આડતિઆને અવેજ વાળવાનો છે તે અવેજ હું તમને આપું છઊં. એટલે સુરત અવેજ મોકલવાની મ્હને મેહેનત પડનાર નહીં. પછી એ શાહુકાર પેલા માલ મોકલનાર કનેથી તે હુંડી લઇ તેને અવેજ આપી, તે હુંડી ઉપર મ્હારે અથવા સુરતના મ્હારા આડતિઆને હુંડીનો અવેજ લેજો એ લખીને તે હુંડી સુરત પોતાના આડતીઆ કને મોકલેછે; ને તે જેના ઉપર હુંડી લખી હોય, તેની કનેથી હુંડીનો અવેજ લે છે.

ગોપાળ—ત્યારે જેવો મુંબઇના શાહુકારને ઘેર બેઠે પોતાનો અવેજ મળે છે, તેવો જ સુરતના વેપારિએ મુંબઇના વેપારી ઉપર માલ મોકલ્યો હોય તો તેની કીંમત આપ કહોછો તેવી તરેહ તે વેપારીને સુરતમાં મળશે. ત્યારે સારાંશ એ જ કે, હુંડીના વેપારમાં ઘણો ખપ છે. એના યોગથી આપવા લેવાને ઘણું સુખ થયું છે. જો મ્હેં મ્હારા પુનાના મિત્રને કાજે કંઇ પુસ્તકો ખરીદ કીધાં ને તેનો અવેજ મ્હને પુનેથી આવવાનો હોય, તથા તેટલો જ અવેજ અહિંઆં રેહેનારો જે મારો ભાઇ તેને સારુ પુનામાં પાઘડી લીધાને વાસ્તે તે ઉપર નિકળતો હોય તો હું મ્હારા મિત્ર ઉપર જે હુંડી લખીશ, તે મ્હારો ભાઇ અહિંઆં મારી કનેથી વેચાતી લઇને જેની કનેથી પાઘડી વેચાતી લીધી હશે તેનો અવેજ ભરવાને કાજે તે હુંડી તેના પાસે ત્યાંહાં મોકલશે ને કાપડિઓ તે હુંડીનો અવેજ મ્હારા મિત્ર કનેથી લેશે. કેમ મહારાજ! વેપારિઓમાં આવી જ રીતે હુંડીવડે આપલે થાય છે કે?

મહેતાજી—હા, તને હુંડીવડે વેહેવાર કરવાની રીત સમજાવા લાગી ખરી. બે દેશોનો વેપાર થતો હોય અને અહિંઆંથી જેટલો માલ મોકલ્યો, તેટલો જ માલ ત્યાંહાં થકી આવ્યો તો બંને અવેજની હુંડીઓની બરોબર જ રકમો, થશે. ત્યારે તે અવેજ એકમેકની તરફ ન મોકલતાં ઘેર બેઠે જ પોહોંચશે.

ગોપાળ—ખરું, પણ વારુ અહિંથી તહિં મોકલ્યો, ને ત્યાંહાંથી અહિંઆં આવ્યો, તે માલની કીંમતમાં વધઘટ થઇ તો હુંડીઓવડે જ સઘળી આપલે થવાનો નહીં. એક દેશની બીજા દેશ ઉપર કંઈ બાકી લેહેણી નિકળશે.

મહેતાજી—તે બાકી આપવાનો પ્રકાર કહું છઊં. સાંભળ–આપણો જાણે કે ઇંગલાંડ દેશ જોડે વેપાર ચાલ્યો હોય, અને આપણે જેટલી કીંમતનો માલ ત્યાંહાં મોકલ્યો, તેટલી જ કીંમતનો માલ ત્યાંહાંથી આવવા લાગ્યો; તો આપણો તથા તેમનો સમસમાન વેપાર

ચાલ્યો એમ થશે. જો તેમણે આપણી તરફ કાપડ મોકલ્યું ને તેની કીંમત, આપણી તરફથી રુ ગએલું તેના કરતાં વધારે થઇ તો તેમની તરફથી આપણા ઉપર વધારે હુંડીઓ આવશે; ને આપણી તરફથી તેઓના ઉપર ઓછી હુંડીઓ લખાશે. હુંડીઓવડે જેટલી આપલે થવાની, તેટલી થઇને તેઓની બાકી ઉપર નિકળશે. ત્યારે તેને બદલે આપણે નાણાં મોકલવાં જોઇએ.

**ગોપાળ**—ત્યારે આખરે નાણાં મોકલવાની ખટપટ મટતી નથી. નાણાં જ પરમુલ્કમાં મોકલવાં જોઇએ.

**મ્હેતાજી**—નાણાં મોકલવાને, નોર વીમો, વગેરેનો મ્હોટો ખર્ચ બેસે છે તેથી નાણાં મોકલવાનો જોગ જ્યાંહાં સુધી ટળે, ત્યાંહાં સુધી વેપારિઓ ટાળવાનું કરે છે. ઇંગ્લાંડના વેપારિઓ ઉપર આપણી તરફથી જે હુંડીઓ થવાની, તેની કમતી થઈ એટલે આપણા અહિંઆંના વેપારિઓ જે તેમના દેણદાર હોય છે, તેઓ તે હુંડીઓ લેવાને ઘણા આતૂર થાય છે. એક કેહે છે; મ્હારે હુંડી જોઇએ છે, બીજો કેહે છે; મ્હારે જોઇએ છે, એ પ્રમાણે ચઢાચઢી થઈ એટલે તે હુંડીઓની કીંમત ચઢે છે. કારણ કે હુંડીની જે રકમ હોય, તે કરતાં વધારે આપ્યું પરવડે, પણ કાપડ લીધું હોય તેને બદલે નાણું વિલાયત મોકલવું પરવડનાર નહીં. એવો જે હુંડીની રકમ કરતાં વધારે અવેજ આપવામાં આવે છે, તેને મંડામણી કેહે છે.

**ગોપાળ**—તે વારે ઇંગ્લાંડના શાહુકારનો જે અવેજ, આપણે અહિંઆંના જે શાહુકાર ઉપર નિકળતો હોય, તેણે વધારે આપવું એવું સિદ્ધ થાય છે.

**મ્હેતાજી**—હા, તે હુંડીની જેવી કમતી હોય છે, તેવો મંડામણીનો અવેજ વધારે આપવો પડે છે.

**ગોપાળ**—વિલાયતના શાહુકાર કનેથી વધારે કીંમતનો માલ આવ્યો ને આપણી કનેથી ઓછી કીંમતનો માલ ગયો, સબબ આપણી હુંડીઓ તેઓ ઉપર કમી થઈ, અને તેમની આપણા ઉપર વધારે થઈ. પણ તેમને જે અવેજ મોકલવો તેનો જે ખર્ચ બેસશે, તે કરતાં મંડામણીમાં વધારે અવેજ જવા લાગ્યો તો પછી તેમને નાણાં મોકલવાં તે ઠીક.

**મ્હેતાજી**—જેવો જેવો દેશ દૂર હોય છે, અને જેવી જેવી મોકલવાની વગ અથવા કવગ હોય છે, તેવો તેવો નાંણાં મોકલવાનો ખર્ચ ઓછો વત્તો બેસે છે.

**ગોપાળ**—ત્યારે આખરે એ જ કે હુંડીવડે જ સઘળું કામ થતું નથી. બાકીના અવેજને પેટે નાણાં મોકલવાં જ જોઇએ. કારણ કે અહિંઆંના જે શાહુકારને હુંડી મળી નથી, તેને અવેજ મોકલ્યા વગર બીજી ગતિ નહીં.

**મહેતાજી**—બીજી ગતિ છે તે કહું છઊં. સાંભળ-કેટલાક વેપારિઓ હુંડીનો જ વેપાર કરે છે. હુંડીઓ ઘણી અને સસ્તી હોય, એટલે તે વેચાતી લઇને તેઓ જ્યારે ઓછી અને મોંઘી થઈ એટલે વેચે છે. જેવો કાપડનો અથવા હર કોઈ જિનસનો વેપાર કરિએ, તેવો જ હુંડીઓનો વેપાર છે.

આપણી તરફથી વિલાયતના શાહુકાર ઉપર થએલી હુંડી ઓછી થઇ, એટલે વિલાયતના શાહુકાર ઉપર બીજા દેશો માંહેથી થએલી હુંડીઓ આપણે ત્યાંહાંના વેપારિઓ ખરીદ કરે છે ને આપણે અહિંઆંના બજારમાં તે હુંડીઓનો વેહેવાર કરે છે.

**ગોપાળ**—વિલાયતના શાહુકાર ઉપર આપણે અહિંઆંના શાહુકારોની હુંડી કમી થઇ અને બીજા દેશમાંથી કંઇ જ થઈ નહીં હોય, ત્યારે કેમ થશે?

**મહેતાજી**—ઘણું કરીને એવું થાય છે કે, એક દેશ માંહેથી ઇંગ્લાંડ ઉપર લખાએલી હુંડીઓની કમતી થઈ, એટલે બીજા દેશ માંહિથી ઇંગ્લાંડ ઉપર લખાએલી હુંડીઓ જ્યાસ્તી હોય છે. એક દેશ જોડે ઇંગ્લાંડનો વેપાર ચાલ્યો હોય છે, તેમાં અહિંઆંથી કમી, ત્યાંહાંથી વધારે, એમ જોકે જા આવ થાય છે, તોપણ તે અંતર ઇંગ્લાંડના સર્વસાધારણ વેપાર જોયો સતે નહીં જેવું થઈ જાય છે. કારણ કે હમેશાં જ ઇંગ્લાંડ તરફ બાહારથી ઘણો માલ જવા લાગ્યો તો તેની કીંમત આપવામાં ત્યાંહાંનો સઘળો પૈસો જતો રેહેશે. જો ત્યાંહાંથી ઘણો જ માલ જવા લાગ્યો તો તેની કીંમતના પૈસા એકઠા થઇને નાણાંનો ભાવ ઉતરશે. સારાંશ જેવી ઇંગ્લાંડની બાકી બીજા દેશો ઉપર લેહેણી નિકળશે, તેવી જ બીજા દેશોની બાકી ઇંગ્લાંડ ઉપર લેહેણી નિકળશે. સબબ, ઇંગ્લાંડ ઉપરની થએલી હુંડીઓને તેમ જ ઇંગ્લાંડની બીજા દેશો ઉપર થએલી હુંડીઓ સમસમાન માનથી થશે. હુંડીઓના વેપારીનું કામ એટલું જ કે, ઇંગ્લાંડ ઉપર કયા દેશમાં હુંડીઓ જાસ્તી થઈ છે તથા ક્યા દેશમાં કમી થઈ છે, તેના બેત ઉપર તે હુંડીઓ એક ઠેકાણે ખરીદ કરીને બીજે ઠેકાણે તે વેચવિઓ.

**ગોપાળ**—ત્યારે આપણે ત્યાંહાંથી ઇંગ્લાંડ ઉપર થએલી હુંડીઓ વેપારી ખરીદ કરનાર નહીં, પણ આપણી ઉપર ઇંગ્લાંડની થએલી હુંડીઓ ખરીદ કરશે. તેવું કીધા સતે તે હુંડીના યોગથી આપણા ઉપર ચઢેલો જે ઇંગ્લાંડનો અવેજ તે; આપણે તે હુંડીઓ લીધી એટલે આપ્યો એવું થશે.

**મહેતાજી**—હા, ઇંગ્લાંડનો વેપાર ઇતાલી દેશ જોડે ચાલ્યો હોય છે. ત્યાંહાંથી અહિંઆ રેશમી કામ ને તેમ જ બીજી જિનસો આવે છે ને અહિંઆથી ત્યાંહાં કાંઇક શિલ્પકૃતિના પદાર્થો જાય છે. પણ અહિંઆંથી ત્યાંહાં થોડા પદાર્થ જાય છે અને

ત્યાંહાંથી અહિઆં ઘણા પદાર્થો આવે છે, તેથી અહિંઆથી ત્યાંહાં નાણાં મોકલવાં પડત, પણ હુંડીઓનો વેપાર કરનારા છે, તેઓને લીધે તેવો પ્રસંગ આવતો નથી. એ વેપારી લોકો ઇતાલી દેશમાંહેથી ઇંગ્લાંડ ઉપર લખાએલી હુંડીઓ વેચાતી લે છે, અને જ્યાંહાં ઇંગ્લાંડ ઉપર થએલી હુંડીઓની કમતી હોય છે, એવી જે જર્મની, ફ્રાન્સ, સ્પેન વગેરે જગાઓ, ત્યાંહાં મોકલે છે.

**ગોપાળ**—ત્યારે જર્મની, ફ્રાન્સ, સ્પેન વગેરે દેશો ઇંગ્લાંડનું કર્જ આપે છે, એવું સિદ્ધ થાય છે.

**મહેતાજી**—હા, તે દેશોને ઇંગ્લાંડનો અવેજ દેવો હશે તો ઇંગ્લાંડ ઉપર લખેલી હુંડીઓને તે દેશવાસી લોકો સ્વીકારશે. નહીં તો, તે હુંડીઓને તે લોક અડકશે પણ નહીં.

**ગોપાળ**—કોઇને એ વિચાર ઉપરથી એવું લાગશે કે, હુંડીના વેપારી લોકો વહેવાર કરે છે તેના યોગથી એવું થાય છે, કે પદાર્થ અહિંઆંથી ત્યાંહાં વધારે મોકલ્યાને લીધે એકની પાસે વધારે ને એકની પાસે ઓછો રહ્યો, એ જે કડાફૂટ તે દૂર થઇને સઘળે ઠેકાણે સમસમાન વેહેવાર ચાલ્યો જાય છે. વારુ, મહારાજ! વેપારી લોકોએ જે માલ લીધો હોય, તેને સારુ પરમુલ્કમાં દ્રવ્ય મોકલવું જ જોઇએ કે?

**મહેતાજી**—હમેશાં જ મોકલવું જોઇએ એમ નથી. જ્યાંહાં માલ કરતાં નાણાનો જ ખપ ઘણો, એવા દેશ જોડે વેહેવાર કર્યો હોય તો જ માત્ર નાણાં મોકલવાં પડશે.

**ગોપાળ**—ત્યારે મંડામણી કહી, એટલે તે આપણી તરફ માલ મોકલનારને મળતી નથી. પણ તે આપણી તરફથી બાહાર માલ મોકલનારને મળે છે. એવું છે, તેથી આપણી તરફના બાહાર માલ મોકલનારને મ્હોટી ઉમેદ થશે, તેમ જ બાહારથી માલ આપણી તરફ લેવો, તેને પણ અટકાવ થશે. તેથી કરીને આપવા લેવાનો વેપાર સમસમાન ચાલશે.

**મહેતાજી**—સમસમાન વેપાર ન ચાલ્યાને લીધે જે નુકસાન થાય છે, તે અહિંઆંથી ત્યાંહાં અને ત્યાંહાંથી અહિંઆં બરોબર માલ આવવા જવા લાગ્યો, એટલે નહીં જેવું થઈ જાય છે.

**ગોપાળ**—એવાં કારણ ઉપરથી નાણાં પરમુલ્કમાં મોકલવાની જે અગત્ય, તે જતી રેહે છે શું? અને કોઈ એક દેશને બીજા દેશની બાકી દેવી હોય તે ફિટે છે શું?

**મહેતાજી**—હા, આ વિચાર ઘણું કરીને સઘળા દેશોની સ્થિતિને લાગુ છે. જે દેશમાં સોનાની ખાણો છે, તે દેશોને કદાચ આ વિચાર લાગુ પડશે નહીં.

**ગોપાળ**—મહારાજ, જે હુંડીઓ ખરીદ કરવામાં આવે છે, તે હુંડીઓના ભાવમાં ચઢ ઉતરી થાય છે ત્યારે, વારુ પરમુલ્કી જિનસ આવી હશે તેની કીંમત મોકલવાને જે ખર્ચ બેસે છે, તેના કરતાં તે હુંડીઓનો ભાવ ઉતરીને કમી થતો હશે કે ?

**મહેતાજી**—હા, તે ભાવ ઘણો ઓછો થાય છે. પણ એવી રીતે ભાવ ઉતરવાનાં કારણો જૂદાં જ છે. અહિંઆંથી ત્યાંહાં વધારે માલ ગયો અને ત્યાંહાંથી અહિંઆં ઓછો માલ આવ્યો, ફકત એ જ કારણ ઉપરથી તે હુંડીઓના ભાવમાં ચઢ ઉતર થતી નથી. પાછળ એવું બોલવું થયું કે, માલનો ભાવ ચઢવો અથવા ઉતરવો, તે જિનસોની કીંમતના વધારે ઓછા થવા ઉપર છે. પણ નાણાના ભાવમાં ચઢ ઉતર થવાને એકલું એ જ કારણ નથી, બીજાંએ કારણો છે. નાણાં ઘણાં થાય, અથવા તે નાણામાં હીણું ભેળાય, અથવા, તેવાં જ બીજાં કારણો હોય, એ વગેરેને લીધે નાણાના ભાવમાં ચઢાઉતરી થાય છે.

**ગોપાળ**—વારુ, આપણી તરફથી પરમુલ્કમાં માલ જાણે વધારે મોકલાયો, તથા પરમુલ્ક માંહેથી માલ આણવો તે થોડો આણ્યો એમ કીધું તો હુંડીના ભાવમાં ચઢાઉતરી થાય છે, તે હરકત મિટે છે કે ?

**મહેતાજી**—તેવું કીધાથી તે ચઢાઉતરી મિટવાની નહીં. અહિંઆંનો માલ બાહાર વધારે મોકલ્યો અથવા બાહારનો માલ અહિંઆં ઓછો આવવા દીધો, તોપણ હુંડીનો વેપાર કરનારો જે છે, તે હુંડીનો વેહેવાર મંડામણી લીધા વગર કરવાનો નહીં. નાણાનો ભાવ પડ્યાને લીધે હુંડીઓની કીંમત વધી તો, તે વેપારીને નફો થયો એમ સમજવું નહીં. કારણ કે, એક દેશમાંહેથી બીજે દેશ માલનું જવું આવવું, તે આખરે જોયું હોય તો, સરખા માનમાં થાય છે.

**ગોપાળ**—મને લાગે છે કે, તમારા બોલવાનો મતલબ હું સમજ્યો કે નાણાનો ભાવ ઉતર્યો, એટલે હુંડીઓ ઉપર મંડામણી લેવાનું કામ શરુ થાય છે. પણ નાણાનો ભાવ ઉતર્યાને લીધે, વેચાઉ જિનસોની કીંમતમાં તો અંતર પડે છે, માટે હુંડીના ભાવમાં પણ અંતર પડશે.

**મહેતાજી**—ખરું, વળી એવું છે કે એકમાંથી બીજે દેશે ઓછો માલ મોકલાય અને ત્યાંહાંથી વધારે આવે, એવું નાણાનો ભાવ ઉતર્યાને લીધે બન્યું તો વેપારની વિષમ ગતિ થઇ એમ સમજવું નહીં. એવું અંતર વેપારની સમસમાન ગતિ હોયા સતે પણ થશે અને હુંડીના વેહેવારમાં ચઢાઉતરી થાય તેથકી તે વેહેવાર કરનારાઓને

નુકસાન અથવા નફો થતો નથી તથા તેને અને માલ બાહાર મોકલવાને તથા તે આપણી તરફ લાવવાને કંઈ સંબંધ નથી.

**ગોપાળ**—માલ બાહાર મોકલવો તથા બાહારનો માલ આપણી તરફ આવવા દેવો, એમાં વધઘટ થવાનું શું કારણ હોવું જોઈએ?

**મહેતાજી**—તે કારણ યથાસ્થિતપણે કેહેતાં આવડતું નથી.

**ગોપાળ**—વારુ, મહારાજ! આપણે અહિંઆં શિલ્પી લોકો નાના પ્રકારના ઉદ્યોગ કરીને જે પદાર્થો ઉત્પન્ન કરે છે, તે સઘળા પરમુલ્કમાં મોકલીને તેને બદલે નાણાં જ અહિંઆં આવવા દીધાં તો તે નાણાં આપણને શા ઉપયોગમાં આવશે?

**મહેતાજી**—તે નાણાં આપણને બીજા પદાર્થો નિપજાવવામાં ને તેમ જ બીજો ઉદ્યોગ ચાલૂ કરવાના કામમાં આવશે. જે દેશોની ચઢતી કળા હોય છે, ત્યાંહાં, અમુલ્ય ધાતુ ફક્ત ઝવેરી, સોનીઓ વગેરેને ઘરેણાં કરીને લોકોને શોભાવવાના કામમાં આવે છે એટલું જ નહીં, પણ દેશમાં જેવી વેચાઉ જિનસોની વધ થાય છે, તેમ તેઓનો વેહેવાર થવા સારુ વધારે દ્રવ્યની જરૂર પડે છે.

**ગોપાળ**—ત્યારે વેચાઉ જિનસોનો સારી રીતે વેહેવાર કરવાને સ્પેન તથા પોર્તુગાલ એ દેશોમાં સારી સોઈ થઈ હશે. કારણ કે, અમેરિકાખંડ માંહેનું સઘળું દ્રવ્ય પ્રથમ તે જ દેશોમાં આવ્યું, પછી ત્યાંહાંથી તેની યૂરોપખંડમાં ચાલ થઈ એવું કેહે છે.

**મહેતાજી**—તે દેશો માંહેથી દ્રવ્ય યૂરોપખંડમાં ચાલીને આવ્યું એમ સમજવું નહીં, પણ તે વેપારદ્વારાએ આવ્યું, એમ સમજવું.

**ગોપાળ**—વારુ, સ્પેન દેશમાં દ્રવ્ય પુષ્કળ થયાને લીધે શિલ્પ કર્મવડે થએલા એવા નાના પ્રકારના પદાર્થો પરમુલ્કમાંથી તે દેશમાં ઘણા જ જવા લાગ્યા તો તે દેશના ઉદ્યોગને અટકાવ થવાનો નહીં કે?

**મહેતાજી**—અટકાવ તો ખરો જ, પણ ઘણો જ અટકાવ થનાર નહીં. કારણ કે અમેરિકાખંડ માંહેથી જે સોનું રૂપું સ્પેન દેશને મળે છે, તે થોડુંક તેને બદલે ખર્ચ થઈને મળે છે. થોડું અમેરિકાખંડમાં કર બેસાડ્યા હોય તેનું તથા થોડુંક ત્યાંહાંની ધાતુની ખાણોના ભાડાનું મળે છે.

હવે આ વેપારનું પ્રકરણ બંધ કરિએ. જેઓ થકી પેદાશ થાય છે, એવાં જે પેદાશનાં જૂદાં જૂદાં અધિકરણો તેઓનો વિચાર થયો. હવે તે ઉત્પન્નનો વ્યય કેવી રીતે થાય છે અને તેથી શું શું થાય છે, તેનો આગલા સંવાદમાં વિચાર થશે.



## ઉત્તરભાગ સંવાદ ૨૨ મો

—————

### સંપત્તિવ્યય એટલે ખર્ચ બાબત

ઉત્પન્નનો વહિવટ કેમ થાય છે–લોકો કેવો અને શો ખર્ચ કરે છે,–પુંજીનો ખર્ચ કરયા થકી શું થાય છે–દેશની પુંજીનો વહિવટ કરયો હોય તો તેથી ત્યાંહાંના સઘળા લોકોનું હિત શી રીતે થાય છે–પુંજીના વહિવટ વિશે સરકારે કંઈ કાયદો બનાવ્યો તો તેથી સું અને શી રીતે બનશે–જે થકી અનેક સુખનો ઉપભોગ થઈ આવે છે, તે પદાર્થોં તરફ માણસોનું દિલ

એકઠું જોઇએ કે કેમ–તે પદાર્થોંનો ઉપભોગ ઉદ્યોગને વધારવા વિશે કેવી

હીણું છે. રીતે કારણ થાય છે–મજુર લોકો કને સંપત્તિનો એકાએક

ચઢાઉતરી વધારો થયો તો તેણે કરીને તેમનો બિગાડ શી રીતે થાય

છે–અતિશય ખ્યાલી ખુશાલી થકી શું અનહિત થાય

ગોપાળ– છે–એ સઘળા વિષય આ ઠેકાણે કહ્યા છે.

પરમુલ્ક માંહેથી ૧—પુંજીનો સંચય શી રીતે કરવો, તથા તે થકી ઉત્પન્ન કરી લેવાને ઉતરી થાય છે, તરીતે કરવો, એ તો તને સમજાયું; હવે પુંજીથકી જે ઉત્પન્ન થાય

મહેતાજી—ેવો થાય છે તે કહું છઊં.

વધારે મોકલ્યો અથવાપન્ન થયું એટલે તેનો ખર્ચ થશે અથવા તે જ સાંચીને પુંજીમાં વેપાર કરનારા જે છે, તેમનશે. જે કોઇ જેમ જેમ કસરથી ખર્ચ કરીને ઉત્પન્ન એકઠું ભાવ પડ્યાને લીધે હુંડીસુંજીમાં તેનો વહિવટ કરતો જાય છે, તેમ તેમ તે માતબર નહીં. કારણ કે, એક દેશ

હોય તો, સરખા માનમાં જેવું માણસ વિશે છે તેવું જ દેશવિશે સમજવું. દેશની પુંજી ઉદ્યોગે

ગોપાળ—મને લાને વધે છે, અથવા ઉડાઉપણાથી ઓછી થાય છે.

ભાવ ઉતર્યો, એટલેમાં જેઓ રેહેનારા, તે સઘળાઓની જે પુંજી, તેને જ દેશસંપત્તિ

ભાવ ઉતર્યાને

ભાવમાં ...જી—હા, પણ એ જ પ્રકારે દેશનું ઉત્પન્ન સમજવું નહીં. લોકોની પેદાશ ...થી દેશની પેદાશની અટકળ કરવા ગયા તો કેવળ અપસિદ્ધાંત થવાનો. કારણ કે કોઈએકને દર સાલ દસ હજાર રૂપિયાની પેદાશ હોય, ને તે માંહેથી દર સાલ પાંચશે રૂપિયા ઘર ભાડાના જવા લાગ્યા, તો તે પાંચશેં રૂપિયા યદ્યપિ ઘર ધણીને મળ્યા તો પણ તે પેલા દસ હજાર માંહેથી ગયા એમ સમજવું. તે દસ હજાર અને ઘર ભાડાના પાંચશે રૂપિયા એ પ્રમાણે ગણતા ગયા તો દેશનું આયપત કેટલું, એનો નિર્ણય થવાનો નહીં.

**ગોપાળ**—દેશ આયપતનો ઠરાવ કરતાં જેમ એક એકનું આયપત ગણવું નહીં, તેમ દેશના ખર્ચનો ઠરાવ કરતાં પણ એક એકનો ખર્ચ ગણત્રીમાં લેવો નહીં કે? કારણ દસ હજાર માંહેથી પાંચશે રૂપિયાનો ભાડાને પેટે ખર્ચ થયો, તે જ રૂપિયા ઘરધણી પાસે ગયા એટલે તેમનો વળી કશાકમાં પણ ખર્ચ થવાનો.

**મહેતાજી**—ઉત્પન્ન પ્રમાણે જ ખર્ચ વિશે સમજવું નહીં. પૈસાનો ખર્ચ કરવો, એટલે સારું કરવું એવું છે. પૈસો આપીને તેની જ કીંમત જેટલી બીજી વસ્તુ લેવી, એવું નામ તે ખર્ચ કરવો. રૂપિયા આપીને અર્ધો ફરો દાણા લીધા અથવા દોઢોડ રૂપિયો આપીને ધોતીઊં લીધું એમાં એવું થયું કે, આપણી કનેથી હડી રૂપિયા ગયા, પણ વિચાર કરીને જોતાં કંઈ ગયું નથી. એક વસ્તુને ઠેકાણે બીજી વસ્તુ થઈ એટલું માત્ર થયું. પેટને અનાજ અને શરીરને સારું કપડું મળ્યું.

**ગોપાળ**—એવું છે તો ખર્ચ કર્યાથી લોકો ગરીબ શા સારુ થાય છે?

**મહેતાજી**—વસ્તુ વેચાતી લેવી, એ ગરીબીનું કારણ નથી. તે વસ્તુનો ખર્ચ કરવો, એ ગરીબીનું કારણ છે. દાણા તથા ધોતીઊં વેચાતું લઈને મુકી છાંડ્યાથી હડી રૂપિયા ગયા એમ નથી; પણ દાણો પેટે ખાધો ને લુગડું વાપર્યું, એટલે આપણી ગાંઠમાંના હડી રૂપિયા ઓછા થયા એમ સમજવું. કણિઓ સેંકડો ફરા દાણો ખરીદ કરે છે, ને કાપડનો વેપારી સેંકડો દોટી વેચાતી લે છે, તેણે કરીને તે ગરીબ થતા નથી. કારણકે તેમને ત્યાંહાં તે વસ્તુનો ખર્ચ થતો નથી.

કોઈએ કાંઈ વસ્તુ વેચવા સારુ ખરીદ કરી, એટલે તે તે વસ્તુઓનો વેપારી થાય છે, તથા તે વસ્તુઓ તેની વહિવટ કરવાની પુંજી થાય છે. પણ તે વસ્તુ ખર્ચવા સારુ એટલે ઘરમાં વાપરવા સારુ લીધી એટલે વેપાર કર્યો એવું થતું નથી; પણ તેનો ખર્ચ કર્યો એમ સમજવું.

**ગોપાળ**—મ્હને તમારા બોલવાનો મતલબ સમજાયો. જે કોઇ વેચવાને માટે કંઈ ખરીદ કરે છે, તે તેની પુંજી; તથા તેનો વહિવાટ કીધા સતે તેને નફો થાય છે. જે કોઈ માલ વાપરવાને સારુ ખરીદ કરે છે, તે તેણે વાપર્યો એટલે તેનો તોટો થાય છે; એટલે તે માલને પેટે જે પૈસો આપ્યો હોય છે તેનો નાશ થાય છે.

**મહેતાજી**—હા, એક કનેથી બીજા કને માલ જવાને પૈસો સાધન છે; પૈસાનો એકવાર ખર્ચ થયો તો પણ તે નવોનો નવો જ રહે છે; ને માલ વાપર્યો, એટલે જતો રહે છે.

સઘળા લોકોની સંપત્તિ ઉપરથી દેશની સંપત્તિની જેમ અટકળ કાઢવી, તેમ જ લોકોના ખર્ચ ઉપરથી દેશના ખર્ચની અટકળ કાઢવી; તથા ફલાણો દેશ આબાદ છે કે કેવો, એ સમજવા સારુ દેશમાં જે ખર્ચ થતો હોય તે લાભકારી કેટલો છે તથા અલાભકારી કેટલો છે, એનો વિચાર કરવો.

ગોપાળ—લાભકારી ખર્ચવડે સપત્તિ વધે છે, ને અલાભકારી ખર્ચથી સંપત્તિ ઘટે છે.

વારુ મહારાજ! કોઈએક ઘણો જ ઉડાઉ નિકળ્યો; અને તેણે પોતાની સઘળી આમદાની તથા પુંજી પણ અવળી કીધી; પણ જો એવો ખર્ચ લાભકારી મજૂરોની સંભાળ કરવામાં થયો હોય તો, એવું થવાનું કે તે ખર્ચ કરનાર ગૃહસ્થ તો ડુબ્યો, પણ તે થકી દેશનું કાંઇ માઠું થયું નહીં. હશે, મ્હારા મત પ્રમાણે તો કોઇએકે લાભકારી મજૂરોની સંભાળ કરીને તે થકી પોતાને નફો થાય એવી બુદ્ધિએ પોતાની પુંજીનો વહિવટ કર્યો, અથવા તે લાભકારી મજૂરોએ બનાવેલી જે સુખકારક જિનસો, તે પોતાના ઉપભોગને સારુ વેચાતી લેવામાં પોતાની પુંજી ખર્ચી તોએ તેનું ફળ સરખું જ.

જો અલાભકારી મજૂરોની સંભાળ કરવામાં પૈસો ખર્ચ્યો હોય અને તેને બદલે કંઇ કેહેવા જેવી વસ્તુ હાથ આવી નહોય તો તે જુદી વાત છે. જો તે પૈસો વેપારી, કારીગર, એવા એવા લોકોમાં ખર્ચીને સારું સુંદર ઘર સામાનવડે ભરેલું, ડોલદાર, ગાડી ઘોડો, સેવામાં ઘણા ચાકર, તથા મ્હોટી મ્હોટી મેજબાનિઓ, એવી એવી ખ્યાલી ખુશાલી કરી લીધી હોય તો એવું થયું કે, બીજા પદાર્થો ઉત્પન્ન કરવા સારુ વેપારી, કારીગર, લોકોને સોઇ પડે તે વાસ્તે, તે ઘોતાળ બાવાએ પોતાની પુંજી તે લોકોને જાણે સોંપી જ દીધી.

*મહેતાજી*—એવું થયું હોય તો, તે ઘોતાળ બાવાએ કંઇ ખરાબ કીધું નહીં. તેણે પોતાની પુંજી વેપારી લોકોમાં ખર્ચી, એટલે પોતાની પાસેનો પૈસો આપીને તેટલી કીંમતના નાના પ્રકારના પદાર્થો લીધા એ એક તેણે નવી પુંજી મેળવી, પણ તે ઘોતાળ બાવો એવી પુંજીનો કયા વેહેવારમાં વહિવટ કરશે?

ગોપાળ—પોતાની ઇચ્છા પૂરી પાડવી, પોતાના ઇષ્ટ મિત્રોને મેજબાની આપવી, ગાડી ઘોડા વાપરવા, ઊંચાં કપડાં પેહેરવાં તથા ચાકરોને સારા શોભાયમાન કરવા, એવા વેહેવારમાં તે પુંજીનો વહિવટ થવાનો.

મહેતાજી—ત્યારે તો એવું થયું કે, વેપારી વગેરે લોકોને જે પૈસો આપીને તેમની કનેથી નાના તરેહના ઉપભોગ કરવાના પદાર્થો લીધા, તે પૈસાનો ઘટતો ખર્ચ ન થતાં તે

ઉપભોગ કરવાના પદાર્થોનો ડોલડિમાકમાં ફડચો ઉપડી ગયો. સબબ એવી જે પુંજી, તે ધોતાળ બાવાએ ઉડાવી તે વિશે તેણે જાતે અને લોકોએ હાથ જ ધોયા. સારાંશ પુંજીનો કેવળ ઉપભોગને જ અર્થે જે ખર્ચ, તેને જ ખરો ખર્ચ કેહેવો. બીજી જિનસો ઉત્પન્ન કરવાને જે ખર્ચ થાય તે તો ફક્ત કેહેવાનો જ ખર્ચ થયો.

**ગોપાળ**—લોકો પૈસા ખર્ચીને ખ્યાલી ખુશાલીની જિનસો જો વેચાતી ન લે તો કારીગર લોકોએ તે જિનસોને શું કરવું. લોકોમાં જિનસોનો ખપ જોઇને એમાં આપણને ચાર પૈસા મળશે, એવી આશાએ કસબી લોકો તે જિનસો નિપજાવે છે.

**મહેતાજી**—નાના પ્રકારની ખેલની જિનસો, મિઠાઇઓ તથા તેવા જ બીજા મોજના પદાર્થ શહેર માંહેની દુકાનોમાં, તથા ઘણું કરીને જાત્રાઓમાં હોય છે, તે તથા નાચ તમાસા, દુર્વ્યસનો વગેરેનો ખપ લોકોમાં ઓછો થયો તો તે ઉપર ગુજરાન કરનારાઓના કસબમાં કમી થશે ખરું, પણ લોકોનું તે થકી કાંઇ માઠું થવાનું નહીં. પુંજીનો ખર્ચ થાય છે, ત્યારે જ તેથકી પેદાયશ થાય છે. પણ જેઓ ઉદ્યોગી હોય એવાઓમાં તે પુંજીનો ખર્ચ થયો જોઇએ. તેઓ થકી સારું મૂલવાન્ ઉત્પન્ન થાય છે. તથા તેના યોગથી બીજી જિનસો લેવાય છે; ને તે જ મૂલવાન્ ઉત્પન્ન કારીગર કસબી એવા લોકોમાં વેહેચાયું જાય છે. તેણે કરીને તેઓને પોત પોતાના ધંધા કરવાની ઉમેદ આવે છે. માતબર લોકો ધોતાળપણું ન કરતાં જે કંઇ રાખે છે, તેણે કરીને મધ્યમ સ્થિતિના અને કનિષ્ઠ સ્થિતિના લોકોને સુખ થાય છે.

**ગોપાળ**—પણ લોકો એવું કહે છે કે, જે કોઇ મનનો ઉદાર ને હાથનો છૂટો હોય છે, તેના ઢસળા ખર્ચથી જોકે તેનું માઠું થાય છે, તોએ તેને હાથે ઘણાકની સંભાળ થાય છે.

**મહેતાજી**—એવું બોલવું એ દેશવ્યવહારવ્યવસ્થામાં બિલકૂલ ઉપયોગી નથી, ને ઉલટું બિલકૂલ ભમાવનારું છે. તે ધોતાળ બાવાની પેઠે એશઆરામમાં લોકો સંપત્તિ ઉડાવવા લાગ્યા, તો પછી મજૂરી કરનાર લોકોનો કેમ બચાવ થશે? ઉદ્યોગ કરનારાઓને ધંધો મળવાનો નહીં, તેને લીધે તેમને ગુજરાન કરવું કઠણ થશે; તથા પેટને અનાજ, શરીરને કપડાં ને રહેવાને ઠેકાણું મળવાનું નહીં. સઘળી સંપત્તિનો ખર્ચ ઉડાઉ લોકો તરફ થવા લાગ્યો, ને મેહેનતી લોકો ભૂખે મરવા લાગ્યા, એવી જે દેશની દશા, ત્યાંહાથી રહેતે રહેતે સંપત્તિનો અને લોકોનો ભરાવ જતો રહે છે, એમ કેહેવું પડવાનું નહીં.

**મ્હેતાજી**—સુખ ભોગના પદાર્થ ક્યા તથા સંસારને અગત્યના પદાર્થ ક્યા, એવું જોવા ગયા તો નિર્ણય થવો કઠીણ છે. ગરીબ લોકોથી સુસારાવડે જે જિનસો લેવાય છે, તે તેમના સંસારને અગત્યની જેવી હોય છે. જેણે જે પદાર્થ અગાઉ ખાધો લીધો ન હોય તે પદાર્થ તેને મળ્યો, એટલે તે તેને બિલકૂલ અપૂર્વ લાગે છે. તે પદાર્થ માતબરને તો રોજનોજ છે પણ એને તે સુખભોગનો પદાર્થ થઇ પડે છે. ત્યારે પદાર્થ અમુક પ્રકારનો અમુક માનનો હોય, એટલે તે સુખભોગનો પદાર્થ એમ થતું નથી—પદાર્થ એ સુખભોગના પદાર્થ રૂપે થઇ પડવું એ ઉપભોગ કરનારાની સ્થિતિ ઉપર છે. ગરીબને જમવામાં સારું શાક અને એકાદું પકવાન થાય, એટલે તે તેને મિષ્ટાન્ન થાય છે. કારણ કે તેના સુસારા પ્રમાણે તેના રોજના જમણમાં ભાત અને રોટલો હોય છે. શ્રીમંતોને ત્યાંહાં તો સારાં શાકો, પકવાનો રોજનાં રોજ જમવામાં હોય છે. ત્યારે એકને જે સુખ ભોગ પદાર્થ, તે બીજાને નિત્ય વાપરવાનો પદાર્થ થાય છે.

**ગોપાળ**—ફલાણી મોજની જિનસ તથા ફલાણી સંસારને જરૂરની જિનસ, એ નિર્ણય કરવો એ તો જાણે કઠણ; તે કરાવે ફલાણાએ ફલાણી જિનસનો ઉપભોગ ન કરવો એવી મનાઈ પણ ન કરવી—અતિશય ખર્ચ કરવા વિશે ફક્ત મનાઈ શું? પણ દંડ હોવો જોઇએ.

**મ્હેતાજી**—જે કોઇ ઉડાઉપણાથી વર્ત્તે છે, તે ભીખ માગતો થાય છે, એ જ તેને દંડ સમજવો. તે દંડનું ભય અવિચારથી ચાલનારાને પણ આવી પડે છે; તેણે કરીને મ્હોટ મ્હોટા ખર્ચ કરવા વિશે તેની હામ ચાલતી નથી. ખાઇ પીઇને સુખ-સમાધાન પામવાં, સંસાર સારો ચલાવવો એવો માણસનો સ્વભાવ જ છે; એવો સ્વભાવ જ્યાંહાં ત્યાંહાં લોકોને સુખ થવા વિશે જરૂરનો છે. પોતાને સુખી કરી લેવા વિશેની જે જાગતી વૃત્તિ માણસમાં મુકેલી છે, તેણે કરીને આ જગતની સ્થિતિ ઉત્તરોત્તર ઉત્તમ પ્રકારની થતી જાય છે. આપણો સંસાર સારો નામાંકિત કરવો, એવું જે બિચારાનું લક્ષણ હોય છે, તે વખાણને લાયક થાય છે. તે લોકોમાં ગમે તે સ્થિતિનો હોની, તોએ તેની તે વૃત્તિનો ભંગ કરવો નહીં.

માણસની વૃત્તિ અનેક પ્રકારની હોય છે. કોઇ થોડી સરખી મિલકત કરીને સ્વસ્થ બેસે છે. તે પોતાનાં છોકરાં છૈયાંને થોડો ઘણો વેહેવાર કામ ધંધો શિખવે છે, અને આગળ જતાં તે મને કામ લાગે, તે સારુ વર્ષ આખરે ચાર પૈસા એકઠા કરી મુકે છે. કોઇની હામ મ્હોટી હોય છે. તે મ્હોટી મેહેનતવડે તથા પોતાની બુદ્ધિનાં બળવડે ઉથલ પાથલ કરીને પુંજી જેટલી ઉપજાવી શકાય, તેટલી ઉપજાવે છે. તેમાથી તે સંચય

કરે છે, ખર્ચ સારાં ડોળથી કરે છે, તથા ખાઇ પીઇને મોજ મારે છે ને એ પ્રમાણે પોતાનો તથા પોતાના કુટુંબનો પોતાના પરાક્રમવડે લૌકિક વધારે છે.

**ગોપાળ**—સંપત્તિ મેળવવા વિશે લોકો અનેક મતલબે પ્રવૃત્ત થયા હોય છે. એક પોતાનું લગ્ન થવા સારુ સંપત્તિ મેળવે છે, એક ગાડી ઘોડા મળવા સારુ તથા એક બાગ બંગલો થવા સારુ સંપત્તિને નાદે લાગે છે. વળી કોઇક તો પોતાનાં છોકરાં છૈયાંનો સારો ઉદય થઇને તેમની આબરુ પ્રતિષ્ઠા વધે, એ બુદ્ધિએ સંપત્તિનો સંગ્રહ કરે છે.

**મહેતાજી**—લોકોની એવી એવી વૃત્તિ થઈ, એટલે તેમની ઉદ્યોગ તરફ તથા મિત વ્યય તરફ પ્રવૃત્તિ થાય છે. ઉદ્યોગ કરવો, યુકિતએ ખર્ચ કરવો એવી એવી ટેવ એકવાર પડી, એટલે છૂટતી નથી.

કેટલાએક લોકોની એવી વૃત્તિ હોય છે, કે અમારા સરખો ડાકડિમાકથી ચાલનારો કોઈ જ નથી. એવી અમારી કીર્તિ થાય, વાસ્તે ઇનામ જાગીરો થકી જે આવક થાય છે તે આજ, સરંજામ, ઘોડા, ઘણાં માણસો, તથા હાજી હાજી કરનારા એઓમાં તેઓ ખર્ચી નાંખે છે. એવાઓને હાથે દેશનું કંઈ સારું થતું નથી. વગર કામે બેસનારા જે તેઓની જનાબનાં માણસો તેમની માત્ર સંભાળ થાય છે. તે જો કાઢી નાખ્યા હોય અને જેટલો ખર્ચ જોઇએ તેટલો જ રેહેવા દીધો હોય તો, તેમની આવકમાં કંઈ કમી પડનાર નહીં. છે, તે કરતાં વધારે આવવા માંડશે તથા સેંકડો મેહેનતુ માણસોનાં પેટ ભરાવા લાગશે. એવી ઘણા ચાકર અમસ્તા રાખવાની ચાલ ઇંગ્લાંડ દેશમાં આગળના સરદાર લોકમાં હતી તથા તે હિંદુસ્થાનમાં પણ ઘણી છે.

કોઇના મત પ્રમાણે એવું છે કે, આ જગતમાંહેના સઘળા લોકો તે માંહેથી અર્ધાનું કામ એવું હોય છે કે, તેમણે બાકીના જે અર્ધા લોક તેમને કામે લગાડવા, એટલે એમકે, એવા પદાર્થો કરી રાખવા, કે તેઓ ઉપર આગલા અર્ધા લોકોનું મન દોડીને તેમને ઉદ્યોગ કરવાની હોંસ થાય. પછી તે પદાર્થો ગમે તેવા હોયની, પણ તે પદાર્થ દીઠા એટલે તેઓ વિશે ઇચ્છા ઉત્પન્ન થઇને તે મેળવવા વિશે તેઓ ઉદ્યોગે લાગે. એવું થયે સતે, સારો પરિણામ થશે તથા વેપાર પણ સારો ચાલવા લાગશે—સારી પાઘડી, ઘડિઆળ, અથવા તેવો જ કંઇ અપૂર્વ પદાર્થ નજરે પડ્યો, એટલે તે મ્હારે જોઇએ, એવી ઇચ્છા ઉપજીને તે વેચાતો લેવાની શક્તિ આપણામાં આવે, તે સારુ માણસ ઉદ્યોગ કરવા માંડે છે અને સંચય પણ કરવા માંડે છે.

**ગોપાળ**—વસ્ત્રાદિકે કરીને પોતાનું શરીર સારું શોભાવવું, એવો માણસનો સ્વભાવ જ છે.

**મહેતાજી**—અરે એકલું શરીર જ શું પણ ઘરબાર, તે જ્યાંહાં હોય તે જગા વગેરે પણ શોભાવવા વિશે માણસને હોંસ થાય છે. આપણી તરફ તો ઝાઝું કરીને જોવામાં આવતું નથી. પણ ઇંગ્લાંડ દેશમાં તો ગામ ગામોત્રામાં ગયા તો પણ ત્યાંહાં ગરીબ લોકોનાં ન્હાનાં ન્હાનાં ઘર સારાં તથા સાફ નજરે આવે છે. આંગણાં તથા ઘરની પાસેની જગા બિલકૂલ સાફ હોય છે. ત્યાંહાં ઝાડોનાં ચાર કુડાં માંડેલાં તથા શાકભાજી વાવેલાં એવો એક બાગ, તથા ઘરમાંહે પણ સારું સાફ રાખીને, ભીંતોને કાંઈ ચિત્રો વગેરે પદાર્થોવડે થોડાંમાં જ ટાપટીપ કરીને રાખેલી હોય છે. તે ગરીબોને થોડું મળતર સતે ને ઘરબાર એવાં સુશોભિત રાખવાની ઇચ્છા હોય છે એ જ વધારે.

**ગોપાળ**—કોઈ કહે છે કે, અજ્ઞાની લોકોને સંપત્તિ મળી સતે તેણે કરીને તેમનો બિગાડ થાય છે, એ કેમ?

**મહેતાજી**—કોઈ કોઈ ઠેકાણે એવું થાય છે કે, એક તો મૂળે અજ્ઞાન જ. લખવું, વાચવું, સારી શિક્ષા એ તો મુળગું જ માલમ નહીં, એવાઓને સંપત્તિ મળી એટલે તેઓ ઉન્મત્ત થાય છે. તેઓનું ઉદ્યોગપર ચિત્ત હોતું નથી. દુર્વ્યસન તરફ દિલ દોડે છે; ને એ પ્રમાણે તેઓ બિગડી જાય છે. જેઓને સારી સંગત હોય છે, તેઓને યદ્યપિ થોડો પૈસો મળ્યો, તોએ તે ઉડાવવો નહીં. તેવડે લુગડાં લત્તાં લેવાં, ઘરબાર સારાં કરવાં એવી બુદ્ધિ થાય છે. પણ એવું કોઇ વેળા જ થાય છે. અજ્ઞાની લોકોને સંપત્તિ મળી સતે તેમનો મૂળનો સ્વભાવ બદલાઇને તેઓ સારા સુધર્યા, એ તે કોઇક જ.

**ગોપાળ**—અજ્ઞાની લોકોની વાત તો પડતી મુકો; પણ સારા શિખેલા જ્ઞાની એઓને સંપત્તિ મળેથી, એમનો પણ બિગાડ થએલો માલમ પડે છે. કેટલો અને શો ખર્ચ કરવો, એનું તેમને ધોરણ રેહેતું નથી. કોઇ કહે છે કે રોમન લોકોનું રાજ્ય ચાલતું હતું ત્યારે કોઇએક બાઇરીના અંગ ઉપર જે ઘરેણાં હતાં તે ત્રણ કરોડ રૂપિયાનાં હતાં એ કેવો અંધાધુંધી ખર્ચ? તેમ જ અહિંઆંના નાગપૂરકર ભોસલે એઓનો અંગરખો સાઠ લાખ રૂપિયાનો તથા ટિપૂ સુલતાનનો પલંગ ત્રણ લાખ રૂપિયાનો હતો; તથા હિંગણાને (મનુષ્યની અટક) રોજ ત્રણશેં રૂપિયાની કસ્તુરીમય ખિચડી જોઇતી.

**મહેતાજી**—રોમન લોકોનું બીજું વધારે અંધેર ઉડાઉપણું કહું છઉં તે સાંભળ. અરે, એક ઉજાણી કીધી હતી તેને ૭ લાખ રૂપિયા લાગ્યા હતા; અને એક પાદશાહને દરરોજ અમસ્તું વાળું કરવાને સાઠ હજાર રૂપિયાનો ખર્ચ થતો. રોમન લોકોનું ડાકડિમાક વિશેનું જે ઉડાઉપણું તે તો ઘણું જ ખરાબ. તેઓએ સારો ઉદ્યોગ કરીને સંપત્તિ મેળવેલી નહીં. બધા દેશના દેશ લુટીને તથા ઉજ્જડ વાળીને તેઓએ

સંપત્તિ આણેલી તેથી મનમાં આવે તેમ તેઓ તે ઉડાવતા. તે સંપત્તિથી એવું થયું કે, બીજા લોકોનું છિનવી લેવાનો તે લોકોનો સ્વભાવ થયો; તથા તેમના રાજ્યમાંહેના મુલ્કમાં માલનું રક્ષણ ન થાય એવું થયેથી ઉદ્યોગનો ભંગ થયો–રોમન લોકોમાં સંપત્તિ થઈ હતી તો પણ તેની પરમસીમા થઈને સર્વ ઠેકાણે બરાબરી હતી એવું ન્હોતું. પણ એક તરફ ધનસંપદા, પરાક્રમ, અને એક તરફ ગુલામગિરી, લાચારી, કંગાલી એવું થયું હતું. હશે.

તરેહ તરેહના સુખના ઉપભોગ થકી એવું થાય છે કે, લોકમાં ઉદ્યોગની પ્રવૃત્તિ થાય છે, તેમ જ ખર્ચ પણ વધારે થવા લાગે છે. ઉડાઉપણું ન થતાં ઉપભોગ થતો હોય તો ખર્ચ કરવામાં કંઈ ફિકર નહીં. એ થકી લોકોનું સારું થાય છે. ઉડાઉ-પણું થઈને આયપત સુદ્ધાં પુંજી પણ ગળક થઈ જાય એવાં સુખોનો ઉપભોગ કરવો નહીં. એવું થવા લાગ્યાથી સર્વ પ્રકારે માઠું થાય છે.

દેશ સારો ભરપૂર કરવો હોય તો પુંજી વધારવી જોઇએ. કોઈ કહેશે કે, પુંજી વધારવાવિશે કાયદો હોવો જોઇએ, તો તેમ થવાનું નહીં. માલનું રક્ષણ થવા વિશે કાયદો થયો હોય એટલે બસઃ પછી પુંજી વધશે. પુંજીનો વહિવટ અમુક રીતે કરવો, તે અમુક પ્રકારની જોઇએ, તેનો આટલો જ ખર્ચ થવો જોઇએ, એવી કાયદાવડે ખેંચતાણ કીધી તો, તે થકી એટલું થવાનું કે, લોકોમાં ઉદ્યોગનું થવું ધીમું પડી જશે.

**ગોપાળ**—જે કોઈ પોતાની પેદાશ માંહેથી સંચય કરીને પોતાની પુંજી વધારે છે, તે મજુર લોકનું પેટિયું વધારે છે, એમ સમજવું. જે કોઈ ખર્ચ કરીને પોતાની પુંજી ઓછી કરે છે, તે તે લોકોનું પેટિયું ઓછું કરે છે. વેંહેંચેલી પુંજી પાછી જેમની તેમ થવી જોઇએ, તે કામ તો મજૂરોને હાથે થાય છે. પેટિયું એ તો મજૂરોને કામ ઉપર રાખવાનું સાધન છે; તે કારણ વાસ્તે, કોઈ ગમે તે કાં નથી હોતો, પણ ખર્ચ ગજા પ્રમાણે રાખીને પોતાની જે પેદાશ હોય, તે માંહેથી સંચય કરીને વર્ષને છેડે પોતાની પુંજીમાં કંઈ પણ નાખતાં જવું; એમાં તેનું સારુ છે. એટલું જ નહીં, પણ નીતિ માર્ગ જોતાં તેણે તેમ કીધું જ જોઇએ.

**મહેતાજી**—અરે, પુંજીમાં જે પડવાનું તે તો જેવું આયપત તથા ખર્ચ હશે તે મુજબ થશે. જેમ કંજુસાઇ કરીને વેલા ભોગવવી નહીં તેમ જ ઢસળા થઈને ખર્ચ કરવી નહીં; ઘેલાળપણું કરવું નહીં; બેત બાતથી ખર્ચ કરવો; મનમાં વિચાર કરવો કે આ ખર્ચ તો કીધો જોઇશે અને તે કરવો ઘટારત છે કે કેમ; ને એમ વિચારતાં જો બુદ્ધિને પ્રશસ્ત લાગ્યો તો તે ખર્ચ કરવો. કોઇ મ્હોટો સંભવિત ગૃહસ્થ હોય ને તેને મ્હોટું કુટુંબ હોય

ત્યારે તેના ઘરમાં ખર્ચ ખુટણનો કેટલોએ બંદોબસ્ત હોય, તોએ વર્ષને છેડે જે સંચય થવાનો તે જે ગૃહસ્થને એટલું જ આયપત ને કુટુંબનાં માણસો થોડાં તેના સંચયના જેટલો થવાનો નહીં.

આયપત કેટલુંએ મ્હોટું હોયની, તોય માણસે ખર્ચ ખુટણનો બંદોબસ્ત છોડવો નહીં. મ્હારી ગાંઠિ ઘણા પૈસા છે, વાસ્તે હું વ્યવસ્થા છોડીને ખર્ચ ખુટણ કરૂં છઉં, તો એ તેનું બોલવું ચાર લોકમાં માન્ય થશે. વ્યવસ્થા એ મ્હોટો ગુણ છે. નીતિ વિચારે કરીને જોતાં એવું છે કે, સઘળાઓએ વ્યવસ્થાથી ચાલવું. કોઇ સંપત્તિવાનને ઘેર સારા ડોળથી ખર્ચ થતો હોય, તો તેવો ખર્ચ રાખવામાં કંઇ પણ મતલબ હોય છે. સંસારની વ્યવસ્થા છોડીને ઉડાઉડ કરવી, એમાં કંઇ જ હેતુ નજર આવતો નથી. ઉડાઉડ કરનારાને જે તોટો થાય છે, તે, તેને તુચ્છ લાગ્યો તો પણ ગરીબ ગુરબાંના ઉદર પોષણ, કામ ધંધો ચલાવવામાં ઉપયોગી પડનાર એવો જે સંગ્રહ, તે માંહિથી તે તોટા જેટલી ઘટ થઇ એમ સમજવું.

